# કિશોર

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

૧૯૪૯
માર્ચ

[illegible] જ્યાં પરમેશ્વર છે ત્યાં [illegible]
પરમેશ્વરને કોઈ પૂજતુ નથી.

—'સર્વોદય' માંથી



# અમે તો બાલવીર બલવીર

[ ભ-વો ]

અમે તો બાલવીર બલવીર,
અમારાં રૂધિરરણ અધીર.

જન્મભૂમિ જયમંગલ કરવા, કાળજડે કર્યા કોડ,
ગુલામી ઝરુખાં સ્વપ્નસિદ્ધિનાં ઉગ્યાં ઉરે પ્હરોઢ,
જ્યાં ઝઝવાત સમીર,
અમારે દાખવવાં ત્યાં હીર.

મનોમંદિરે જન્મભૂમિની મૂર્તિ ગૌરવવાન,
પ્રાણ પ્રાણને-પરાગ પમરે શુચિ પ્રતિષ્ઠા સ્થાન.
અર્પવા મને અર્ધ્યપાદ,
અમારે નાદે એ જયનાદ.

સ્વપ્ન મધુરાં સુન્દર જેવી સિદ્ધિ હો પ્રસ્થાન,
પ્રાણવાન પ્રગતિને પંથે પ્રયાણ હો જયમાન.
સ્વપ્નથી જેવી સિદ્ધિ,
સ્વપ્ન તો ઉરની સિદ્ધિ.

જેવું આયુષ્ય પ્રભાત ઉઘડે, તેવું તપે મધ્યાહ્ન,
જીવનને મધ્યાહ્ને કરવા કોડે અગ્નિસ્નાન,
ઉગ્ર બનશે ઉરનું ખમીર,
પ્રાણના નેત્રે ઉછળે નીર.

અમ જીવને આદર્શ દર્શન, આદર્શો ઉત્થાન,
અંતર ઝળકે અમરક્ષણની રેખા પુણ્યક પ્રભુગાન,
જેવા ઉરના છે આદર્શ
એવા આદર્શો ઉત્કર્ષ.

હસ્ત-પાદ કર્ણ નેત્ર સમર્પિત અન્તર-સર્વ ગાત્ર,
જન્મભૂમિ જયસિદ્ધિ ઝંખના એક જ પ્રેરણા મંત્ર,
ઉર આહુતિ ને યજ્ઞ
નિરખશું સિદ્ધિ મનમગ્ન.

'કુસુમાકર'.

卐

# કિશોરોને

## [ પત્રાંક ૨૨ ]

દોસ્તો,

ગયે વર્ષે આપણે મહાત્માજીને ગુમાવ્યા અને આ વર્ષે હિંદનાં ગ
રત્ન શ્રીમતી સરોજિની નાયડુને ગુમાવ્યાં. તમો જાણતા હશો કે તે
આપણા દેશનાં ઉત્તમ કવિઓમાંના એક હતાં. તેમણે અંગ્રેજી ભાષ
કાવ્યની રચના કરી છે. એટલે અંગ્રેજી ભાષા વાંચનારી પશ્ચિમની પ્રજા સ
તેમણે આપણા આમજનતાની સંસ્કૃતિ અને રસવૃત્તિનો સં
પહોંચાડ્યો છે.

તેમના પિતા એક મોટા વિજ્ઞાનશાસ્ત્રી અને સંત જેવી પ્રકૃતિ
પુરુષ હતા. તેમના ભાઈ શ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય તો અંગ્રેજી કાવ્યસા
ત્યમાં એક વિશિષ્ટ સ્થાન ભોગવી રહ્યા છે. આ જોતાં જણાશે કે કવિ
વિદ્વાન, દેશદાઝ અને સંસ્કારિતા વગેરે તેમને ગળથૂથીમાં જ મળ્યાં હ

સીત્તેર વર્ષનું આયુષ્ય ભોગવીને એક મોટા પ્રાંતનાં ગવર્નર
મોટી પદવી પરથી તેઓને ઈશ્વરે પોતાની પાસે લઈ લીધાં છે. દેશ
તેમણે ઘણું ઘણું કર્યું છે અને કર્યું પણ જે તેમની સુંદર અને લયબ
વાણીનો જાદુ એટલો મીઠો અને જાદુભર્યો હતો કે દેશબાંધવોએ તે
હિંદનાં 'બુલબુલ' કહીને સંબોધ્યાં છે. આપણા દેશના લગભગ બધા
નેતાઓના ગાઢ સંપર્કમાં તેઓ આવ્યાં હતાં અને દરેકની પ્રતિભાની ઉ
ઉત્તમ લાક્ષણિકતા તેઓ પારખી શકતાં. ખાસ કરીને ઉદામના ગોખ
મહાત્માજી અને રવીન્દ્રનાથના સંપર્કમાં તેઓ વિશેષભાવે આવ્યાં હતાં. મ
હાત્માજીના દેહનું સંરક્ષણ કરવામાં તેમણે અનેક કપરા પ્રસંગોએ એક સૈનિ
કની શ્રદ્ધાથી કામ કર્યું હતું. પોતે ગુજરી ગયાં ત્યાં લગી શાંતિનિકેતનના તે
આચાર્યદેવીને પદે હતાં. મહાત્માજી અને ગુરુદેવ એક બીજાની કેટલા નિ

હતા તે વિષે તેમણે હમણાં જ ઉલ્લેખ કરેલો. ગયા ડીસેમ્બર માસમાં જ્યારે તેમનો સમાવર્તન ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો ત્યારે તેમણે જણાવેલું કે પોતે મહાત્માજીના કહેવાથી શી રીતે પ્રથમ શાંતિનિકેતન ગયેલાં અને ત્યાંથી કેવી પ્રેરણા તેમને પ્રાપ્ત થયેલી અને તેમણે જે જણાવેલું તે હજુ પણ આપણને તાજું જ લાગે છે અને હંમેશને માટે આપણા સ્મૃતિપટમાં કોતરી રાખવા જેવું છે. તેમણે કહ્યું હતું કે, "જો તમને એક સીત્તેર વર્ષની બુઢ્ઢીના શબ્દોમાં શ્રદ્ધા હોય તો હું તમને જણાવું છું કે આ પન્નામાંના કોઈનું નથી મૃત્યુ નથી વિનાશ. આપણી સંસ્કૃતિમાં અને પરંપરામાં જે કાંઈ સાચે જ મૂલ્યવાન છે તેનો પણ કોઈ કાળે વિનાશ નથી."

એમનો આ સંદેશ આપણને પ્રેરણા આપે છે અને આપણી અમરતાનું આપણને ઘડીભર ભાન કરાવે છે. તેમની કવિતાની નીચેની ચાર લીટીઓ મોઢે કરજો અને તે સ્વપ્ન સિદ્ધ કરવા તમારો ફાળો આપજો.

The Nations that in fettered darkness weep
Crave thee to lead them where great mornings break,
Mother, O mother, wherefore dost thou sleep?
Arise and answer for thy children's sake!

અંધારામાં પતિત સઘળાં શૃંખલાબદ્ધ રાષ્ટ્રો
તારા સામી નજર કરતાં ભવ્ય આલોકપ્રાપ્ત્યર્થો;
હે માતા, હે જનની મુજ, હા, કેમ પોઢે હજુયે?
સંતાનોની વતી સઘળો ઉત્તર દે ઉઠીને!

કિશોરો! આપણે એ યોગિનીના કર્તવ્યને અંજલી અર્પીએ: "તમારા જેવી માતાનાં અમે પણ સંતાનો જ છીએ. અમારા જેવાંને જન્મ આપનારી માતાઓ તમારા જેવી થાય અને અમે તેમને લાયક થઈએ. અમારા દેશની કન્યાઓ, સ્ત્રીઓ અને માતાઓમાં તમે સતીનું શીલ અને શૌર્ય અને આર્યભાવ પ્રેરો."

લિ૦ તમારો

# ઉંમર અને શક્તિ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્રશ્નો : ૧. ગાંધીજી એંશી વરસની ઉંમર સુધી શરીર, મન અને બુદ્ધિથી તેજસ્વી રહી શક્યા તેનું કારણ આપ શું માનો છો? શરીરની જાતની તંદુરસ્તી જાળવી રાખવા માટે વિદ્યાર્થીઓએ કઈ બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ?

૨. તમે પોતે નાનપણથી માંદા જેવા છતાં સાઠ વરસ જેટલી ઉંમરે પહોંચ્યા છો અને બુદ્ધિની કુશળતા જાળવી રહ્યા છો, તે શાને લીધે છે એ ઉપરથી પણ વિદ્યાર્થીઓને લક્ષમાં રાખવા જેવું, સમજવા જેવું તમને શું લાગે છે? ટૂંકમાં, તમારી અને ગાંધીજીની કાર્યશક્તિ મોટી ઉંમર થતાં સુધી ઘટી નથી તેની કૂંચી શી છે?

ઉત્તર : શરીર, મન અને બુદ્ધિની શક્તિ લગભગ નેવું વર્ષ કે તેથીયે વધુ ઉંમર સુધી ટકાવી રાખનારાં સ્ત્રી-પુરુષોના ઘણા દાખલા મળી શકે એમ છે. દા. ત. પ્રો. અણ્ણાસાહેબ કર્વે, જ્યોર્જ બર્નાર્ડ શૉ, મુ. ઠક્કરબાપા, શ્રી રાજાજી, સરદાર વલ્લભભાઈ, મધ્ય પ્રાન્તના મુખ્ય પ્રધાન શ્રી રવિશંકર શુક્લ અને આ ઉપરાંત બીજી ઘણી વ્યક્તિઓને હું જાણું છું, જે ૭૫ થી વધારેની છે, છતાં ૫-૧૦ માઈલ ચાલી શકે છે અને મનબુદ્ધિનાં કામ કરી શકે છે.

આમાં આનુવંશિકતા પણ મોટો ભાગ ભજવે છે ખરી. પણ એટલો જ મોટો હિસ્સો મનુષ્યની પોતાની બાલ્યાવસ્થાનો ઉછેર અને તારુણ્યકાળ ભજવે છે. બાળપણમાં શરીર સરસ બંધાયેલું હોય, અને મહેનતુ જીવન, શરીરને ખૂબ કસરત મળે એવી એવી રમતગમત, મિષ્ટાન્નો અને ભજિયાં-કજિયાંવાળો નહિ, પણ સારાં દૂધ-ઘી-છાશ, તાજાં શાક ઇત્યાદિવાળો આહાર, આળપંપાળ વિનાનો ઉછેર, એ શરીર સારું બંધાવા માટે મહત્ત્વનાં છે.

પછી તારુણ્યના ઉદયનાં વર્ષો એક મહત્ત્વનો કાળ છે. શરીરની મોટામાં મોટી સંપત્તિ કે હાનિ એ કાળમાં થાય છે. વીર્યરક્ષાની ટેવ પડે છે કે વીર્યનાશની તેના પર એનો આધાર છે. તરુણોના મોટા ભાગની દુર્દશાનું કારણ આ કાળમાં ઉત્પન્ન થતી કુટેવો છે. શરીર, મન અને બુદ્ધિનું કંગાળપણું અકાળે ઉત્પન્ન થતી અલ્પવીર્યતા કે નપુંસકતા છે વાર્તાઓ, નાટકો, સિનેમા, કામ સંબંધી સાહિત્ય, નૃત્ય, કળા વગેરે કાં

વાના "સાંસ્કારિક" શોખો—એ બધાં જીવનદાયી તત્ત્વો નથી, વિનાશી તત્ત્વો છે. બ્રહ્મચર્યાશ્રમમાં એને વર્જ્ય ગણનાર સ્મૃતિકારો મૂર્ખ નહોતા. તારુણ્યમાં અરણ્યવાસ કરવો, એવું સ્વામી રામદાસનું એક વચન છે. એટલે કે જીવન ખાતલ હોવું જોઈએ; બોદાડુ ન હોવું જોઈએ

આ બધું જોઈએ તો મારું જીવન નિષ્ફળ કહેવાય. બાલ્યાવસ્થામાં મારું શરીર બંધાય એવી મારી ઉછેર નહોતી. તારુણ્યમાં એને સંભાળતાં હું શીખ્યો નહીં. જે સચવાયું તે કેવળ આનુવંશિકતાને પરિણામે અને દવાદારૂ અને શુશ્રૂષા કરનારાઓની મદદથી. મારા પિતાશ્રીની ઉંમરે મારા મોટાભાઈઓ પહોંચ્યા નહીં, અને હું પહોંચીશ એમ ખાતરી નથી. અને મારા પિતાશ્રી એમનાં માતાપિતાની તથા મોટાભાઈની ઉંમરે પહોંચી શક્યા નહોતા. મારાં માતુશ્રી એમનાં માતાપિતાની ઉંમરે પહોંચ્યાં નહીં. આ બધું બતાવે છે કે, કુટુંબની શારીરિક વગેરે સંપત્તિનો મારા કુટુંબમાં એકંદરે હ્રાસ થયો છે. અને તે એકંદરે ઘરની અંદરનું વાતાવરણ સાત્ત્વિક હોવા છતાં.

ગાંધીજી એથી ઊલટું દૃષ્ટાંત પૂરું પાડે છે. એ એમના વડીલો કરતાં મોટી ઉંમરે પહોંચ્યા. મનબુદ્ધિનો વિકાસ પણ વધારે સાધ્યો. આધ્યાત્મિક ઉન્નતિની તો વાત જ શી કરવી? એમને શારીરિક અને માનસિક સંપત્તિનો વારસો સારો મળેલો ખરો; પણ તે સંપત્તિને એમણે પ્રયત્નપૂર્વક વધારી નાનપણથી જ આરોગ્ય કેમ વધે તે શોધતા રહ્યા, મન-બુદ્ધિ ખીલવવાનો પ્રયત્ન કરતા જ રહ્યા; આળસને સ્થાન ન આપ્યું, વખત ક્યારેય બગડવા ન દીધો; વીર્યસંગ્રહ માટે ખૂબ જ સાવધાન રહ્યા.

આમ એમની અને મારી તુલના કરવા જેવું નથી, પણ બે વચ્ચે મોટો તફાવત છે.

જાણકારોનું કહેવું છે કે, બુદ્ધિનો ખરો વિકાસ સાઠ વર્ષ પછી થતો હોય છે. જો તે પછી બુદ્ધિ વધતી બંધ થાય તો તે ખરેખરો વૃદ્ધ કહેવાય. જો આરોગ્ય બરાબર જળવાયું હોય, સદ્ભાવનાઓ દૃઢ થઈ હોય, અને ઉદ્યોગમય-મહેનતુ જીવન ગયું હોય, તો મરણ સુધી બુદ્ધિ વધતી રહેવી જોઈએ. ગાંધીજીના એ પોતા વિશે અનુભવ હતો. મારું આજે કંઈ કહી શકાય એમ નથી; કારણ કે આરામનો મોટો વધો છે.*

મુંબઈ, ૧૯-૨-'૪૯

* 'શિક્ષણ અને સાહિત્ય' (ફેબ્રુ. '૪૯) માંથી

# બુલબુલે હિંદ

ઠાકોર મિસ્ત્રી

"મારા મૃત્યુ કેડે મારી સમાધિ પર કોતરજો કે ભારતવર્ષના નવજવાનો એને પ્રિય હતા" —સરોજિની નાયડુ

તે રાત્રિએ હજી તિમિરનો પેશ હસ્ત જળસ્થળ પર નમ્યો હતો. નિશાનો મૃદુશાંત પ્રવાહ ઝમઝમ વહેતો હતો. પણ...સહસા...ત્રણ ઉપર ત્રીસ મિનિટે ગજની હજાર હજાર અશ્રુતારે રોઈ ઊઠી. સમંદરના આભ ઉછાળા શાંત થયા. સરિતાની લલિત ગતિ બંધ થઈ કિનારે ઊભેલાં વૃક્ષો નતમસ્તકે દિવ્યધામમાં જતા રમ્યાત્માને ભાવભરી વિદાય અર્પી રહ્યાં. પુષ્પોએ પરિમલ તજ્યો. ધરતીનું વહાલું હૃદય ખળભળી ઊઠ્યું. ભારતવર્ષની વસુધરાના વહાલાં બાળુડાંએ રહીગઢી આંસુના સાગર ભર્યા. અનન્તનું ગેબી ગાન ધીમું પડ્યું અનન્તનું ભાવોદ્રેક ગાન ગાનાર આત્મા અનન્તની ગોદમાં સૂતો. ગુલામીમાં કચડાયેલી અને દારિદ્રમાં રીબાતી જનતાની આશા અને અરમાનને રામ દેનારી જીવનવીણાની તન્ત્રીએ તન્ત્રી તૂટી ગઈ. નૈરાશ્યના અરણ્યમાં ભટકતાં, દુઃખની ખીણો અને અંધારી ગુફાઓમાં અટવાયેલાં, સીજેલાં અને બળેલાં જનહૃદયને ફાગ દેનારી એ જીવનવસંત ફરી ન આવવાને ઊડી ગઈ. ભારતની નદીઓ અને કાંઠે ઊભેલી કુંજનિકુંજમાં મહાલતી અને મીઠા સ્વરોએ ભારતના પહાડોમાં મૃદુ પાંખો પાથરતી બુલબુલ, જ્યાં રીસાઈ એકાએક, સ્વર્ગપંથે પરી-મહાકિવિને ત્યાં મહાર અને કલ્પનાની ઘેરી ઘટાઓમાં પોતાનું સુરીલું સંગીત રેલવવા ઊડી ગઈ.

યુગકાળે દાખવેલી મહાન વિભૂતિઓ જેવી વ્યક્તિઓ હિંદમાં જન્મશે પણ "બીજી સરોજિની તો હિંદ નહિ જ આપી શકે." જેવી રીતે રાષ્ટ્રપિતાએ ભારતમાં નૈતિક ભાવના અને શિષ્ટતા દાખલ કરી તેવી રીતે સરોજિનીમાં એક અજેય ભાવનાશક્તિ હતી જેને લીધે હેવાનિયત અને આફતોનો સામનો પણ હસતે હૈયે, કંઠમાં ગીત અને મોંએ સ્મિત લઈ

એમણે કર્યો હતો. એમણે આપણી વાતને ઉચ્ચતર ભૂમિકા પર લાવી મૂકી અને એમણે એને એવો પ્રાણસ્પર્શ આપ્યો જેને ભવિષ્યમાં બીજું કોઇ આપી શકે એમ નથી.'×

એ અપૂર્વ નેતૃત્વની, અજેય ભાવશક્તિની, અપાર આશાસમૃદ્ધિની જીવનગાથા મૂર્તસ્વરૂપે આ ભારતની પાવનભૂમિને પુનિતતર બનાવી ગઈ. એ ભવ્ય જિંદગાનીની ઝરમર અને આપણા ઇતિહાસની કેડીએ પડેલાં એનાં પગલાંને, મિત્રો! આપણે હવે તપાસીએ.

*

સરોજિનીદેવીનો જન્મ, સંસ્કાર અને વિદ્યાના વારસરૂપ ગણાતા બ્રાહ્મણ કુટુંબમાં, નિઝામની પાટનગરી હૈદ્રાબાદમાં ઇ. સ. ૧૮૭૯ ના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખે થયો હતો. એમના પિતાનું નામ ડૉ અઘોરનાથ ચટ્ટોપાધ્યાય. તેઓ સ્કોટલેન્ડની એડિનબરો યુનિવર્સિટીની 'ડૉક્ટર ઓવ સાયન્સ'ની માનભરી પદવીના વિજેતા હતા. એમનું વિજ્ઞાનનું જ્ઞાન ઊંડું અને ગણિતની બુદ્ધિ ઘણી જ કુશાગ્ર હતી. એમની ઇચ્છા હતી કે સરોજિની એ વિષયોમાં પારંગત બને. વરદાસુંદરી એમની માતાનું નામ. એઓ બંગાળી ભાષાનાં સુંદર કવયિત્રી હતાં. માતાનું કવિસુલભ સંવેદનશીલ હૃદય અને પિતાનું અંગ્રેજી ભાષા પ્રત્યેનું અપાર મમત્વ—એ બન્નેનાં સુભગ સંયોગરૂપ સરોજિનીની શક્તિ હતી.

બારમે વર્ષે મદ્રાસ વિશ્વવિદ્યાલયની મેટ્રિકની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ એમણે પોતાની પ્રતિભાપ્રભાના ચમકારા દર્શાવ્યા. ઠેઠ શૈશવથી એની હૃદયકુંજમાં પુષ્પનો પમરાટ, નવવસંતના વાયરા અને બુલબુલનું ગાન ગુંજી રહ્યાં હતાં. તેરમે વર્ષે એમણે 'લેડી ઑવ ધી લેક' નામનું લગભગ તેરસો પંક્તિઓનું લાંબું છતાં વિશદ કાવ્ય ૭ દિવસના ગાળામાં લખ્યું! આનાથી યે વધુ લાંબું નાટક એમણે થોડા વખત પાછળથી લખ્યું!!

× પંડિત જવાહરલાલજી

આવી નવલંત પ્રતિભાશક્તિનું નિઝામ સરકાર પ્રકસ્ત મૂલ્યાંકન કર્યું. પોતાને ખર્ચે સોળ વર્ષની એ મેધાવી બાળાને ઇંગ્લૅન્ડ મોકલી. ઇંગ્લૅન્ડનાં મુક્ત વાતાવરણમાં, એડમન્ડ ગોસ જેવા વિદ્વાનોના સમાગમથી એ બાલિકાની અનેક પ્રચ્છન્ન શક્તિઓ ખીલી ઊઠી. એના જીવને મહાનતાના પથ પર ઝડપથી ડગ ભરવા માંડયા.

પ્રથમ લંડનની કિંગ્સ કૉલેજમાં અને પછી કેમ્બ્રીજની ગર્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો ૧૮૯૮ માં તેઓ સ્વદેશ પાછા ફર્યા. આમ ૨૦ વર્ષની નાની વયે એમણે એમનું છાત્રજીવન પૂરું કર્યું.

સ્વદેશ પાછા ફરી એમણે એક જબરદસ્ત સામાજિક ક્રાંતિ આદરી. મદ્રાસના ડૉ. ગોવિંદ રાજુલુ નાયડુ જોડે લગ્નથી જોડાયાં. ડૉ. નાયડુ અબ્રાહ્મણ હતા. અને તેથી આ આંતરજ્ઞાતીય લગ્નથી સમાજમાં ખળભળાટ મચી રહ્યો પરંતુ, જ્ઞાતિભેદ, વર્ણભેદ, ધર્મભેદમાં ન માનનાર આ નવલંત નારીએ સમાજની પરવા ન કરતાં એની સામે અવિરત યુદ્ધ માંડયું સમાજની રૂઢિઓમાં સ્ત્રીઓની શક્તિઓનું સૌંદર્ય પૂર્ણપણે પ્રકાશતું નથી એ શૃંખલાઓ તૂટવી જોઈએ, એ સામાજિક કેદીના કડાકા ખોલવા જોઈએ એવા વજ્રશા ચતુર મનોબળે એમણે એ કામ આરંભ્યું. પરદાપદ્ધતિ, બાળલગ્ન, વગેરે બુદ્ધિહીન પ્રણાલિકાઓ એમણે દેશમાંથી તોડી. આ ચળવળે એમને ભારતવર્ષની આર્યરમણીઓ તરફ દોર્યાં. એમની દીન, ગૌરવશૂન્ય જીવનરીતિ જોઈ, સમાજથી કચડાતી એમની માતાની સર્જકશક્તિ જોઈ, એમનું દિલ ભરાઈ આવ્યું. એમણે હિંદવ્યાપી સ્વાતંત્ર્ય અને નારીસ્વાતંત્ર્યની ઝુંબેશ ઉઠાવી

ક્રાંતિનો ઝંડો ઉપાડયો છતાં એમની કાવ્યગંગા તો અસ્ખલિત વહતી જ રહી. શરૂઆતમાં એઓ અંગ્રેજી વાતાવરણ, ભાવ અને ભાવનાને પોતાની કવિતાઓમાં ગુંથતાં; પરંતુ એડમન્ડ ગોસની સત્ય પણ કટુ ટીકાએ એમને ભારતના ભવ્ય વારસા, એના અદ્ભુત નિસર્ગ ઐશ્વર્ય પ્રત્યે વાળ્યાં. પછી તો એમની રસસભર, લલિત ગાન કરતી, ઉષાની પ્રથમ તાઝગીભરી વાણીમાં ભારતના અમર વારસાની ગાથા ગૂંજવા લાગી ભારતની પ્રકૃતિશ્રી એમના

ઊર્મિધબકારનાં નૃત્ય સાથે, એમની માદેવસરી કાવ્યપંક્તિમાં અમર થઈ રહી. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૦૫માં *The Golden Threshold* નામે બહાર પડ્યો. પોતાનું ઋણ ફેડવાની વૃત્તિએ ગ્રંથાર્પણ એડમન્ડ ગોસને કર્યું. પછી પ્રકાશિત થયાઃ *The Broken Wings The Bird of Time, Poems of Life and Death.* આ કાવ્યસંગ્રહોમાં ભારતવર્ષની ઉન્નત આશાભિલાષાઓના ધબકાર છે ભારતીય આત્માના અમરગાન છે. એમાં અપૂર્વ માધુર્ય છે, કુશળ રસજમાવટ છે, સંગીત છે, રસમધુર કલ્પનાસૌંદર્ય છે.

ઇ. સ. ૧૯૧૩ની સાલ હિંદના રાજકારણમાં અનોખું સ્થાન ધરાવે છેઃ 'હિંદુ અને મુસ્લિમ જ્યાં સુધી બે છે ત્યાં સુધી હિંદ આપણું અને જે દિ' એક થશે તે દિ' આપણે હિંદના કિનારા છોડવાના છે,' આ જાતના વિચાર ધરાવનાર અંગ્રેજો હિંદુ–મુસ્લિમ વચ્ચે વૈમનસ્ય જમાવી પોતાના પ્રભુત્વને સનાતન બનાવવા ઇચ્છતા હતા. પરંતુ, આ સાલ હિંદુ–મુસ્લિમ ઐક્યના બુલંદ નારા હવામાં ગુંજવા લાગ્યા. સરોજિનીએ આ ભરતીમાં ઝંપલાવ્યું. એમણે ઠેરઠેર એ એકતાના ગાન પોતાના બુલબુલકંઠે વહેવડાવ્યાં. મુસ્લિમ લીગના અધિવેશનમાં પણ એ પ્રશ્ન પર જ એમણે પોતાનું પ્રભાવી અને છટાદાર ભાષણ કર્યું. પટણામાં પણ એ જ સ્વર વધુ બુલંદ અવાજે ગાજી રહ્યો. મૌલાના શૌકતઅલીએ એમને મુસલમાનોના એક માત્ર હિંદુ મિત્ર કહી બિરદાવ્યાં. અને ખરેખર સરોજિનીદેવીનું જીવન સમસ્ત ગંદા કોમીભાવથી મુક્ત રહ્યું છે.

'૧૬–૧૭માં હોમરૂલના દિવસો આવ્યા. ડૉ. એની બિસન્ટની દોરવણી હેઠળ સમગ્ર રાષ્ટ્રમાં અભિનવ જાગૃતિ અને ચૈતન્યનો સંચાર થયો. આ આઝાદીનાં ભાવનામયી ગાનોએ એના ભાવોમય હૃદયને સ્પર્શ કર્યો. લખનૌમાં પહેલવહેલા એમણે અધિવેશનના મંચ પરથી સ્વશાસનતંત્ર પર છટાદાર ભાષણ આપ્યું. હવે એમની કાર્યદિશા બદલાઈ. કવિતાની હરિયાળી કુંજ છોડી એ બીજુ શી મૃદુ આત્મા રાજનૈતિક ક્ષેત્રમાં પડ્યો. આઝાદી

તો એ હૃદયને મૂળથી જ આવતી હતી પરંતુ આઝાદીનાં સ્વપ્નમાં રંગોને ધરતી પર ઉતારવા એમણે કમર કસી સુરભિત કુસુમો પંખીનાં ગાન, રાધાકૃષ્ણનો પ્રેમ અને યમુનાનાં નીર, પ્રભાતની સુરખી અને સંધ્યાની મ્લાનતા—આ બધી કવિની સ્વપ્નભરી તંદ્રા ઉડી, હિંદી સ્વાતંત્ર્ય સંગ્રામનાં 'આદમીની' થવા એઓ સર્વસ્વ ન્યોછાવર કરી નીકળી પડ્યાં દેશને ખૂણે ખૂણે દેશની ઝૂંપડીએ ઝૂંપડીએ, જ્યાં જ્યાં દુ:ખ, અશ્રુ અને માતમ જોયાં ત્યાં ત્યાં સ્નેહમયી માતા પેરે પહોંચી ગયાં એમણે ગીતો છોડ્યાં પણ જીવન વધુ ને વધુ ગીતમય બનાવ્યું

રાષ્ટ્રની સેવા માટે ભેખ ધરી એઓ ૧૯૧૭માં આખા દેશની મુસાફરીએ નીકળ્યાં ઠેરઠેર વ્યાખ્યાનો આપ્યાં દેશની દીન દશા અને કંગાલિયત નિહાળી અપંગૂમ્યાં અપંતગન ધરતીનાં દર્શન જોયાં, ભારતની એ અતિ સોનાના જેવાં ભારતીની આ કંગાળ સમૃદ્ધિ જોઇ એમને લાગી આવ્યું એમના હાર્દમાંથી પ્રબળ પ્રેરણા મળી ૧૯૧૮માં એઓ મદ્રાસ પ્રાંતીય પરિષદનાં અધ્યક્ષ થયાં, દેશભરમાં ફરી પ્રવાસ ખેડ્યો અને અખિલ હિંદ સમાજસેવાનાં પ્રમુખ ચૂંટાયાં, ૧૯૧૯ના જુલાઇ માસમાં હિંદી હોમરૂલ લીગના પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે ઇંગ્લેન્ડ ગયાં, ત્યાં હિંદીની કરુણ હાલત પર હૃદયસ્પર્શી વ્યાખ્યાનો આપ્યાં, હિંદી સ્ત્રીના મતાધિકાર માટે જબરદસ્ત આંદોલન શરૂ કર્યું

પછી તો જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે સાતમનો કેરકેર વીંઝયો અનેક નિર્દોષ આત્માઓ ખૂનટપકતે દેહે સતા અમૃતસરની ધરતી પર સૂઓ શરમની મારી મરી ગઈ આ કારમી હત્યા અને નિર્લજ્જ હેવાનિયત જોઇ સરોજિનીનું હૃદય પીગળ્યું ગાંધીજીએ રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહ આરંભ્યો તેમાં સરોજિની દેવીએ પણ સરકારને પડકાર દીધો પછી તેઓ ફરી ઇંગ્લેન્ડ ગયાં અને ત્યાં લખ્યો હૃદયને મર્મસ્પર્શી કરુણ કહાણીથી એમણે રડાવ્યાં એમણે વેદનાપૂર્ણ અને રોષભર્યા વાણીમાં કહ્યું મારી બહેનોને નવસ્રી કરવામાં આવી, તેમના પર કારમો વીંઝવામાં આવ્યા. તેમનાં શિયળ લૂંટવામાં આવ્યાં

ત્યાંથી પાછાં વળી એમણે ઓર ઉત્સાહથી વધારે ને વધારે કામના બોજ સ્વેચ્છાએ–હસતે મુખે ઉપાડી લીધા. ૧૯૨૨માં હિંદી મહાસભા તરફથી આફ્રિકામાં હિંદીઓના અધિકારો તપાસવા ગયાં. ત્યાં તેઓ મહાસભાનાં પ્રમુખ બન્યાં અને અનેક પ્રયત્નો બાદ આંશિક સફળતા પણ પ્રાપ્ત કરી. ત્યાંથી કેનિયા, દક્ષિણ આફ્રિકા, રોડેશિયા વગેરે સ્થળોએ ફરી, વ્યાખ્યાનો આપી પ્રાણજાગૃતિની લહેર ફેલાવી મૂકી ૧૯૨૪માં પાછાં ફર્યાં અને મુંબઈ બંદરે પ્રજાએ એમનું ભવ્ય અને ભાવભીનું સ્વાગત કર્યું.

ઈ. સ. ૧૯૨૫માં પ્રજાએ એમના હાથમાં દેશનું સુકાન મૂક્યું. કાનપુરના ચાળીસમા અધિવેશનના રાષ્ટ્રપતિ તરીકે એમની નિમણૂક થઈ. એ વેળા હિંદનું વાતાવરણ કોમવાદથી રંગાયેલું હતું. કોમી મલિનતા રાષ્ટ્રના અંગે અંગે વ્યાપી ગઈ હતી. આ નાજુક કાળમાં અધિવેશનના વ્યાસપીઠ પરથી સરોજિનીદેવીએ બુલંદ પડકાર કર્યો:

"હું તો એક સ્ત્રી છું. પણ તેથી હું ડરતી નથી. ભારતમૈયાની આજ્ઞાંકિત દીકરીના અધિકારથી મારું એ કામ જ છે કે મારી માનું ઘર ઠીક કરું, ને જેમાં અનેક જાતિઓ ને ધર્મો એકઠા થયેલા છે એવા એના જૂના સંયુક્ત પારિવારિક જીવનનો ભંગ ન થાય તે માટે બધા શોચનીય ઝઘડાઓનો અંત લાવું...તમે પુરુષો જો દબાઈ જતા હો, ને સેંકડો વર્ષોથી તમે દબાતા રહ્યા છો, તો તમે ઘેર જાઓ, ને મારા જેવી એક સ્ત્રીને જગત આગળ જાહેર પોકાર પાડવા દો કે, માતા, ઊઠ; હું તને પરાધીનતાની શૃંખલાથી મુક્ત કરું છું. એ ભયંકર સ્વપ્નમાંથી સફાળી જાગી જાગૃત થા."

અંતે સંગ્રામના એક સેનાપતિને છાજે એવી બહાદુરીથી વજ્ર સમી વાણીમાં ઉચ્ચાર્યું: "સ્વાતંત્ર્યયુદ્ધમાં ભય જ એક માત્ર અક્ષમ્ય અપરાધ છે, ને નિરાશા એક માત્ર અક્ષમ્ય પાપ છે."

મિસ મેયોએ 'મધર ઇન્ડિયા' નામનું પુસ્તક લખી પરદેશમાં હિંદુસ્તાનને કલંકિત કરવાની નેમ રાખી. પરંતુ, એ વખતે ૧૯૨૮માં મહાસભા તરફથી અમેરિકા ગયાં. ત્યાં એ પુસ્તકો નજર સમક્ષ રાખી, એની

વિમતોનું ખંડન કરતાં કરતાં ભારતની ભવ્યતા અને 'ભારતીય સંદેશ' અમેરિકાના પ્રજાજનોને સંભળાવ્યો. પેલા ગંદા પુસ્તકની અસર નાબૂદ થઈ અને આ પ્રવચનકારિણીએ તેમનાં હૃદયો પર અધિકાર જમાવ્યો.

૧૯૩૦માં દાંડીયાત્રા નિમિત્તે સવિનય કાનૂનભંગની લડત શરૂ થઈ. ગિરફતારી ને પોલિસની દમનશાહી શરૂ થયાં. સર્વ નેતાઓ ઝડપાયા. અને ધરાસણાના નિમકમથક પર ધાડ પાડવાનું કામ એમને સોંપવામાં આવ્યું. ૨૭ કલાક સુધી, બળતા ને બળતા તડકાતાપમાં સડક પર એ બેસી રહ્યાં. કમિશનરે ન પાણી આપ્યું, ન ખાવાનું આપ્યું. ૧૬મી મેએ એમને ગિરફતાર કરવામાં આવ્યાં.

ગોળમેજી પછી ગાંધીજીએ બીજો સત્યાગ્રહ આદર્યો, તેમાં પણ શ્રી. સરોજિનીદેવીએ ઝંપલાવ્યું અને પરિણામે શરીરસ્વાસ્થ્ય ગુમાવ્યું ત્યારબાદ, એઓ કોંગ્રેસકારોબારીના સભ્ય રહ્યા અને જે જવાબદારી માથે પડી એને બરાબર પાર પાડતાં રહ્યાં ૧૯૪૨ની લોકક્રાંતિ વેળાએ એમની ગિરફતારી થઈ અને ૧૯૪૪માં એમની તબિયત લથડવાથી એમને જેલમુક્તિ મળી. ખરાબ તબિયત હોવા છતાંય એમણે એક યા બીજા પ્રકારની સેવાઓ કર્યા કરી છે.

૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના ઐતિહાસિક દિને ભારતવર્ષને આઝાદી મળી. અને આઝાદીના દિવસોમાં એમની કાર્યદક્ષતાની કદર કરી બિહારનાં પ્રાંતપતિ (ગવર્નર) બનાવવામાં આવ્યાં એમની એ જ્વલંત કારકીર્દિથી કયો હિંદી અજાણ્યો છે? મૃત્યુ પર્યંત એમણે એ સ્થાન દીપાવ્યું અને વિશ્વને દર્શન કર્યું કે ભારતની એક સ્ત્રી કુશળ રીતે રાજ્ય ચલાવવા સમર્થ છે.

આવી તેજઝળકતી સ્ત્રીશક્તિ આથમી. પરંતુ એની અમર પ્રભા આપણા ભવિષ્યની અગોચર પગદંડીને ઉજાળતી ઝળકશે.

સરોજિનીદેવી ખૂબ મશ્કરા હતાં. એમની મશ્કરી ઘણી વેળા હદ વટાવી જતી. એક વેળા પંડિતજીએ સભા ભરી હતી તેમાં છોકરીઓ વિશેષ ઝૂમા હતી. એટલે સરોજિની દેવી કહે, "પંડિતજી, આ બધી છોક-

રીઓ તમારું ભાષણ સાંભળી સમાજવાદી થવા માટે નથી આવી, પણ તમારો રૂપાળો ચહેરો નિહાળવા આવી છે." એઓ ગાંધીજીને મશ્કરીમાં "Mickey Mouse of India," કહેતાં.

એક વાર એઓ ગવર્નર-જનરલ રાજાજીના મહેમાન તરીકે એમના સરકારીગૃહે ગયાં. વિશાળ મહેલ જેવું એ ગૃહ છે 'આ કેવું મોટું ઘર મને એકલાને રહેવા આપવામાં આવ્યું છે." એમ કહેતાં કહેતાં રૂમ પર રૂમ બતાવ્યે જાય. અંતે એમના શયનગૃહમાં આવ્યા. પોતાના વિશાળ પલંગ તરફ આંગળી ચીંધી રાજાજી શોકભર્યા સ્વરે બોલ્યા, "આવડા મોટા પલંગને હું શું કરું ?" હાજરજવાબી સરોજિની બોલ્યાં, "I am sorry Mr. Rajaji .have many times come to your rescue; but this time I cannot help you out !"

જેમ જેમ આવાં મીઠાં સ્મરણો મનોભૂમિમાં ચિત્રપટ પેરે આવતાં જાય છે તેમ તેમ એમની ખોટ આપણને વધુ ને વધુ સાલે છે. પરંતુ, આઝાદીના દિવસોમાં દિલ્હીને આંગણે ભરાયેલી એશિયન કોન્ફરન્સના આનંદભર્યા દિવસો યાદ આવ્યા વિના રહેતા નથી. તે દિવસે ઇતિહાસસમૃદ્ધ દિલ્હીના મંચ પરથી એશિયન ઉત્થાન અને જાગૃતિનો ઉદ્ઘોષ પોતાની મંજુલવાણીમાં એ કવિહૃદયે કર્યો :

"નવવસંતના વાયુ વહી રહ્યા છે; ઊઠો, જાગો, એશિયાઈ બિરાદરો અને કૂચ કરો! મહાન સર્જનો આપણી રાહ જોઈ રહ્યાં છે."

પરંતુ, ભારતના ભાવિ સોણલાંની વિધાતા બનવને સર્જાયેલી એ નારીશક્તિ વિશ્વચેતન્યસાગરમાં વિલીન થઈ મૃત્યુની મૃણમયી ગોદમાં અંતિમ આશરો લીધો. પરંતુ 'હિંદની નારીને વિશ્વચોકમાં ઉજ્જ્વલ્ય કરનાર, ગૌરવમય કરનાર એ પ્રતિભામૂર્તિની યાદ વર્ષો વીત્યાં પછીયે હિંદના હૈયે ઝગમગશે. કાળઝંઝાવાતના ઘર્ષણે એમનો સ્મૃતિદીપ ક્યારેય નહિ ઝંખવાય !"

[ સંકલિત ]

વાલીને પડકાર્યો એટલે તેનાથી સહન થયું નહિ. એ તરત લડવા બહાર નીકળ્યો. એની પત્ની તારા એને સાહસ ન કરવા વીનવતી હતી પણ તેણે એની વાત જ ન સાંભળી એને પાછી મોકલી તે લડવા આવ્યો. બેઉ ભાઈઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. છેવટે વાલીએ એક જબરો પ્રહાર કર્યો અને સુગ્રીવ ભોંયે પડ્યો. હનુમાને રામને વિનતી કરી એટલે પોતાનું વચન પાળવા રામચંદ્રે એક બાણ ધનુષ પર ચઢાવીને છોડ્યું. એનાં ઘાથી, લોહીથી ખરડાયેલો બનીને વાલી ધરતી ઉપર પડ્યો.

પોતાને બાણ કોનું વાગ્યું છે તે જાણવા તેણે પ્રયત્ન કર્યો. બાણ ઉપર રામનું નામ હતું જ, એટલે આવી રીતે પોતાને મારવા માટે તે રામને દોષ દેવા લાગ્યો.

"શા માટે મારા પર બાણ છોડ્યું? હું નિરપરાધી છું. તમારું કાંઈ મેં બગાડ્યું નથી. એથી તમારો મહા અપયશ થશે. આ તમને શોભતું પણ નથી."

'તેં તારા નાના ભાઈની પત્નીને ઘરમાં રાખી એ અપરાધ નાનોસૂનો ન ગણાય.'

"તો તો તેણે પણ મારી પત્નીને એની પાસે રાખેલી. એનો પણ એ જ અપરાધ છે એટલે અમારા બેઉ ભાઈના અપરાધ સરખા જ ગણાય. છતાં તમે એને મદદ કરવા મને માર્યો. આટલો પક્ષપાત શા માટે?"

"કોઈ પણ સંયોગોમાં મોટો ભાઈ નાના ભાઈની પત્નીને ન રાખી શકે."

"ભલે તમે આપેલા દંડથી હું નિષ્પાપ થાઉં એમ ઇચ્છું છું."

"ભલે એમ થાઓ."

આ પછી વાલી બેભાન થવા લાગ્યો. આવા પ્રતાપી અને શક્તિશાળી ભાઈનો આ પ્રમાણે વધ થયો જોઈ સુગ્રીવને શોક થયો. વાલીએ કહ્યું —

"એમાં શોકનું કારણ નથી. બધાં પ્રાણીઓની એ જ ગતિ છે."

એટલામાં કુમાર અંગદ પોતાના પિતાની આવી સ્થિતિ જાણી વ્યાકુળ થઈને ત્યાં આવ્યો. વાલીએ તેને સુગ્રીવના હાથમાં સોંપ્યો, એના વંશનું દૈવત ગણાતી સોનાની માળા પણ તેને આપી, અને પોતાના પ્રાણ છોડ્યા. તેનો સંસ્કાર કરવા રામે સુગ્રીવને સૂચના કરી, અને તેને સ્થળે એનો રાજ્યાભિષેક કરવા લક્ષ્મણને કહ્યું.

રાજા બન્યા પછી સુગ્રીવે વાનરોને સીતાની શોધ કરવા દશે દિશામાં મોકલ્યા. થોડા સમયમાં દક્ષિણ દિશામાં ગયા હતા તેમના સિવાય બધા જ પાછા આવ્યા. એમની તપાસ કરવા બિલમુખ નામે વાનરને મોકલ્યો. એને વળી કકુભ નામે વાનરે પાસેથી ખબર મળી કે હનુમાન સાગર ઓળંગી લંકા તરફ ગયા છે. એના જણાવ્યા પ્રમાણે હનુમાન લંકામાં ગયા હતા. એમણે સુંદર તોરણો બાંધી અને દેવનગરી અમરાપુરી જેવી શોભાની લંકા જોઈ, એના બધા બાગો, શાખાઓ, વિમાનો, સ્નાનાગારો અને રાવણના મહેલોમાં તપાસ કરી. ત્યાં સીતાને જોયાં નહિ એટલે પાનાગાર પણ જોયો. એ બધું નકામું ગયું એટલે એ રાવણના મહેલ પર ચડ્યા અને ચારે બાજુ નજર કરી. સુંદર અશોકવનને જોઈને ત્યાં શોધ કરવાનું નક્કી કરી એ ઊપડ્યા. હ્રદમાં કમલિની જેવી, વાદળીઓએ વીંટ્યા ચંદ્ર જેવી, એક વેણીધરા સીતાનાં એમને દર્શન થયાં. એ રાક્ષસીઓથી વીંટાયેલાં હતાં અને ખૂબ ચિંતાતુર હતાં; કારણ કે રામની કોઈ ખબર નહોતી. રામની શક્તિ ઉપર એમને વિશ્વાસ હતો અને તેથી જ એ ટકી રહ્યાં હતાં. પણ તે રીતે કેટલોક સમય ટકાય? એ વખતે જ હનુમાને રાવણને ત્યાં આવતો જોયો અને એ અશોકવૃક્ષની પાછળ ઝાંખામાં સંતાઈ ગયા.

રાવણ વિચારમગ્ન હતો. એને ઘણો ક્રોધ ચડ્યો હતો. "સીતા મારા જેવા ત્રણે લોકને જીતનાર વીરને વશ ન થાય અને રામના ઉપર જ સ્નેહ રાખે" એ એના પ્રબળ પરાક્રમ અને વિખ્યાત વીરત્વનું અપમાન હતું. એવા રાવણને જોતાં જ હનુમાનને ખાતરી થઈ કે એ સુંદર સ્ત્રી સીતા જ હતાં. રાવણ આવ્યો. સીતાને એ 'ક્ષુદ્ર તાપસ' પરથી મન હઠાવી પોતાનો

રામને ત્યાં સારી રીતે આવકાર મળ્યો. અને રાવણને મારીને તેને લંકાનું રાજ્ય આપવાનું રામે વચન પણ આપ્યું.

સાગર માર્ગ આપતો નહોતો શું કરવું તે પણ સૂઝતું નહોતું. વિભીષણઃ "આપને તો ઠીક છે. નહિ તો આપના અગ્નિ જેવાં બાણોથી એને શોષી નાખી માર્ગ કરો."

સાગરની જડતાથી ગુસ્સે થયેલા રામને એ માર્ગ ગમ્યો. અને એમણે ધનુષ પર વિકરાળ બાણ ચડાવ્યું. એટલે નવી જ મેઘમાલા જેવું નીલું, અનેક રત્નો અને મણિઓથી સુશોભિત રૂપ ધરી સાગર રામ પાસે આવ્યો. અને તેને રામ પ્રણામ કરવા ગયા. તેને અટકાવીને કહેઃ

"આપ તો સાક્ષાત્ ભગવાન નારાયણ છો. એટલે આપ મને પ્રણામ કરો તે યોગ્ય નથી આજ્ઞા જ કરો."

રામ. "મારે જવા માટે માર્ગ જોઈએ"

સાગરઃ "આ માર્ગ તૈયાર જ છે, આપ જાઓ."

સાગરે આપેલા માર્ગે, ક્યાંક શાંત, ક્યાંક તોફાની, ક્યાંક મોજાંની હારમાળાવાળું, ફેનિલ, રત્નો, મકરો, મત્સ્યો વગેરેથી ભરેલું સાગરનું રૂપ જોતા જોતા રામ એ માર્ગે ચાલ્યા અને લંકા પહોંચ્યા. એમની આજ્ઞાથી સુવેલ પર વાનરસેનાનો પડાવ નાખવાની વાનરસેનાપતિ નીલે વ્યવસ્થા કરી.

થોડા જ સમયમાં વાનર અને રાક્ષસ સૈન્યોનું ભયંકર અને અદ્ભુત પરાક્રમયુક્ત યુદ્ધ શરૂ થયું અનેક યોદ્ધાઓના શબોથી રણભૂમિ ઢંકાઈ જવા લાગી અને રણમાં લોહીનો કાદવ જામ્યો. રામનાં ધનુષમાંથી સતત સરસરતા બાણોના મારાને લીધે રાક્ષસ સૈન્યનો કચ્ચરઘાણ વળવા લાગ્યો. સમયના વહેવા સાથે ત્રણે લોકમાં વિખ્યાત એવા રાવણના અનેક યોદ્ધાઓ અને સેનાપતિઓ રણમાં પડ્યા. અને રાવણની સ્થિતિ અસહાય બનવા લાગી. જેનું નામ સાંભળીને ત્રાસ છૂપજે એવા ભયંકર પરાક્રમવાળો કુંભકર્ણ રામના હાથે હણાઈ પૃથ્વી પર સદાને માટે સૂતો. વીર ઇન્દ્રજિત લક્ષ્મણને હાથે રોળાયો એ બેઉનું યુદ્ધ ચાલતું હતું ત્યારે, રાવણ સીતાને છેતરવાના પ્રયત્નો કરતો હતો અને રામનું માયાવી મસ્તક બનાવવાની રચના કરતો હતો. ત્યાં જ એને ઇન્દ્રજિતવધના સમાચાર મળ્યા.

એવો પરાક્રમી અને એક માત્ર આધાર જેવો પુત્ર પડયો એથી એને ભારે દુઃખ થયું અને ક્રોધ પણ એવો જ થયો. આ બધા અનર્થનું મૂળ સીતાને માની તે એમને જ મારી નાંખવા તૈયાર થયો. પણ સમાચાર લાવનાર અનુચરે તેને અનેક રીતે સમજાવ્યો. પોતાનું પરાક્રમ રામલક્ષ્મણ સાથે જ કરવા વિનંતી કરી. એટલે રથ મંગાવી તે એમની સાથે જ લડવા આવ્યો.

રામ અને રાવણ વચ્ચે પ્રાણાન્ત યુદ્ધ થવા લાગ્યું. આકાશમાં એ યુદ્ધ જોવાને આવેલા વિદ્યાધરાદિથી જમા પણ ન રહી. એ બધા યુદ્ધ જોવા લાગ્યા. રાવણ પોતાના ધનુષમાંથી બાણોનો વરસાદ વરસાવતો હતો અને રામ તે તે બાણોને નિષ્ફળ કરતા જતા હતા. એટલે અકળાઈને રાવણે એક ભયંકર અને ઝળહળતી શક્તિ લીધી અને રામના ઉપર બળપૂર્વક ફેંકી. એ આવતી શક્તિને રામે પોતાના બાણથી નકામી બનાવી દીધી. એટલે રાવણે વળી બાણોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો.

રામ પગપાળા લડતા હતા. રાવણ રથમાં હતો એટલે દેવરાજ ઈન્દ્રે રામને બેસવા માટે પોતાનો રથ લઈને સારથિ માતલિને મોકલ્યો. એમણે (રામે) જોયું કે આકાશ એકાએક પ્રકાશિત થઈ ગયું રથ આવ્યો. રામ એમાં બેઠા અને સમાન યુદ્ધ શરૂ થયું.

રામ અને રાવણનું એ અપૂર્વ અને અનુપમેય યુદ્ધ જોવા માટે રાક્ષસો અને કપિઓ પણ લડતા અટકીને ઊભા રહ્યા. પોતાનાં કિરણોથી ધરતીને બાળી નાંખવા તપતા હોય એવા બે સૂર્ય જેવા રામ અને રાવણ રથમાં બેસી બાણોનો વરસાદ વરસાવતા હતા.

રાવણ ગર્જના કરી રામને ડગાવવા પ્રયત્ન કરતો કરતો બાણોનો વરસાદ વરસાવતો હતો. એ પછી અત્યંત ક્રોધે ભરાયેલા રામને સારથિ માતલિએ યાદ આપ્યું એટલે એના વધ માટે રામે બ્રહ્માસ્ત્ર ઉઠાવ્યું મધ્યાહ્નના સૂર્ય જેવા ઝગઝગતા એ બાણનો ઘા થતાં જ રાવણ ઘાયલ બની રથમાં પડયો અને મરણ પામ્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ રહી અને દેવોનાં દુંદુભિ વાગી ઊઠયાં.

દેવો, ગંધર્વો, મુનિઓ સૌ ભગવાન રામને આ અપૂર્વ વિજય મેળવવા બદલ અભિનંદન આપવા લાગ્યા. રામ સીતાને આશ્વાસન દેવા લંકા તરફ

"પહેલાંની વાત જુદી છે," ચંદ્રદેવમાં પણ ગરમી આવી "આ વખતે તો વિવેકની ખાતર અમે તેમને આવવાનું કહેવડાવેલું. પરંતુ તેમણે કહ્યું કે 'મારે અહીં ત્યાં આવવાની જરૂર નથી' આથી અમોએ તેમના વિના ચલાવી લીધું, અને હંમેશાં ચલાવી લઈશું"

'પરંતુ તેઓ જાતે ન આવ્યા તેથી શું ?" નારદજીએ શંકા કરી

તેનો અર્થ એ જ કે આ યુદ્ધ અમે એકલે હાથે જીત્યા અત્યાર સુધી અમે અમારું ખરું સ્વરૂપ પ્રકટ કરતા નહોતા એટલે બીજાના ઓશિયાળા રહેતા હતા પરંતુ આ વખતે તો સૌએ ખમીર બતાવી દીધું મારી જવાળાઓથી મે કેટલાય દાનવોને અને તેમના શસ્ત્રસરંજામને બાળીને ખાખ કરી નાખ્યા નારદજી, તે વખતે તમે ત્યાં હાજર હોત તો મારું પરાક્રમ જોઈને તમે પણ તમારા ભગવાનને બદલે મારા જ ગુણગાન ગાવાનું આરંભી દેત" અગ્નિદેવે આત્મશ્લાઘા શરૂ કરી

'અને મારાં ગુણગાન નહીં ?' વાયુદેવે પોતાનો હક્ક આગળ કર્યો "મે તો તે દુષ્ટોની સેનામાં ભયંકર તોફાન જગાવ્યું અને અનેકને ઉખાડીને ફેંકી દીધા"

'અને હું ન હોત તો તેમને આટલું નુકસાન કોણે પહોંચાડત ?" જળદેવને પોતાનું ગૌરવ ઓછું પડતું લાગ્યું

"સાર એટલો જ કે અમે કોઈની મદદ વિના બધું કરી શકીએ તેમ છીએ હવે ભગવાન-ભગવાનને જેટલા વહેલા ભૂલી જઈએ તેટલું સારું" શેષનાગ બોલ્યા

'આટલી બધી બડાઈ હાંકો છો, પરંતુ તમારી આ બધી શક્તિનું મૂળ કોણ એ તો કહો" નારદજી તત્ત્વચર્ચામાં ઊતર્યા

"અમે જ!" અગ્નિદેવે વગર વિચારે જવાબ આપી દીધો "નહીં તો લોકો અમને અજર-અમર શા માટે કહે !"

"એમ ? ત્યારે તો હવે હું ભગવાનને જઈને ચેતવું કે તેઓ સાવધ

રહે; નહી તો તેમનું સ્થાન તમારામાંનો કોઇ કદાચ ખૂંચવી લેશે," નારદજી દેવોનું અભિમાન માપવા લાગ્યા.

"નાહકના તેમને ડરાવતા નહીં, કારણ અમારો તેમના માટેનો મોહ ઊતરી ગયો છે," વાયુદેવે ધીરજ આપી

"કારણ આજે તમને ખોટો મોહ થયો છે" નારદજીએ નિવેદન કર્યું, "પરંતુ એ હમણાં જ ઊતરશે"

"હમણાં તો બધાએ આનંદ ઉત્સવ કરવાનો છે, નારદજી તમે પણ તમારી વીણા વગાડજો; પરંતુ મહેરબાની કરીને તેમા ભજનોને ભેળવી ન દેતા" જળદેવ કરડાઇથી બોલ્યા

"વીણા અને ભક્તિ તો બેલડી છે, જળદેવ" નારદજીનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠયો. "એ તો તમારા જેવા સર્વનિયંતાને વિસરી જાય; ભક્ત તેના ભગવાનને કદાપિ ન ભૂલે. નારાયણ તમારી સાન ઠેકાણે લાવો."

એમ કહી નારદજી વીણા વગાડતા ભગવાનના મંદિર તરફ વળ્યા. બીજી બાજુ દેવો રાજસભામાં આવી પહોંચ્યા. સૌએ પોતપોતાને યોગ્ય સ્થાન લીધું. ઇન્દ્રદેવ પ્રમુખસ્થાને હતા. આવા મહાન વિજય બદલ તેમણે બધાને અભિનંદન આપ્યા. પછી રંગરાગ શરૂ થયા, કિન્નરોનું સંગીત, ગાંધર્વોનું નૃત્ય, અપ્સરાઓનું કામણ, અને મદિરાનું પાન દેવોને ચકચૂર બનાવે છે. એટલામાં ત્યાં એક યક્ષ દૃષ્ટિગોચર થાય છે. દેવો એક બીજા સામું જુએ છે, પરંતુ કોઇ તેને ઓળખી શકતું નથી. આથી તેઓએ અગ્નિદેવને કહ્યું, "આ યક્ષ કોણ છે તે જાણી લાવો" "બહુ સારું," કહી અગ્નિદેવ તે યક્ષ પાસે ગયા. નજીક આવતાં યક્ષે તેમને પૂછ્યું, "તું કોણ છે?"

અગ્નિદેવ બોલ્યા, "હું અગ્નિ છું; નિશ્ચય હું જાતવેદા છું."

ફરી યક્ષે પૂછ્યું, "આ જાતવેદારૂપ તારામાં શી શક્તિ છે?"

અગ્નિદેવ બોલ્યા, "પૃથ્વી ઉપર જે કંઇ છે તે તમામને હું બાળી શકું છું"

આ સાંભળતાં જ યક્ષે અગ્નિદેવ સામે એક તણખલું મૂક્યું અને કહ્યું, "આને બાળ"

અગ્નિદેવ તે તણખલાની નજીક ગયા. પરંતુ પોતાની તમામ તાકાત વાપરવા છતાં તેઓ તે તણખલાને બાળી શક્યા નહીં. આથી શરમાઈને તેઓ પાછા આવ્યા અને બોલ્યા, "આ યક્ષ કોણ છે એ વાત હું જાણી શક્યો નહીં"

આથી વાયુદેવને યક્ષ કોણ છે તે જાણી લાવવા મોકલવામાં આવ્યા. યક્ષની નજીક આવતા જ યક્ષે તેમને પ્રશ્ન કર્યો, "તું કોણ છે?"

વાયુદેવ બોલ્યા, "હું વાયુ છું; નિશ્ચય હું માતરિશ્વા છું."

યક્ષે પૂછ્યું, "આ માતરિશ્વારૂપ તારામાં શી શક્તિ છે?"

વાયુદેવ બોલ્યા, "પૃથ્વીમાં જે કંઈ છે તે તમામને હું ગ્રહણ કરી શકું છું"

આ સાંભળીને યક્ષે તેમની સામે એક તણખલું મૂક્યું અને કહ્યું, "આને ગ્રહણ કર" વાયુ તે ઘાસના તણખલા પાસે ગયા; પરંતુ પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરવા છતાં તેઓ તેને ગ્રહણ કરી શક્યા નહીં. આથી લજ્જિત થઈને તેઓ પાછા ફર્યા અને યક્ષને ઓળખવાની પોતાની અશક્તિ જાહેર કરી

પછી ઇન્દ્રદેવને મોકલવામાં આવ્યા. પરંતુ તેમની પણ તેવી જ દુર્ગતી થઈ છેવટે ઇન્દ્રદેવે હિંમત કરી. પોતાના શક્તિશાળી દેવોનો આવો કરુણ અંજામ થયેલો જોઈને ઈંદ્રમાં કંઈક નમ્રતા આવી. યક્ષની પાસે આવતાં જ યક્ષ અંતર્ધાન થઈ ગયો, જે આકાશમાં તે અંતર્ધાન થયો હતો તે જ આકાશમાં ઇન્દ્રદેવ એક અત્યંત સ્વરૂપવાન સ્ત્રી પાસે આવ્યા. તે ઉમારૂપી બ્રહ્મવિદ્યાને તેમણે પૂછ્યું, "આ યક્ષ કોણ છે?"

વિદ્યાદેવીએ સ્પષ્ટતાથી કહ્યું, "ભગવાન. ભગવાનના વિજયમાં જ તમે વિજયશાળી થયા છો."

આ શબ્દો સાંભળતાં જ ઇન્દ્રને આત્મભાન થયું. રાજસભામાં આવીને તેમણે દેવોને તમામ હકીકત જણાવી. દેવોના અજ્ઞાન અને અભિમાન ઓસર્યાં, અને પરમાત્માનો અપાર મહિમા તેઓ સમજ્યા.

[કેન ઉપનિષદ ઉપરથી]

☆

# પત્રાવલિ

## પત્ર ૩૫ મો

સુરત
તા. ૨૫-૯-૪૭

ચિ. શુકર,

મીરાંબાઈની કવિતા છેલ્લી વખત મે તને મોકલાવી હતી. એનો મુખ્ય ભાવ ભક્તિ છે. આજની કવિતા પણ એવી જ ભક્તિપ્રચુર છે. મધ્યકાલીન સમયમાં આપણા કવિઓ ઘણે ભાગે આવી જ કવિતા કરતા. એ આખો જમાનો બીજા કોઈ રસને જાણતો જ નહતો જાણે. બંગાળમાં પણ ભગવત્પ્રેમનું મોજું એ જ વખતે આવેલું. ચંડીદાસ, વિદ્યાપતિ, જયદેવ: આ તો મોટાં મોટાં નામો જ ગણાવ્યાં. એમની કવિતાઓ ઊર્મિ-આકુલને લઈને વધારે પ્રખ્યાત છે. આપણે ત્યાંય શક્તિમાં કંઈક કમ પણ ભાવનામાં એવા જ સરસ કવિઓ થયેલા—નરસિંહ, મીરાં, રણછોડ વગેરે. નરસિંહનાં પદો તો ખૂબ જાણીતાં છે. મીરાં વિષે મેં તને ગત કાગળમાં કંઈક લખ્યું હતું.

રણછોડ પણ એ જ વર્ગનો કવિ. એના મહિનાઓ ખૂબ પ્રસિદ્ધ છે. આપણે ત્યાં નવરાતમાં એ ખૂબ ગવાય છે. એની બીજી કવિતાઓ 'કાવ્યદોહન'માં મળી આવશે

આ કવિતામાં રણછોડ પ્રભુ પધારે છે ત્યારે શું શું કરવા તૈયાર થાય છે તે કહે છે: "ફુલના તકિયા, ફુલની ગાદીઓ અને ફુલનાં બિછાનાં હું કરી રાખીશ. એના ઉપર આરતી ઉતારીએ ને તનમન એના ઉપર વારી જઈએ કુંકુમના છાંટા દેવરાવીએ; અને મોતીથી ચોક પુરાવીએ: મારે તો પ્રભુજી પધારે છે. પ્રભુને હું નયનોથી નીરખીશ, હૈયાની આંખે નીરખીશ. એમાં વળી મને શરમ શાની ? એને જોતાં ધરાતો નથી તેથી જ

હું એમ કરીશ માતા, પિતા કે પુત્રપરિવાર : એ બધાં મને અળખામણાં થયાં છે; મારા પ્રભુ આગળ એની વિસાત કેટલી? મારા સ્વામીની સાથે રહેતાંગમતાં બધાં રોવાળાં દુઃખો મારે તો મટી ગયાં છે ”

પ્રભુના આવકાર માટે કવિ કેટલા ઉમંગથી તૈયારી કરે છે! પ્રભુને ફૂલ વગર બીજે કશે બેસાડાય ખરા? એમનાં સ્વાગત તો કુંકુમ અને મોતીથી જ કવિ કરશે પ્રભુ પ્રત્યે કવિ કેવો પ્રેમ દાખવે છે! એને હું સહસ્રનેત્રે જોયા કરું તોય તરસ મટવાની નથી એમ જાણે એ કહે છે એમ હોય તો જ કુટુંબ વગેરેની ચિન્તા ન રહેને! એની પરવા ય ન હોય ને!

જગત પ્રત્યે આ જાતની ઉદાસીનતા પ્રભુભક્તિમાંથી ઉપજે છે એમ માની લઇએ; આખી જગતની ફિલસૂફી દુઃખ વેઠી લેવાથી સુખ મળે છે એમ કહે છે એમ માનીએ તો આજની આપણી પરવશ, ગરીબ હાલતનું કારણ જડી આવશે જગતના આગમતાથી સાધનસુખડો પ્રત્યે આટલો બધો રોષ, આટલો બધો વૈરાગ્ય કેમ? આ વૈરાગ્યને લઇને જ બીજો કોઈ એને લેવા આવે તોય આપણે કંઇ ખેલતા નથી! આપણને આટલાં બધાં દુઃખો હોય છતાં “જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો” એવું આપણે ગાઇએ છીએ. અને એહિક સ્થિતિ સુધારવા કમર જ બાંધતા નથી! આખી દૃષ્ટિ જ આપણે બદલવી પડશે. કવિતામાંથી એટલુંય શીખવાનું મળે તો બસ.

પત્ર લખજે. તારા અભ્યાસની હકીકતો મને મોકલી આપજે.

સ્નેહાશિષ. મોટાભાઇ

## પ્રભુજી પધાર્યા

કુલના તકિયા ને કુલની ગાદીઓ,
કુલનાં કીજીએ બિછામણાં રે!
મારે પ્રભુજી પધારિયા.

આરતી ઉતારીએ ને તનમન વારીએ,
લાવે તે લઈએ લામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.
કુંકુમ કેરા છાંટા દેવરાવીએ,
મોતીડે ચોક પુગલીએ રે !
મારે પ્રભુજી પધારિયા.
હાઠે નીરખું ને નયણે નીરખું,
નહિ તે ત્યાં લજામણા રે !
મારે પ્રભુજી પધારિયા.

માતા પિતા સુત સંસારમાં,
અવર કાજે અળખામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

રણછોડના સ્વામી સંગે રમતાં,
મટી ગયાં દુઃખદામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

—રણછોડ

*

## પત્ર ૩૬ મો

જમશેદપોર
તા. ૨૦-૨-૪૯

ચિ. શુકદેવ.

ઘણા વખત પછી તને કાગળ લખુ છુ. વચ્ચે મારે બધી નવી જગ્યાએ ફરવાનું રહ્યું એટલે તને કવિતાવાળા કાગળો લખી શકો ન

હુ એમ કરીશ માતા, પિતા કે પુત્રપરિવાર એ બધાં મને ઝળઝાંખાં થયાં છે, મારા પ્રભુ આગળ એની વિસાત કેટલી? મારા સ્વામીની સાથે રહેતાંરમતાં બધાં દેખાવાં દુ ખો મારે તો મટી ગયાં છે"

પ્રભુના આવકાર માટે કવિ કેટલા ઉમંગથી તૈયારી કરે છે? પ્રભુને ફૂલ વગર બીજે કશે બેસાડાય ખરા? એમનાં સ્વાગત તો કુકુમ અને મોતીથી જ કવિ કરશે પ્રભુ પ્રત્યે કવિ કેવો પ્રેમ દાખવે છે? એને હુ સહસ્રનેત્રે જોયા કરુ તોય તરસ મટવાની નથી એમ જાણે એ કહે છે એમ હોય તો જ કુટુબ વગેરેની ચિન્તા ન રહેને! એની પરવા ય ન હોય ને!

જગત પ્રત્યે આ જાતની ઉદાસીનતા પ્રભુભક્તિમાંથી ઉપજે છે એમ માની લઈએ, આખી જાગી ફિલસૂફી દુ ખ વેઠી લેવાથી સુખ મળે છે એમ કહે છે એમ માનીએ તો આજની આપણી પરવશ, મરોમ હાલતનુ કારણ જડી આવશે જગતના આરામદાયી સાધનસુવડો પ્રત્યે આટલો બધો રોષ આટલો બધો વૈરાગ્ય કેમ? આ વૈરાગ્યને લઈને જ બીજો કોઈ એને લેવા આવે તોય આપણે કઈ બેસવાના નથી! આપણને આટલાં બધાં દુ ખો હોય છતાં "જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો" એવુ આપણે ગાઈએ છીએ અને ઐહિક સ્થિતિ સુધારવા કમ જ માંડતા નથી! આખી દષ્ટિ જ આપણે બદલવી પડશે. કવિતામાંથી એટલુય શીખવાનુ મળે તો બસ

પત્ર લખજે તારા અભ્યાસની હકીકતો મને મોકલી આપજે

સ્નેહાશિષ મોટાભાઈ

## પ્રભુજી ધારયા

ફુલના તકિયા ને ફુલની ગાદીઓ,
ફૂલનાં કીજીએ બિછામણા રે!
મારે પ્રભુજી પધારિયા

આરતી ઉતારીએ ને તનમન વારીએ,
ભાવે તે લઈએ ભામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

કુંકુમ કેશર છાંટા દેવરાવીએ,
મોતીડે ચોક પુરાવીએ રે !
મારે પ્રભુજી પધારિયા.

હાડે નીરખું ને નયણે નીરખું,
નહિ તે ત્યાં લજ્જામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

માતા પિતા સુત સંસારમાં,
અવર કાજે અળખામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

રણછોડના સ્વામી સંગે રમતાં,
મટી ગયાં દુઃખડામણાં રે !
મારે પ્રભુજી પધારિયા.

—રણછોડ

*

## પત્ર ૩૬ મો

જમશેદપોર
તા. ૨૦–૨–૪૯

ચિ. ગુણહર.

ઘણા વખત પછી તને કાગળ લખું છું. વચ્ચે મારે બધી વણી આએ ફરવાનું રહ્યું એટલે તને કવિનારાળા કાગળો લખી શક્યો ન

હતો. આજે એક મોકલું છું. રવીન્દ્રનાથ ટાગોરની બેત્રણ કવિતા આ પત્રાવલિમાં મેં મોકલી હતી તે યાદ હશે. આજની નાનકડી કવિતાઓ એમની જ છે યથાયોગ્ય જ એમને કવિએ કણિકાનું નામ આપ્યું છે. નાનકડી છતા મહામૂલ્યવાન આ કવિતાકણીઓ ખૂબ અર્થવાળી છે કંઈક ને કંઈક ઉપદેશ, કઈક કઈક નર્મયુક્ત કટાક્ષ : એ બધું એમાં હોય છે

'ભક્તિભાજન'માં રથજાત્રા વખતે ઘણા લોકો મહાપ્રભુના રથ નીચે પડવા એકઠા થયા છે, ને ધુળમા આળોટે છે તે બતાવીને પછી કવિ કહે છે: 'એમને પગે લાગતા જોઈને રસ્તા ના મનમાં થાય છેઃ' હું જ દેવ છુ ને મને જ બધા પગે લાગે છે" રથને પણ થાય છેઃ "લોકો મને જ દેવ માને છે." ત્યારે મૂર્તિ હસીને પોતાને દેવ ગણી બેસે છે ખરી વાત તો એક અંતર્યામી જાણે છે, ને તે મનમાં હસે છે. નરસિંહ મહેતાએ ગાડા નીચે ચાલતા કૂતરાને પોતે જ ભાર ઉપાડે છે એમ માનતો બતાવ્યો છે તેના જેવુ જ આ છે. જગતમાં બધું મંડાણુ જ એવું પેરે છે. દરેક જણ માને છે કે પોતે જ બધાંનુ મધ્યબિંદુ છે ' આવી રીતે તો એમની કશી ગણતરી પણ કરાય હોતી નથી. સુખદુઃખ, માનાપમાન, કીર્તિ, ધન, અપકીર્તિ, ગરીબીઃ બધામા જ એવુ

બીજી કણિકામાં ' પડ્યા તો પગે લાગ્યા 'વાળી કહેવતના અર્થનું જ કવિ કરે છે ચવાગનો ચંદ્ર જાણે છે કે હવે સૂર્ય ઊગતા જ પોતાની બધી શોભા જતી રહેશે પણ પોતાનો અપજશ ઢાંકવા એ કહે છે : " હું તો ઉદયમાન ભાનુને પ્રણામ કરવા ઊભો છુ. " ઘણાઓને પોતાની કાળી બાજુને ખેલદિલીભરી રીતે ઢાંકીને કોઈ ને કોઈ બહાને આગળ આવતા તેં જોયા હશે કવિએ તે ચદ્રના દાખલાથી બતાવ્યું છે

ત્રીજો ઝપાટો કર્તવ્યભાવનો છે સૂર્ય અસ્ત પામતાં ચિંતા કરે છે કે હવે પૃથ્વી ઉપર પ્રકાશ આપવાનું કામ કોણ કરશે ? જગતને પણ ચિંતા થઈ ત્યાં નાનકડું કોડિયું બોલ્યુ- " થશે તેટલું હું જરૂર કરીશ. " નાના માણસો પણ પોતપોતાની રીતે ઘણું મોટું કામ કરી શકે. માત્ર

માટીના કોડિયા જેટલો આત્મવિશ્વાસ જોઇએ. દરેક માણસનામાં કંઇક ને કંઇક સામર્થ્ય તો રહેલું જ છે, એ તેણે સમજવું જોઇએ.

કવિવરની આવી કણિકાઓ તો ઘણી છે. આ તો માત્ર નમૂના જ છે. ફરી કોક વખત બીજી મોકલીશ. સંસ્કૃતમાં પણ ઘણા શ્લોકો આ જ ઢબના હોય છે. આપણી ગૂજરાતીમાં પણ આવી જાતનાં મુક્તકો ઘણાં લખાયાં છે. તું એ રજામાં વાંચી જજે.

આ સિવાય નવાજૂની નથી મારી કોલેજ ચાલ્યા કરે છે. અમે મજામાં છીએ, ને તને ખૂબ યાદ કરીએ છીએ. પત્ર જરૂરથી લખજે. પરીક્ષાની તૈયારી બરાબર કરતો હોઇશ.

આશિષ

મોટાભાઈ

## કણિકા

(૧) ભક્તિભાજન :

રથજાત્રા, લોકોનું ટોળું ને ખૂબ ધામધૂમ;
ભક્ત લોકો ધૂળે આળોટે ને કરે પ્રણામ;
રસ્તો કહે : "હું દેવ", રથ કહે : "હું";
મૂર્તિ કહે : "હું દેવ"; હસે અન્તરયામી !

(૨) પડયા તો :

રવિ–ઉદયે નિજ મહિમા જશે ગળી
તેથી કહે પ્રભાતચંદ્ર ઘણા શાંત સુખે :
"હું તો અસ્તસિંધુ તીરે જોઇ રહ્યો રવિ વાટ
જતાં જતાં મારાં પ્રણામ કરી તો જાઉં !"

(૩) કર્તવ્યગ્રહણ

"કોણ સંભાળશે મારું કામ ?" કહે સંધ્યા રવિ.
સાંભળી નિરુત્તર બની જગતની છબિ.
માટીનું કોડિયું હતું; તે બોલ્યું : "સ્વામિ,
થશે તેટલું હું કરીશ, વગર કશી ખામી !"

# જયમાળા

મૂળ લેખક : શ્રી રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : ' આશ્વિન '

'ચિત્રકારનું' નામ સૌરીન્દ્ર હતું. ચિત્રો દોરવાં એ જ એનું જીવનવ્રત હતું. જેમ કવિ કાવ્યનો આલાપ લઈને, સ્વરમાં છન્દ મેળવીને કવિતા દ્વારા પોતાના મનના ભાવ પ્રદર્શિત કરે છે, તેમ સૌરીન્દ્ર એની નિપુણ પીંછીથી રંગ પૂરીને, આબેહૂબ રેખાઓ દોરીને પોતાના મનનો ભાવ પ્રદર્શિત કરતો ચિત્રમાં છલકાવી દેતો. એના આલેખેલાં ચિત્રો એવા પ્રાકૃતિક અને ભાવયુક્ત હતાં, કે એ જોઈને સાચી વસ્તુ જ જોતા હોવાનો ભ્રમ થતો. ચિત્રકળામાં એની નિપુણતા જોઈને સારા યે દેશના ચિત્રકારો મનમાં ને મનમાં એનો દ્વેષ કરતા. સૌરીન્દ્રને ઈર્ષા, દ્વેષ જેવું કાંઈ હતું નહિ; એનું મન દૂધ જેવું સ્વચ્છ હતું, અને હૃદય બાળક જેવું પ્રસન્ન હતું.

સૌરીન્દ્ર એક ઉચ્ચ પ્રકારનો ચિત્રકાર હતો. સાધારણ માણસો એની કલાને ઓળખી ન શકે, ફક્ત કલાના જાણકાર જ એના ગુણોથી પરિચિત થઈ શકે એમ હતું પરન્તુ બધા ચિત્રકારો આ વાત છુપાવીને પોતપોતાની જ નામના વધારવા યત્ન કરતા હતા...અને સૌરીન્દ્રને પ્રશંસાની દરકાર પણ ન હતી.

એકવાર રાજસભામાં પ્રશ્ન ઊઠ્યો, કે દેશમાં સૌથી શ્રેષ્ઠ ચિત્રકાર કોણ ? એનો નિર્ણય કરવા રાજાએ દેશના સૌ ચિત્રકારોને એક નિર્દિષ્ટ સમયે એકત્ર થવાની આજ્ઞા કરી.

ચિત્રકારોએ પરસ્પર વિચાર કરીને નક્કી કર્યું કે ગ્રામનિવાસી સૌરીન્દ્રને આ રાજાજ્ઞાની કોઈ રીતે ખબર ન પડવા દેવી......એમને ખાતરી હતી કે જો કદાપિ સૌરીન્દ્રનું ચિત્ર પ્રદર્શનમાં આવ્યું તો બીજા બધાને નિરાશા જ મળવાની; એમની આશાઓ ચિમળાઈને ખરી જ પડવાની.

નિર્દિષ્ટ સમય આવી પહોંચ્યો. સૌ હાજર હતા, એક સૌરીન્દ્ર જ

રાજાએ સર્વને સંબોધીને કહ્યું :

'તમારામાંનો સર્વશ્રેષ્ઠ કોણ છે, તે હું પરીક્ષા કરીને જાણવા માગું છું. તે માટે નવા વર્ષના પ્રથમ દિવસે તમે સૌ એક એક ઉત્તમ ચિત્ર તૈયાર કરીને રાજસભામાં હાજર થજો. એ ચિત્રો પરથી જ નિર્ણય કરવામાં આવશે.'

રાજાજ્ઞા સાંભળીને સૌ ચિત્રકારો પ્રસન્ન થઈને પોતપોતાને ઘેર ગયા. એમણે મનમાં જ સંકલ્પ કર્યો કે સૌરીન્દ્રને આની ગંધ સરખીયે ન આવવી જોઈએ!

૨

નદીકિનારે એક પાંચ વર્ષનો બાળક રમતો હતો. રમતાં રમતાં જેમ જેમ એ આગળ પાછળ દોડતો હતો તેમ તેમ એના સુંવાળા કાળા વાળ વાયુલહરીઓથી ઊડીને અપૂર્વ શોભા ધારણ કરતા હતા. એનાં બે સુદીર્ઘ નેત્રો ખીલેલાં ફૂલ જેવાં સુંદર અને ભાવપૂર્ણ લાગતાં હતાં.

સૌરીન્દ્ર ફરતો ફરતો નદીકિનારે આવી પહોંચ્યો. એ એક સુંદર ચિત્ર દોરવા ઇચ્છતો હતો. પણ એના મનની ઇચ્છાનુસાર કોઈ આદર્શ જડતું ન હતું. બાળકને જોઈને એ ખૂબ પ્રસન્ન થયો. એને એની મરજી મુજબની જ વસ્તુ મળી ગઈ. તે ધીમે ધીમે એ બાળકની પાસે ગયો. અને તેને પૂછ્યું,

'તારું નામ શું? ...'

'મનોહર!' બાળકે હસીને કહ્યું.

મનોહર! સાચે જ શબ્દના અર્થ જેવો જ બરાબર એ હતો. અનેક યત્નોથી અને પ્રલોભનો આપીને એણે બાળકને એક પથ્થર પર બેસાડ્યો. બાળકે હસતાં હસતાં પૂછ્યું,

'... ચિત્ર મને આપશો ને?'

# જયમાળા

મૂળ લેખક : શ્રી રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક . ' આશ્વિન '

ચિત્રકારનું નામ સૌરીન્દ્ર હતું ચિત્રો દોરવાં એ જ એનું જીવનવ્રત હતું જેમ કવિ કાવ્યનો આલાપ લઈને, સ્વરમાં છન્દ મેળવીને કવિતા દ્વારા પોતાના મનના ભાવ પ્રદર્શિત કરે છે, તેમ સૌરીન્દ્ર એની નિપુણ પીંછીથી રંગ પૂરીને, આબેહૂબ રેખાઓ દોરીને પોતાના મનનો ભાવ પ્રદર્શિત કરતો ચિત્રમાં છલકાવી દેતો. એનાં અંકિતાં ચિત્રો એવા આકૃતિક અને ભાવયુક્ત હતા, કે એ જોઈને સાચી વસ્તુ જ જોતાં હોવાનો ભ્રમ થતો. ચિત્રકળામાં એની નિપુણતા જોઈને સારા યે દેશના ચિત્રકારો મનમાં ને મનમા એનો દ્વેષ કરતા સૌરીન્દ્રને ઈર્ષા, દ્વેષ જેવું કાંઈ હતું નહિ; એનું મન દૂધ જેવું સ્વચ્છ હતું અને હૃદય બાળક જેવું પ્રસન્ન હતું

સૌરીન્દ્ર એક ઉચ્ચ પ્રકારનો ચિત્રકાર હતો સાધારણ માણસો એની કલાને ઓળખી ન શકે, ફક્ત કલાના જાણકાર જ એના ગુણોથી પરિચિત થઈ શકે એમ હતું પરંતુ બધા ચિત્રકારો આ વાત છુપાવીને પોતપોતાની જ નામના વધારવા યત્ન કરતા હતા. .અને સૌરિન્દ્રને પ્રશંસાની દરકાર પણ ન હતી

એકવાર રાજસભામાં પ્રશ્ન ઊઠ્યો, કે દેશમાં સૌથી શ્રેષ્ઠ ચિત્રકાર કોણ ? એનો નિર્ણય કરવા રાજાએ દેશના સૌ ચિત્રકારોને એક નિર્દિષ્ટ સમયે એકત્ર થવાની આજ્ઞા કરી.

ચિત્રકારોએ પરસ્પર વિચાર કરીને નક્કી કર્યું કે ગ્રામનિવાસી સૌરીન્દ્રને આ રાજાજ્ઞાની કોઈ રીતે ખબર ન પડવા દેવી . .. એમને ખાતરી હતી કે જો કદાપિ સૌરીન્દ્રનું ચિત્ર પ્રદર્શનમાં આવ્યું તો બીજા બધાને નિરાશા મળવાની, એમની આશાઓ છિન્નભિન્ન થઈને ખરી જ પડવાની

નિર્દિષ્ટ સમય આવી પહોંચ્યો સૌ હાજર હતા, એક સૌરીન્દ્ર જ નહોતો.

'આ ચિત્ર જેણે દોર્યું છે, એ જ તમારામાં શ્રેષ્ઠ ચિત્રકાર છે'

દરેક જણ એ ચિત્ર તરફ જોવા લાગ્યું. સભામાં હાજર રહેલા સૌની દ્રષ્ટિ એક સાથે એ ચિત્ર પર પડી. સૌ આશ્ચર્યથી જોવા લાગ્યાં કે નદીતટે એક પથ્થર પર બેઠેલા સુંદર અને સુકુમાર બાળકની એ એક અપૂર્વ મૂર્તિ હતી. એમાં કૃત્રિમતાનું નામનિશાન ન હતું એ ચિત્ર જોઈને ચિત્રમાંના બાળકને ગોદમાં લેવા જોનારના હાથ અજાણપણે જ આગળ થઈ જતા !

'આના ચિત્રકારનું નામ શું છે ? એ ક્યાં રહે છે ?' રાજાએ બહુવાર પછી પૂછ્યું.

'રાજન્! એના ચિત્રકારનું નામ હું નથી જાણતો, કે નથી મને એના ઠેકાણાની ખબર. પણ આ ચિત્ર આબેહૂબ માગ બાળકની જીવંત પ્રતિમૂર્તિ છે આવું મનોહર ચિત્ર મેં આજસુધી જોયું નથી, અને તેથી જ એને પરીક્ષાર્થે આપની સેવામાં હાજર કર્યું છે...'

અનેક શોધખોળ અને તપાસ થવા છતાં ચિત્રકારનો પત્તો ન લાગ્યો. રાજાએ મનોહરના પિતાને એક સરસ પુરસ્કાર આપીને ચિત્રને પોતાની પાસે રાખી લીધું. એ દિવસે બીજું કાંઇ નક્કી ન થઇ શક્યું. રાજાએ ચિત્રકારોને સંબોધીને કહ્યું,

'તમારામાંના શ્રેષ્ઠ ચિત્રકાર વિષે નિર્ણય થઇ શક્યો નથી. તેથી તમે સૌ ફરીથી ચિત્ર ચિતરીને લાવો. હું તમારો નિર્ણય ત્યારે કરીશ.'

૪

આજ ફરીવાર ચિત્રપરીક્ષાનો દિવસ હતો. રાજા સભાવેશ ધારણ કરીને રાણીએ એમના સ્વ-હસ્તે ગુંથેલી પુષ્પમાળા કંઠમાં ધારણ કરીને સિંહાસન પર વિરાજમાન હતા. બાજુમાં ચકની આરમાં રાજવંશી મહિલાઓ બેઠેલી હતી.

જેનેરેટીવ સીસ્ટમ) અને ડક્ એટલે પ્રાણશક્તિની ક્રિયાઓ, એમ મેટાબોલિઝમના અર્થમાં સમજવાના છે

જંતુઓથી આયુર્વેદ ડરતું નથી. કારણ કે પ્રત્યક્ષમાજની જંતુઓની સામે ટકવાની શક્તિ એ વધારવા માગે છે.

હાલના દાક્તરોએ સત્યના જ ઉપાસકો થવું જોઇએ. પોતાને શાસ્ત્રપ્રેમી કહેનારાએ બુદ્ધિસ્વાતંત્ર્ય અને નિષ્પક્ષપાત મનોવૃત્તિ રાખવી ઘટે.

—ડૉ. હરિપ્રસાદ દેસાઈ

*

આજકાલ બાલ પ્રદેશનું નામ છાપાંઓમાં દુષ્કાળને અંગે ખૂબ આવે છે આ પ્રદેશ નપાણીયા મુલક તરીકે પણ ઓળખાય છે. તે સંબંધી માહિતી જાણવા જેવી હોઇ નીચે આપીએ છીએ:

આ પ્રદેશની કુલ વસ્તી ૨૧૦૦૦ની. તેમાં ૪૨૦૦ મધ્યમ વર્ગના, ૪૨૦૦ ખેડુતો, ૧૦૫૦૦ મજૂર વર્ગ, ૧૦૫૦ બીજા વર્ગના અને ૧૦૫૦ નિરાધાર લોકોનો સમાવેશ થાય છે.

તે પ્રદેશની પશુસંપત્તિ ૧૩૦૦૦ ઢોર, તેમાં ૪૩૫૫ બળદ, ૨૦૧૫ દુઝણી ગાયો, ૧૧૩૭ દુઝણી ભેંસો, ૧૪૧૩ વસુકેલી ગાયો અને ૭૮૦ વસુકેલી ભેંસો અને ૩૨૫૦ પાડાં અને વાછરડાં. આ ઉપરાંત ઊંટ, બકરાં, ઘોડા વગેરે મળીને ૧૫૦૦ જાનવર.

આ પ્રદેશ ૧૨ લાખ મણ ઘઉં, ૧॥ લાખ મણ રાઈ, બે લાખ મણ ચણા, ૦॥ લાખ મણ કપાસ, ૦॥ લાખ મણ જુવાર પકવે છે. આ ઉપરાંત ૪૩૫૦ મણ ઘી પેદા થાય છે. ઉપરાંત રોજના વપરાશનું દૂધ, ઘી, છાશ વધારામાં. ભાલના આ બારન ગામોમાં આશરે દોઢ કરોડ રૂપિયાનું ઉત્પન્ન થાય છે. અમદાવાદની નજીક આવેલો આ પ્રદેશ અમદાવાદની જરૂરિયાતો ઘણે અંશે પૂરી પાડે છે. આપણા જીવનમાં ગામડાંનો કેટલો ફાળો છે!

The KISHOR Regd. No B 3476




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

હિંદમાં : રૂા. ૬-૮-૦ પરદેશના રૂા. ૧૦-૦-૦

દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર રાયખડ : અમદાવાદ

# કિશોર

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

૧૯૪૯
જૂન



મનુષ્યો માટે વનમાં વસવું સારું, ભિક્ષા માગવી સારી, ભાર ઉપાડીને ગુજરાન ચલાવવું સારું, વ્યાધિ થાય તે સારું પણ રાજ્યાધિકારથી સંપત્તિ મેળવવી તે સારું નથી

'પંચતંત્ર' ૧-૨૮૦

વર્ષ ૧૪, અંક ૬

# કિશોર

૧૯૪૯ જુન

## તીર્થ–સ્થાન

"…. ગાંધીજીએ કહ્યું: 'ચાલો આપણે યાત્રાએ જઈ આવીએ'.

મિ. એન્ડ્રુઝે પૂછયું: 'તમારે વળી કયાં યાત્રાએ જવું છે?'

તેમણે કહ્યું: 'ચાલ અને જો.' અને અમે મિસિસ ટેકના ઘર પાસે જઈને અટક્યા. જ્યારે અમે નજીક પહોંચ્યા ત્યારે ગાંધીજીએ મને ધીમા ભક્તિભીના વચને કહ્યું: 'આ જ સ્થળે મને એક માતાએ પરિપૂર્ણ વાત્સલ્યથી સાજો કર્યો છે. હું આ સ્થળને તીર્થભૂમિ ગણું છું.

['પ્રસ્થાન' ગાંધીમણિમહોત્સવ અંક પૃ. ૪૩૪]

★

# કિશોરોને

## [ પત્રાંક ૨૪

દોસ્તો !

ગયે વખતે તમને હું પત્ર નહોતો લખી શક્યો, કારણ કે હું આપણા હિંદના ઠેઠ પશ્ચિમના ધરતીકિનારા પર ગયો હતો. એ કિનારો કયો એ તમે સમજી શક્યા કે ? તમે નકશામાં જોશો તો જણાશે કે ઓખા પોર્ટ અને બેટ દ્વારકા મછવામાં કે સ્ટીમલૉંચમાં જવાય છે, તે બેટ દ્વારકા અથવા તો શંખોદ્ધાર તીર્થની હું તમને વાત કરું છું મારા એક મિત્રની સાથે, તેમના સ્નેહભર્યા આગ્રહને વશ થઈને ત્યાં ગયો હતો.

સૌરાષ્ટ્ર સરકારની અત્યંત ભીડવાળી અને પૂરતી સગવડ વિનાની ધીરે ધીરે ગતિ કરનારી ગાડીના ત્રીજા વર્ગમાં અને તે યે વળી આવા ગરમીના દિવસોમાં મુસાફરી કરવી એ પણ એક તપશ્ચર્યા જેવું જ ગણાય. નાના નાના ડબ્બા, ટૂંકી ટૂંકી બેઠકો, સામાન મૂકવાને માટે પણ ઓછી સગવડવાળી છાજલીઓ, માણસો આવે ને જાય, તેમનો પરસેવો ગંધાય, લોકો ડબ્બાની અંદર થુંકે, પાણી ઢોળે, જગા માટે લમણાઝીંક, અરે, ગાળાગાળી થઈ જાય,—એવા અનેક અનુભવો કરતા અમે જામનગર છોડીને કેઈક આગળ ગયા ત્યારે જરા ઠંડો પવન આવવાનું શરૂ થયું મનને ટાઢક વળી ! મારા પેલા મિત્ર કહેતા કે, ભાઈ દ્વારકા જાઓ છો એટલે તાપ તો વેઠી લેવો જ પડે ને ! દોસ્તો ભાઈ, તાપ વેઠયે જ પાપ બળે ના ! સંધ્યાકાળનો વખત થઈ ગયો હતો, ચારે બાજુની જમીન પથરાળ થઈ થઈ ગઈ હતી, દૂર દૂરના દરિયાનો ઠંડો માદક પવન આવતો હતો !

ત્યાં તો આઘે આઘે વીજળીના દીવા જણાયા મેં મારા મિત્રને પૂછ્યું કે કોઈ મોટું શહેર આવ્યું લાગે છે, ત્યારે કહે કે, એ તો દ્વારકા છે અને ત્યાં જે સીમેન્ટની મોટી ફેક્ટરી છે ત્યાંના જ દીવા હશે.

એમ કરતા કરતાં દ્વારકા વટાવ્યું, વરવાળા અંધારામાં પસાર થયું, મીઠાપુરના તાતા કેમિકલ વર્કસના દીવા જણાયા અને જોતજોતામાં આવ્યું ઓખાબંદર, ગાડી ખાલી થઈ ગઈ રાતે મેં કે ‌‌અહીંએ પહોંચ્યા એક

ધર્મશાળામાં ધામા નાખ્યા. ખુલ્લા દરિયાનો વિસ્તીર્ણ પટ જોયો. ધર્મશૈલના પ્રચંડ ભંડાર જોયા અને ત્યાં સળગતા વાદળી દીવા જોયા.

દરિયો શાંત હતો, માનવતા શાંત હતી અને બંદર પણ શાંત હતું; પરંતુ અશાંત હતું એક મારું મન. મનને ક્યાં શાંતિ છે, એ તો પોતાના ઉધામા કર્યા જ કરવાનું! ધર્મશાળાની અગાશીના મુક્ત આકાશમાં સૂઈ ગયા. પરોઢમાં કપડાં ભીનાં થઈ ગયાં.

સવાર થઈ એટલે અમારે ગમ્ય સ્થળે જવાની શરૂઆત કરી. બિસ્ત્રા-પોટલાં ઉપાડીને કિનારે પહોંચ્યા. મછવાઓ, સ્ટીમર, લોંચ વગેરે પડ્યાં હતાં. ખારવાઓ અમારો સામાન લઈ ગયા, મછવામાં મૂકી દીધો અને અમે મછવામાં બેઠા. મછવો ખાડીમાં વધવા લાગ્યો. ચારે બાજુ પાણી ઊછળે! સામે બેટના મંદિરની ધજા જણાવા લાગી વાતો કરતાંમાં તો જઈ પહોંચ્યા. બેટને તટે અને પુરદા પર પગ ટેકવીને ચડી ગયા.

મારા મિત્રના ઘણાય પરિચિત સ્વજનો ત્યાં હતા. 'આવ્યા કે!' નો આવકાર સાંભળીને તેઓ બે શબ્દોમાં વાત પતાવીને આગળ ચાલ્યા. અમને જ્યાં ઉતારો આપવામાં આવ્યો હતો ત્યાં ગયા કપડાંલત્તાં કાઢીને, સરસામાન મૂકીને બીજા માળના મકાનની એ અગાશીમાંથી બહાર નજર કરી તો પશ્ચિમમાં દરિયો ઘૂઘવી રહ્યો હતો, પૂર્વમાં દૂર દૂર પાણી પર સૂર્યની આભા પથરાઈ હતી, ઉત્તરમાં મંદિરોનાં ઊંચાં ઊંચાં મકાનો જણાતાં હતાં અને દક્ષિણમાં ખુલ્લી જમીન માઈલોના માઈલો પથરાઈ હતી.

અમે બેટમાં હતા. ચારે બાજુ દરિયો. દરિયાનો ખુલ્લો ઠંડો પવન ફૂંકાતો હતો. અને અમે મુક્ત વાતાવરણની મોઝ માણતા હતા કહો, દોસ્તો, ત્યાં તમને એક પત્ર લખવાનું ભૂલી જવાય તેમાં શી નવાઈ! પેલો દરિયો તો જુઓ, ઊછળી ઊછળીને કંઈક કહેવા માગે છે! સમજાય છે તમને તેની જળભાષા! આવતા પત્રમાં તમને એ જળભાષાની વાત કરીશ.

લિ૦ તમારો

'અલગારી'

# સિંહનો બાળ

શાન્તિલાલ ઠાકર એમ. એ.

કુરુક્ષેત્રના મેદાનમાં આજે પાંડવોની સભા ભરાઈ હતી. બધા જ પાંડવો હાજર હતા, માત્ર ન હતા એક ગાંડીવધન્વા અર્જુન. દ્રોણાચાર્યની સરદારી નીચે કૌરવસેના પાંડવો સાથે લડતી હતી. તેવામાં લોકપીડક એક અસુરનો વધ કરવા અર્જુનને પાતાળમાં જવું પડ્યું હતું. શ્રીકૃષ્ણના સારથિપણા નીચે સુરક્ષિત બનેલા, નરવીર અર્જુન પાતાળ પરવર્યા. તે તકનો લાભ લઈ દુર્યોધનપ્રેર્યા દ્રોણાચાર્યે સાત કોઠાની વિદ્યાનો પ્રયોગ આરંભ્યો હતો. તેમાં સામાન્ય યોદ્ધાનું કામ ન હતું. તેમાં કેવળ વીરતા કે બાહુબળ કામિયાબ નીવડે તેમ ન હતાં. આ સાત કોઠાનો ભેદ કરવા પાંડવસેનાને દુર્યોધન તરફથી આહ્વાન મળી ચૂક્યું હતું પણ તે વિદ્યાનો કોઈ જાણકાર ન હતો. અર્જુન સિવાયની પાંડવસેના જાણે આંખ-વિહોણી બની હતી. તેથી જ સર્વેનાં મુખ પર ગ્લાનિ અને વિષાદ છવાયાં હતાં. સભામાં સ્તબ્ધતા અને મૌન હતાં.

એક સોનાના થાળમાં બત્રીસ પાનનો બીડો મૂક્યો હતો. તે થાળ લઈને રાજસેવક દરેક રૂબરૂ સમક્ષ ધરતો. દરેક સભ્ય નીચું જોઈ જતો. તે પાનનું બીડું ઉપાડી મુખમાં મૂકવાની કોઈની હિંમત ચાલતી ન હતી. જે તેમ કરે તેણે સાત કોઠાના યુદ્ધનું આહ્વાન ઝીલી લીધું ગણાય. આખી સભામાં પરિચારક ફરી વળ્યો. પણ પાનના બીડાને કોઈએ ઉપાડ્યું ન હતું. સેવક ફરી વાર તે થાળને લઈ સભામાં પાનનું બીડું ફેરવવા નીકળ્યો. સભામાં દ્વિગુણિત લજ્જા, દ્વિગુણિત સ્તબ્ધતા, દ્વિગુણિત વિષાદ ફેલાયાં હતાં. પાનનો થાળ વિરાટ વીરો પાસેથી પસાર થયો, પાંચાલ યોદ્ધાઓ પણ નીચું જોઈ બેસી રહ્યા, કુન્તીભોજના યોધવીરો પાસેથી તે થાળ ચૂપકી-થી આગળ વધ્યો, સોમદત્ત, ભૂરિશ્રવા, મદ્રરાજ, સોમક—સઘળા નીચું જોઈ ગયા. પછી તે પરિચારક તરુણો અને કિશોરો બેઠા હતા તે બાજુએ

ગયો. ઘટોત્કચ, બભ્રુવાહન, ઉત્તર—સઘળા રાજકુમારો નીચું જોઈ ગયા. પછી તે થાળ અર્જુનપુત્ર સૌભદ્રેય અભિમન્યુ પાસે આવ્યો. અભિમન્યુની આંખમાં વીજળી ચમકી, તેનું માથું ક્ષત્રોચિત ગર્વમાં પાછું ફેંકાયું, તેનો હાથ થાળ તરફ વળ્યો, પાનનું બીડું તેના મુખમાં મૂકાયું,' પાનના રંગથી તેના રક્ત હોઠ વધારે રાતા બન્યા.

આખી સભામાં જયઘોષ ગાજ્યો: 'જય હો વીર અભિમન્યુનો!' આ જયઘોષ આકાશ વીંધી કૌરવસેનાના કર્ણે અથડાયો.

યુધિષ્ઠિર વિહ્વળ બન્યા. ભીમનું મુખ કાળાશ ધારણ કરવા લાગ્યું. નકુલ અને સહદેવ ચિંતાગ્રસ્ત અને વિષણ્ણ બન્યા.

ભગવાન શ્રીકૃષ્ણ સગર્ભા સુભદ્રાને—પોતાની બેનને પ્રસૂતિની વેદના ઓછી થાય તેટલા માટે, ઝીંટ બદલાવવા સાત કોઠાની વિદ્યા કહી બતાવતા હતા, ત્યારે છઠ્ઠા કોઠાની વાત પૂરી થતાં તે અટક્યા. ગર્ભસ્થ અભિમન્યુએ હોંકારો ભણ્યો. આથી શ્રીકૃષ્ણે તે રહસ્યવિદ્યાની વાત કહેવી પડતી મૂકી હતી. એટલે અભિમન્યુ છ કોઠાના જયની ચાવી તો બરાબર જાણતો હતો. પણ છાયાના બનેલા સાતમા કોઠાનું શું? ન કરે નારાયણ અને અભિમન્યુને કાંઈ થાય, તો યુધિષ્ઠિર અને બીજા પાંડવો અર્જુનને શું મોઢું બતાવે? આ ચિંતાએ તેમને ખિન્ન બનાવ્યા હતા. ભીમે પાંડવોને આશ્વાસન આપ્યું. 'ચિંતા ન કરો: હું ગદા લઈને અભિમન્યુના રક્ષણ માટે કોઠાયુદ્ધમાં તેને પડખે જ રહીશ.'

ફરીથી સભામાં જયઘોષ થયો: 'જય હો વીર અભિમન્યુનો!'

× × ×

વાત વાયુવેગે પ્રસરી ગઈ કે સાત કોઠાનું યુદ્ધ અભિમન્યુ લડશે. અભિમન્યુ છાવણીમાં ગયો, ત્યારે તેની માતા સુભદ્રા ખિન્ન વદને તેની વાટ જોતી બેઠી હતી. અભિમન્યુ જઈ માતાને પગે પડ્યો. માતાએ માથે હાથ મૂકી આશિષ આપી, "ભગવાન તને દીર્ઘાયુષી કરો!"

એક ક્ષણ સુધી તો કોઈ કાંઈ જ બોલ્યું નહિ. માત્ર ચાર આંખો

એકી બે આંખોમાં ખેદનાં આંસુ છલકાતાં હતાં બીજી બે આંખોમાં ક્ષત્રિ-ત્વની ખુમારી અને આત્મવિશ્વાસની ઝલક હતી.

આખરે સુભદ્રા ગળગળી થઈ બોલી, "પણ બેટા, તને આ શું સૂઝ્યું? તારા પિતા નથી, અને તે આવશે ત્યારે હું તેમને શો જવાબ આપીશ? દ્રોણ, ભીષ્મ, કર્ણ અને દુર્યોધન જેવા મહારથીઓ સામે તું એકલો કેટલી ટક્કર ઝીલીશ! મારું હૃદય તો ભયથી ફફડે છે."

ગર્વોન્નત શિર રાખી અભિમન્યુએ જવાબ આપ્યો, "માતાજી, વીર ક્ષત્રિયાણી થઈ તમે આવાં કાયરતાનાં વેણ કેમ કાઢો છો? હું તો ધારતો હતો કે—ઘેર આવતાં તમે મને અભિનંદન આપશો: 'શાબાશ, બેટા, યોગ્ય જ કર્યું' એમ કહેશો. પણ આ તો ગંગા ઊલટી વહી રહેલી કેમ જોઉં છું? મારા પિતા નથી, માટે જ મેં પાન ખાધું અર્જુનજીની ગેર-હાજરીમાં પાંડવોની સેનામાંથી કોઈએ કોઠાયુદ્ધમાં લડવાનું બીડું ન ઝડપ્યું તેથી કૌરવ લોકો—શત્રુસૈનિકો મહેણું મારે તે કેમ સાંખ્યું જાય! મને ખાતરી છે કે મારા પિતા આવશે ત્યારે મને શાબાશી જ આપશે. અર્જુનજીનો પુત્ર સભામાં હાજર હોય, અને ત્યાંથી આહ્વાનનું બીડું પાછું ફરે તે બને જ કેમ? અને કૌરવ મહારથીઓ સામે હું જરૂર યુદ્ધ કરી શકીશ અને વિજય વરી પાછો આવીશ, તેમાં તમે શંકા ન રાખો. હું માગું છું માત્ર તમારી આશિષ, માતાજી!"

સુભદ્રાના શોકમાં અભિમાનનું સિંચન થયું. અભિમન્યુ જેવા પુત્રથી તે સાચી પુત્રવતી હોય તેવો ગર્વ અનુભવતાં તે બોલી, "પણ, બેટા અભિમન્યુ, તારી ઉમ્મર હજી નાની છે, અને ભૂવા કૌરવો તો પીઢ અને યુદ્ધના અનુભવી છે. તેથી જ મારું મન ફફડી જાય છે. તું તો મારી આંખની કીકી, મારી ઘડપણની ટેકા-લાકડી, મારો એકનો એક તન..."

અભિમન્યુ તેના શોકના આવેગને વચ્ચેથી જ આવરી લેતાં, દૃઢ નિશ્ચયથી ગાજતા અવાજે બોલ્યો, "હા, પણ, મા, તેમાં આટલાં ... છો શું? છ કોઠાની વિદ્યા તો હું તમારા પેટમાં હતો ત્યારે જ

ભરયો છું. સાતમો કોઠો ભગવાન જિતાડશે. ચિંતા ન કરો, મા. અને મારી ઉમ્મર નાની છે, તે વાતનો આટલો રંજ શો ? અગ્નિનો તણખો નાનો હોય છે, છતાં આખું વન બાળીને ભસ્મ નથી કરતો ? વીંછીનું બચ્ચું નાનું હોય છે, માટે શું તેનો ડંખ ઓછી વેદના આપે છે ? સિંહનું બચ્ચું નાનું હોય છે, તેથી શું હરણાં અને શિયાળવાં તેની સામે ટકી શકે છે ! માટે મારી ઉમ્મર નાની હોવા છતાં, મારા પિતાનું ક્ષાત્રતેજ મારામાં વિદ્યમાન છે તેવો વિશ્વાસ રાખો, અને મનમાં ધૈર્ય ધારણ કરો ".

સુભદ્રા અર્ધ ખેદમાં અને અર્ધ હર્ષોન્માદમાં અભિમન્યુને ભેટી પડી અને બોલી, "હા, મારા સિંહના બાળ ....."

× × ×

કોઠાયુદ્ધની લડાઈમાં અભિમન્યુ ચડે, ત્યાર પહેલાં તેની પરણેતર નાર વિરાટરાજની કુંવરી ઉત્તરા આવી પહોંચે તેટલા માટે સુભદ્રાએ તેને કહેણ મોકલ્યું હતું. ઉત્તરા પવનવેગી સાંઢણી પર અસ્વાર થઈ દોડતી આવતી હતી. પણ જે દિવસે પ્રાતઃકાળમાં યુદ્ધનું મંગલ મુહૂર્ત હતું અને અભિમન્યુ પ્રસ્થાન કરવાનો હતો, ત્યાં સુધીમાં તેની સાંઢણીના પગમાં ખીલો વાગવાથી ઉત્તરા આવી શકી નહિ. વિધિના નિર્માણ કોણ રોકી શક્યું છે !

આખરે અભિમન્યુએ વીર પ્રસ્થાન આદર્યું. તે માતા સુભદ્રાને પગે લાગ્યો. માતાએ તેને કપાળમાં કુંકુમનો વિજયચાંલ્લો કર્યો. કુંતીમાતાએ તેને અમર રાખડી બાંધી. શૌર્યપ્રેરક રણતૂરીઓ અને ભેરીઓનો નિનાદ આકાશમાં ગુંજીને ચીરી નાખતો હતો. અભિમન્યુએ ત્રણ ડગલાં ભર્યાં, અને ઉત્તરા આવી પહોંચી ! સાંઢણી પરથી નીચે ઊતરીને તે અભિમન્યુના પગે પડી.

અભિમન્યુ અને ઉત્તરાનું તારામૈત્રક રચાયું. ઉત્તરા રસીલી, જોબનવંતી

ઝુરતી હતી. લગ્ન પછી આ તેમનો બન્નેનો પહેલો જ અને છેલ્લો મેળાપ હતો. ઉત્તરાની આંખમાં, પ્રેમનાં, આખરી સમર્પણનાં, સુકુમારભાવનાં ભીનાં આંસુ હતાં તેમાં અભિમન્યુની આંખનો ક્ષાત્રગર્વ અને રણમસ્તી ઓગળી ગયાં.

પ્રેમની આર્દ્રતાને અવાજમાં મૂકી ઉત્તરા બોલી, "હે અર્જુનપુત્ર, પાછા વળો. હજી મારે હાથેથી મીંઢળ પણ છૂટ્યું નથી. સંસારના લહાવા લેવાના કોડ હજી મનમાં જ મ્હોરાયેલા પડ્યા છે. મને અમંગળ-સ્વપ્નોથી આગાહી મળી છે કે આપણું આ આખરી મિલન છે. માટે કઠોર બની, મને રઝળાવી યુદ્ધમાં ન જશો."

એક ક્ષણભર આવેલી મૃદુતા અને પ્રેમની નિર્બળતાને અભિમન્યુએ ફગાવી લીધી, અને તે બોલ્યો, 'વિરાટકુંવરી, તમારા હૃદયના ભાવ હું સમજું છું. તમે જરાક મોડાં પડ્યાં. જો વહેલાં આવ્યાં હોત, તો જરૂર તમારી ગભરુતાનું સાંત્વન હું કરત. પણ રણે ચડેલો ક્ષત્રીબાળ કોઈ દિવસ પીછેથી ઊતરતો નથી. જો હું તમારે ખાતર થોડોક વખત રોકાઉં, તો શત્રુઓ આપણી હાંસી કરે. તેઓ કહે કે-ઉત્તરાના યૌવન-રૂપમાં અભિમન્યુનું ક્ષાત્રતેજ ડૂબી ગયું. મારા પિતા લાજે, મારી જનનીની કૂખ વગોવાય. તમને સહિયરો 'કાયરની પત્ની' કહીને મ્હેણું મારે, માટે હવે હઠ મૂકી દો. નસીબમાં હશે, તો રણમાં જિતીને પાછો આવીશ, અને તમારા હૃદયના બધા જ ઓરતા પૂરા કરીશ. પણ અત્યારે મોડાની ગાંઠ છૂટી દો, મારે મોડું થાય છે! જીવીશ તો મળીશું, નહિ તો છેલ્લા રામ રામ.'

ઉત્તરાની આંખોમાંથી બોર બોર જેવડાં આંસુ ટપકી પડ્યાં. વજ્ર-સમું કાળજું કરી તે બોલી, "હે સુભદ્રાતનય, ભલે, હું તમને નહિ રોકું. મારો ક્ષત્રિયાણીનો ધર્મ લાજે. પણ મને તમારી સાથે યુદ્ધમાં આવવાના કોડ છે. તમારી તરફ આવતાં શત્રુઓનાં બાણ હું ઝીલી લઈશ. તમારા તરફ આવતા ઘા હું તમારી ઢાલ બનીને સહીશ. તમને બાથમાંથી બાણ

કાઢી આપીશ, અને તમે તે ત્વરાથી ધનુષ પર ચઢાવી, શત્રુસંહાર કરજો. આ માટે મને ત્યજી, ઉલટી વિદાયગીરી લ્યો છો ?"

વીર અભિમન્યુની આંખમાં હવે ક્ષત્રિયવીરતાની રક્તિમા હતી. તે ગર્જ્યો, "હવે વિરાટકુંવરી, બસ કરો વાતો કરવી બંધ કરો. શત્રુઓ દાંત કાઢે છે. રણમેદાનમાં સ્ત્રીઓનું કામ ન હોય. તેમને જોવાથી તો જોદ્ધો જીવવાની ઇચ્છા કરે, માથું મૂકીને ન લડે; માટે તમે ઘેર જાઓ, માતા સુભદ્રાની સેવા કરો, અને પરમાત્માની પ્રાર્થના કરો. નસીબમાં હશે તો જરૂર મળીશું જાઓ ......"

ઉત્તરાનું ક્ષાત્રઅભિમાન બોલી ઊઠ્યું, "જાઓ, મારા સિંહના બાળ!...પ્રભુ તમારી રક્ષા કરે."

અભિમન્યુનો તોખાર હણહણ્યો, અને પ્રસ્થાનની તૈયારી થઈ.

એટલામાં આકાશમાં વાદળ છવાયાં, પ્રભુના ચમત્કાર જેવું થયું. સાંજ પડી. તે રાત માટે યુદ્ધ મોકૂફ રહ્યું.

અભિમન્યુ અને ઉત્તરા પોતાના ખાસ રચેલા તંબૂમાં ગયાં.

તે રાત્રિ દીર્ઘ હતી—ત્રણ રાત જેટલી. બહાર તમરાં બોલતાં હતાં, બાકી નિરતબ્ધ શાન્તિ હતી. દૂર દૂર રણભૂમિની પેલે પાર કોઈક વાર શિયાળવાનું રૂદન સંભળાતું હતું.

◻

## સર વિલિયમ જોન્સ
# સંસ્કૃત કેવી રીતે શીખ્યા ?

અરવિંદ પાઠક

**સર** વિલિયમ જોન્સ સંસ્કૃતના એક મહાન પંડિત થઈ ગયા. તેમણે બંગાળની એશિયાટિક સોસાયટીનો પાયો નાખ્યો હતો. તેના પહેલાં કેટલા યે યુરોપીઅનોએ આપણા દેશમાં આવીને સંસ્કૃતનો થોડો-ઘણો અભ્યાસ કર્યો હતો. પરંતુ સર વિલિયમની માફક ભારે કષ્ટ સહન કરીને સંસ્કૃતનું અખંડ જ્ઞાન તેના પહેલાં કોઈએ મેળવ્યું ન હતું. એશિયાટિક સોસાયટી દ્વારા તેણે ઘણું મોટું કામ કરી બતાવ્યું છે. આ સોસાયટી દ્વારા પૌર્વાત્ય ભાષાના અનેક અલભ્ય ગ્રન્થો પ્રકાશન પામી ચૂક્યા છે. અને કેટલી યે અશ્રુતપૂર્વ વિદ્યા અને કળાના વિષય ઉપર પ્રકાશ ફેંકયો છે. સર વિલિયમે જો સંસ્કૃત ભણીને સંસ્કૃત ગ્રન્થોનો અંગ્રેજી અનુવાદ ન કર્યો હોત તો કદાચ સંસ્કૃત ભાષા અને સંસ્કૃત સાહિત્યની મહત્તાથી યુરોપીઅન વિદ્વાનો આજે પણ હજી અજ્ઞાત જ હોત. અને જાણત તો યે અનેક વર્ષો વિત્યા બાદ.

'૧૯૧૭ના જુન માસના 'હિન્દુસ્તાન રિવ્યૂ'માં શ્રીયુત એસ. સી. સન્યાલ એમ. એ.નો એક ટૂંકો લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં એમણે બતાવ્યું છે કે કેવી રીતે અને કેટલી યે મુશ્કેલીઓ સહન કરીને, સર વિલિયમે કલકત્તામાં સંસ્કૃત અભ્યાસ કર્યો હતો. શું આપણામાં કોઈ એવો માનવી મળી આવે ખરો કે જે સર વિલિયમના કરતાં અર્ધી મુશ્કેલીઓ પણ સહન કરીને સંસ્કૃત શીખવાની ઇચ્છા રાખે! કેટલી શરમ! કેટલું દુઃખ! કે વિદેશીઓ આટલું કષ્ટ સહન કરીને,, એટલા પૈસા ખરચીને, સંસ્કૃત શીખે છે; જ્યારે આપણને-સંસ્કૃત સાહિત્યના જન્મદાતા ભારત-

વાસીઓના વંશજોને, ફારસી અને અંગ્રેજી ભાષાના મદમાં એટલી યે ખબર નથી કે સંસ્કૃત એ કયા પક્ષીનું નામ છે? સાત સાત સમુદ્ર પાર ઊતરીને આંગ્લવાસીઓ અહીં આવી કેટલી યે મુશ્કેલીઓ સહન કરીને, કેટલા યે પૈસા ખરચીને, અહીંની ભાષા શીખે છે. અને કેટલા યે ઉત્તમોત્તમ ગ્રન્થો લખીને જ્ઞાનવૃદ્ધિ કરે છે. તેમના લખેલા ગ્રન્થો ભણીને આપણા લોકો આપણી ભાષા અને આપણા સાહિત્યના તત્વજ્ઞાની થાય છે પરંતુ જાતે કંઈ કરવાની ઇચ્છા નહીં અને ખાલી છલકાયા કરે છે. વળી અંગ્રેજી લખીને કે બોલીને, ચૌટે અને ચોરે, આપણે આપણું પ્રદર્શન કરીએ છીએ! ઘરમાં તો ઘોર અંધકાર વ્યાપ્ત છે; અને વિદેશમાં જ્યાં ગેસ અને વીજળીના દીપકો સળગે છે ત્યાં ચિરાગ લઈ સળગાવવા જાય છે!

ઈ. સ. ૧૭૮૭માં સર વિલિયમ જોન્સ સુપ્રીમ કોર્ટના જજ નીમાઈને કલકત્તા આવ્યા. અહીં આવીને સર્વપ્રથમ તેમણે હિન્દીનો અભ્યાસ કર્યો. પોતાના નોકરો સાથે તેઓ હિન્દીમાં વાતચીત કરવા લાગ્યા. ત્યારબાદ તેમને સંસ્કૃત શીખવાની ઇચ્છા થઈ. એટલે તેમણે એક સારા પંડિતની તપાસ કરવા માંડી પરંતુ પંડિત તેમને મળે ક્યાંથી? તે સમય આજ-કાલનો જમાનો નહતો. એક પણ બ્રાહ્મણ વેદ અને શાસ્ત્રની પવિત્ર ભાષા એક યવનને શીખવવા રાજી ન હતો. કૃષ્ણનગરના મહારાજા શિવચંદ્ર તેના મિત્ર હતા. તેણે પણ ઘણી કોશિષ કરી પરંતુ વ્યર્થ! એક યવનને સંસ્કૃત શિક્ષણ! શિવ! શિવ! સર વિલિયમે ભાર પગારની પણ લાલચ આપી. પરંતુ તેના બધાય પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા લાલચના માર્યા બેચાર પંડિતો તેની પાસે ગયા. અને તપાસ કરી કે સંસ્કૃત શીખવે તો શો પગાર મળે? જ્યારે આ વાત તેના પડોશીઓએ જાણી ત્યારે તેઓ નખથી શીખા સુધી ઝાળઝાળ થઈ ગયા. 'તમે યવનોને અમારી દેવવાણી વેચવા નીકળ્યા? વારુ! તમારો સંપૂર્ણ બહિષ્કાર! તમારી સાથે જળ-વ્યવહાર પણ બંધ!' બસ પછી શું થાય! પેલાઓનું સાહસ ઠરી ગયું. પેલાઓએ સર વિલિયમના દરવાજામાં ફરીથી કદી પગ મૂક્યો નહીં.

હવે, શું થાય! ખેર! કલકત્તામાં ન મળે તો ક્યાંક બીજેથી પણ મળી જાય તો સારું. એમ માની તે પ્રધાન વિદ્યાપીઠ નવદ્વીપ પણ પહોંચ્યા. ત્યાં પણ તેમણે ઘણી કોશિષ કરી પરંતુ કોઈપણ સંસ્કૃત શીખવવા તૈયાર ન થયું. નિરાશ થઈ ત્યાંથી પણ પાછા ફર્યા.

આટલી નિરાશાઓ પછી પણ તેમણે સંસ્કૃત શીખવાની ધમધ છોડી નહી. તેઓ પંડિતની તપાસમાં મંડી જ રહ્યા. અન્તે બ્રાહ્મણ તો નહી પરંતુ વૈદ્ય જાતિનો એક સંસ્કૃત જાણનાર મળી આવ્યો. તેણે રૂપિયા સો લઇ ભણાવવાનું નક્કી કર્યું આ પંડિતનું નામ રામલોચન કવિભૂષણ હતું આ પંડિત મહાશય સંસારમાં એકલા જ હતા : ન તો સ્ત્રી હતી અગર ન તો છોકરા છૈયાં. હાવડાની પાસે એક ઘરામાં રહેતા હતા. કોઇ સાથે કાંઇ પણ સંબંધ રાખતા નહી. તેને જાતિ કે સમાજના બહિષ્કારનો ડર ન હતો પંડિત મહાશય વૈદું પણ જાણતા હતા. કોઈવાર આસ પાસના માણસો તેમને ચિકિત્સા માટે પણ બોલાવતા. કોઇવાર તેનો દરદી સારો પણ થઇ જતો. તેથી તેણે સ્વમત વિચાર્યું કે, હું જો યવનને સંસ્કૃત શીખવીશ તો પણ આજુબાજુના લોકો મને છોડી શકશે નહીં. કોઈ બિમાર પડશે તો લાચાર બનીને પણ મને બોલાવવો પડશે. કારણ કે આજુબાજુમાં બીજો કોઇ વૈદ્ય પણ નથી. આથી તે સર વિલિયમ જોન્સને સંસ્કૃત શીખવવા તૈયાર થયા. એક તો સો રૂપિયાનો પગાર અને કવિભૂષણના ઘરથી તે સર વિલિયમના ઘર સુધી પાલખીની સવારી જાણો છો? તે વખતે પાલખી માટે માસિક રૂપિયા ત્રીસથી ઓછો ખરચ થતો ન હતો! આમ બધી જાતનો ફાયદો જાણીને કવિભૂષણે સર વિલિયમને સંસ્કૃત શીખવવાનો નિશ્ચય કર્યો.

કવિભૂષણે સર વિલિયમ સાથે મોટીમોટી શરતો કરી. પરંતુ સર વિલિયમ એટલા બધા ઉદાર-હૃદયી હતા કે તેમણે બધી શરતો મંજૂર કરી. તેના મકાનના નીચેના ખંડમાં એક ઓરડો ભણવાના ઓરડા તરીકે

પસંદ કરવામાં આવ્યો. તેની ફરસબંધી પર આરસ જડાવવામાં આવ્યા. એક હિન્દુ નોકર પણ રાખવામાં આવ્યો તે નોકરે દરરોજ ડુંગળીમાંથી પાણી લાવી ઓરડાની ફરસબંધી તથા દીવાલોને રોજ ધોવાની. બે-ચાર લાકડાની ખુરસીઓ તથા એક મેજ સિવાયનું બધું તે ઓરડામાંથી દૂર કરવામાં આવ્યું. આ વસ્તુઓને પણ રોજ ધોવાની. પાઠ આપવાનો સમય સવારનો પસંદ કરવામાં આવ્યો પાઠ લેવા ઓરડામાં આવે તે પહેલાં એક કપ ચા સિવાય બીજું કાંઈ પણ ખાઈ-પી શકે નહીં. આ પણ મંજૂર કરવુ પડ્યું ગાય, બળદ કે ડુક્કરનું માંસ પણ તેના બંગલામાં ન આવે તેની પણ તકેદારી રાખવાનો હુકમ થયો આ વાત પણ મંજૂર થઈ એક ઓરડો પંડિતજીનાં કપડાં બદલવા માટે રાખવામાં આવ્યો તેને પણ દરરોજ ધોવાની વ્યવસ્થા કરવામાં આવી. પંડિત મહાશયે કપડાંની બે જોડ રાખી દરરોજ સવારે તે જે કપડાં પહેરી સાહેબને ત્યાં આવતા તે કપડાં અહીં બદલી ઓરડામાંનાં કપડાં પહેરી પાઠારંભ શરૂ કરતા. જતી વખતે ફરી પેલાં કપડાં બદલી ઘરનાં કપડાં પહેરી લેતા!

• •

આટલી મહાભારત તૈયારી પછી સર વિલિયમે "रामः रामौः रामा." શરૂ કર્યું ન તો સર વિલિયમ સંસ્કૃત જાણે, ન તો પંડિતજી અંગ્રેજી જાણે. પાઠ કેવી રીતે ચાલે? ખેર! એટલું હતું કે સાહેબ ભાંગીતૂટી હિન્દી જાણતા હતા. તેની મદદથી પાઠારંભ થયો. બનેએ તેનો આશરો લીધો ભાગ્યવશાત્ અધ્યાપક અને અધ્યેતા બંને તેજદાર બુદ્ધિના હતા. નહીંતર આટલા અલ્પ હિન્દીના જ્ઞાનથી ગાડું કેમ ચાલે! સર વિલિયમે અખૂટ મહેનત કરી અને એક જ વર્ષમાં પોતાને કહેવાનું સરળ સંસ્કૃતમાં પ્રકટ કરતા થઈ ગયા સંસ્કૃતમાં લિંગભેદ તથા ક્રિયાપદનાં રૂપો જરા વધુ મુશ્કેલ છે. સંભવિત છે કે સર વિલિયમને બધાં રૂપો કાગળ પર લખી લેવા પડ્યાં હોય. તેના કોઠાઓ પણ બનાવવા પડ્યા હોય તેની મદદથી તેમણે કામ આગળ ચલાવ્યું હશે. તે કેવી રીતે સંસ્કૃત શીખ્યા તે આજે

ક્યાંય લખેલું મળતું નથી. અગર જો તેઓની પાઠ્યક્રમ-પ્રણાલી ખબર પડી જાત તો જરૂર આપણને આશ્ચર્ય તો થાય જ.

એક દિવસ સર વિલિયમ પંડિતજી સાથે વાત કરી રહ્યા હતા. વાતવાતમાં નાટક વિષે વાત ચાલી ત્યારે જ સર વિલિયમને પણ ખબર પડી કે સંસ્કૃતમાં પણ નાટકો છે. તે જમાનામાં કોઈ કોઈ વાર અમીરોને ત્યાં કલકત્તામાં પણ નાટક ભજવતાં. આ સાંભળી, સર વિલિયમને આશ્ચર્ય થયું અને તે કવિભૂષણ પાસે 'શાકુંતલ' ભણવા લાગ્યા. તેઓ શાકુંતલ નાટક પર એટલા બધા મુગ્ધ થઈ ગયા કે તેમણે આખાયે નાટકનું ગદ્યપદ્યમય અંગ્રેજી ભાષાંતર કર્યું. જરૂર અનુવાદ સારો ન બન્યો; પરંતુ તેમણે આ અનુવાદ દ્વારા યુરોપવાસીઓની આંખ ખોલી દીધી. તે વાંચીને તેઓએ જાણ્યું કે સંસ્કૃત સાહિત્ય ઘણું જ ઉન્નત છે. કહેવાય છે જર્મનીમાં ગેટે નામનો કવિ તો સર વિલિયમનો અનુવાદ વાંચીને આનંદથી મસ્ત બની નાચી ઊઠ્યો હતો અને મસ્તીમાં અને મસ્તીમાં શાકુંતલ પર એક કાવ્ય લખી નાખ્યું હતું.

સર વિલિયમના સંસ્કૃત શિક્ષક જરા ગરમ મિજાજના હતા. જે વાત સર વિલિયમની સમજમાં ન આવતી તે તેઓ વારંવાર પૂછપૂછ કરતા. ગુરુ મહાશયમાં ભણાવવાની શક્તિ બરાબર ન હતી. જે રીતે એ પાઠશાળાના સામાન્ય વિદ્યાર્થીને શીખવતા તેવી જ રીતે એ સર વિલિયમને પણ શીખવતા. આથી સર વિલિયમને એકની એક વાત બે ચાર વાર પણ પૂછવી પડતી. એકવાર બતાવવાથી તેમના ધ્યાનમાં પણ વાત ન બેસતી. આ વખતે જો ગુરુ મહાશયનો મિજાજ ગરમ થઈ જાય તો બૂમ પાડી ઊઠતા: "આ વિષય ઘણો અઘરો છે. ગાય વગેરેનું માંસ ખાનારાઓ માટે પ્રાયઃ અસંભવિત જ છે." પરંતુ સર વિલિયમ જોન્સ ગુરુને એટલું બધું માન આપતા કે તેમના આવી જાતના વર્તનને તેઓ હસી કાઢતા.

પંડિત રામલોચન કવિભૂષણ ઈ. સ. ૧૮૮૨ (?)સુધી જીવિત હતા. તે એક સારા વિદ્વાન હતા. કાવ્ય, નાટક, અલંકાર અને વ્યાકરણમાં તે ખૂબ પ્રવીણ હતા. પરંતુ ધર્મશાસ્ત્ર અને દર્શનમાં તેમની વધુ પ્રગતિ ન હતી. જ્યારે સર વિલિયમે ધર્મશાસ્ત્રનુ અધ્યયન શરૂ કર્યું, ત્યારે તેઓને બીજો પંડિત રાખવો પડ્યો. યવનોને સંસ્કૃત ન શીખવવાનો ખ્યાલ તે સમયે કાંઈક ઢીલો પડ્યો હતો તેથી નવો પંડિત શોધવાની ઝાઝી મુશ્કેલી નડી નહીં.

* ઈ. સ. ૧૭૮૩માં સર વિલિયમ જોન્સ જજ નીમાઈને આવ્યા અને ૧૭૯૪માં અહીં જ મરણ પામ્યા. હિન્દ આવ્યા પહેલાં તેમણે ઓક્સફર્ડમાં ફારસી અને અરબીનો અભ્યાસ કર્યો હતો. એમનો રચેલો ફારસી વ્યાકરણનો ગ્રન્થ ઉત્તમ ગ્રંથ છે. તે હાલ મળતો નથી. તેઓની સ્થાપેલી બંગાળની એશિયાટિક સોસાયટી હજી યે ચાલે છે.

×હિન્દી પરથી : મૂળ લેખક : મહાવીરપ્રસાદ દ્વિવેદી

[ જુઓ, પાનું ૨૭૦થી ચાલુ ]

બેટેલાં બીજાં પક્ષીઓએ પણ એની સહાનુભૂતિમાં કલરવ કરી મૂક્યો. જાણે કે એ બધાં મળીને બિલાડીના અત્યાચારનો વિરોધ પ્રદર્શિત કરી રહ્યાં હોય. એથી વધારે એ બીજું કરી પણ શું શકવાનાં હતાં! કબૂતરીથી એ બીભત્સ દેખાવ જોવાયો નહિ કબૂતરની રક્ષા માટે એ દિવાલના ધોરા પરથી કૂદીને એટલી ઝડપથી નીચે આવી કે જાણે એ આવતાં જ બિલાડીને ખાઈ જશે, અને કબૂતરને કાળના મોંમાંથી ખેંચી લાવશે. પણ બીચારી!

નિરાશ અને હાર જાણીને પુનઃ એ દિવાલના ધોરા પર જઈ બેઠી. કબૂતરીનાં જોતાં જોતાં જ બિલાડીએ પોતાના નયનપ્રિયને ધીમે ધીમે ઉદરસ્થ કરી દીધો, બાકી કાંઈ રહેવા દીધું નહિ. સ્મૃતિમાં ફક્ત પાંખો પડી રહી!

# કોણ કહે ના!

અવિનાશ મુનશી

પશ્ચિમાકાશે રંગોએ નૃત્ય માંડ્યાં રવિરાજ રાજની શી ઝૂલી રહ્યો ધીરે ધીરે સરી જતાં સમીરે પૂછી લીધું. 'સૂર્યદેવ! કેટલું રહેવું!"

રશ્મીચહેરે રક્ત વર્ણા, "ઓછું જ" અને સંધ્યાકાળની મૂક શાંતિ સર્વત્ર પ્રસરી રહી.

વૃક્ષડાળીઓ ઝરૂખાને થપાટો મારી રહી હતી ઝરૂખા નીચે મોટરો ઊભી રહી હતી માનવીની અવરજવર કંઈક વિશેષ હતી પણ ગંભીરતાથી ઓતપ્રોત હતી જાણે ગાંભીર્ય જાતે જ ફરી રહ્યું હતું એ માનવમુખો મ્લાન હતા, ચિંતાભારે જાણે નમી રહ્યાં હતાં

મહાલયના માલિકનો પુત્ર વ્યાધિપિડીત હતો, સખ્ત સૂર્યતાપે કરમાતા કો કુસુમ શો.

માતા મૂક હતી.

પિતા શુષ્ક બન્યો હતો.

સ્નેહીઓ ચિંતાગ્રસ્ત હતા

રોગચિકિત્સકો આવતા એના નિષ્ણાતીય પધારતાં ઉપચાર કરવા-'ના એ કેન્દ્ર બની જતાં, સૂર્યમંડળના સૂર્ય જેવા

પિતાનું હૈયુ જાણે થંભી જતું શ્વાસ પણ જાણે પગ ઊભો રહી જતો જાણે સાંભળવા ચિકિત્સકો શું વદે છે

માતાનાં નયન સ્થિર થઈ જતા ચિકિત્સકના મુખમંડળ પર ભાવ નીરખવા અને વાંચવા

ચિકિત્સકે બહાર જઈ મસ્તકને નિરાશામાં ડોલાવ્યુ શેઠજીએ શિર ડોલાવ્યું, અને મૂંઝી ઊઠે એમ સૌનાં હૈયાં થથરી ઊઠ્યાં

માતાએ શૂન્યભાવે આભ સામે નજર માંડી સૂર્ય ડૂબતો જતો હતો સમીરમાં કોઈ જાણે સૂર હતા કે—

"આથમતા સૂરજને કોણ કહે ના"



# સુભદ્રાહરણ

રામચન્દ્ર નારાયણજી પંડ્યા એમ. એ.

[ મહાભારતના પ્રસંગ ઉપરથી આ નાનકડું નાટક લખાયું છે—લેખક ]

દ્વારિકામાં મહારાજ ઉગ્રસેન રાજ કરતા હતા. શ્રીકૃષ્ણ અને બલરામના આશ્રયે યાદવો મઝા કરતા હતા એ શ્રીકૃષ્ણને એક બહેન હતી—સુભદ્રા : એ વિવાહયોગ્ય થઈ હતી. પાંડવશ્રેષ્ઠ અર્જુને એના રૂપની ખ્યાતિ સાંભળી હતી અને એ એને વરવા માટે આતુર હતો. એ યતિનો વેશ લઈને દ્વારકામાં આવ્યો હતો. ઉદ્યાનમાં રહ્યો હતો. દરરોજ ગૃહસ્થોને ઘેરથી ભિક્ષા માગી લાવતો. નીલકમલ જેવું શ્યામ, તેજદાર શરીર અને તેજ એને દેવ જેવો દીપ્તિમાન બનાવતાં હતાં. એક દિવસ, સુંદર પુષ્પોની સુગંધવાળા ઉદ્યાનમાં રહેવાનું, ભિક્ષાન્ન જમવાનું અને ઉપનિષદનો વિચાર કરવાનો, સરોવરના જળમાં સ્નાન કરવાનું અને ભુર્જ-પત્રથી શરીર ઢાંકવાનું—એવા સન્યસ્તની પ્રશંસા કરતો એ ભિક્ષા માગવા નીકળ્યો હતો. ફરતાં ફરતાં એ બળદેવજીના બારણે આવી ઊભો. પ્રતિહારીએ એને આવકાર આપ્યો અને ખબર કહેવા ગયો. સુભદ્રા પોતાની સખી સાથે એને ભિક્ષા આપવા આવી. સામું જોયા વિના જ ભિક્ષા આપવા લાગી. અર્જુન ગુસ્સે થયો પણ સુભદ્રાની સખી સુમતિકા કહે :

" કુલકન્યાઓ અજાણ્યા સાથે તો એમ જ વર્તે. અમે આપનો વંશ, નામ વગેરે જાણતાં નથી. માટે આપે કોપ કરવો યોગ્ય નથી. પણ આપનો વંશ વગેરે કહો. "

અર્જુને સમસ્યામાં જ એને બધી માહિતી આપી. એનું રૂપ જોઈને સુભદ્રાને આકર્ષણ થયું હતું જ. સ્પષ્ટ રીતે એ એમ કહી શકે એમ નહોતું. પણ ચિત્રમાંના જે પુરુષને જોઈ પોતાનું મન આકર્ષાયું હતું તે પુરુષ તે આ જ, એવી એને ખાત્રી થઈ ગઈ. પછી એ બેઉ, રૂવાં ઊભાં થઈ ગએલાં, આંસુએ ગદ્‌ગદ, પરસેવાવાળાં અને કંપતાં—પોતપોતાને સ્થાને ગયાં.

દરમ્યાન બહાર કોલાહલ થયો. એક પ્રચંડકાય વાનર, દાંત પીસતો પીસતો અને સૌને ડગવતો નચાવતો આવી રહ્યો હતો. એક બ્રાહ્મણે બળ-ભદ્રને 'બચાવો બચાવો.' એમ વિનંતી કરતાં, મદમત્ત અને લથડતા બળભદ્ર હથિયાર લઈને બહાર આવ્યા. પણ વાનરને એ દરમ્યાન એના રખેવાળોએ પૂરી દીધો હતો. બળભદ્ર ચારે બાજુએ શહેરને અને દરેક ગૃહને શણગારાતાં જોઈ પૂછવા લાગ્યા :

"આજે શું છે આ!"

રેવતી : "આજે મધુ-ઉત્સવ છે, સ્વામી!"

"આપણે ક્યાં વિહાર કરવાનો રિવાજ છે?"

"કુલકન્યાઓ ઉદ્યાનમાં જઈ મદનપૂજા કરશે અને ખેલશે; અને આપણે ઘરમાં" એવો જવાબ મળ્યો એ ઉત્સવાર્થે ઘરમાં ગયા.

અનુસાર સજીને સુભદ્રા અને સુમતિકા ઉદ્યાનમાં જવા નીકળી. માર્ગમાં, એ મહાનુભાવ પોતાને મળશે કે નહિ એની સુભદ્રાને ચિંતા થતી હતી. આખા ઉદ્યાનમાં કન્યાઓ રમતી હતી. રક્ષણ કરનારા સૈનિકો બાગ બહાર ઊભા હતા. એમાં અર્જુનને ખોળતાં ખોળતાં તે પ્રવેશ્યાં. અને ભગવાન કુસુમાયુધની પૂજા માટે ફૂલ વીણવા લાગ્યાં. ત્યાં માધવી મંડપમાં બેસીને કાંઈક વિચાર કરતા અર્જુનને સુભદ્રાએ જોયો. અને સુમતિકાએ કહ્યું : "એ તો તમારા વિરહે જ વ્યાકુળ છે." એ કામદેવને પૂજી પાછાં આવવા માટે ગયાં.

અર્જુન વિચારમગ્ન હતો. સુભદ્રાનું હરણ કરવા સિવાય બીજો કોઈ માર્ગ એને દેખાતો નહોતો. મૈત્રી યાદ કરીને જો શ્રીકૃષ્ણ દારુક સારથિ સાથે રથ મોકલે તો જ એ શક્ય હતું. એ વિચાર કરતો હતો ત્યાં જ અંતર્યામી શ્રીકૃષ્ણે રથ તો મોકલ્યો. એમનો ઉપકાર માની, દારુકની વિનંતીને માન આપી તે રથમાં બેઠો અને રમતી કુલકન્યાઓ વચ્ચે સુભદ્રાને કામદેવનું પૂજન કરતી જોઈ, પોતાને ત્યાં લઈ જવા કહ્યું. ત્યાં જઈ, "હું શરણની ઇચ્છાવાળાઓને શરણરૂપ અર્જુન છું, માટે સંકોચ

તજી દે" એમ કહી રથમાં બેસારી. ભાઈ જાણશે તો શું થશે? એ સુભદ્રાની શંકા હતી. પણ "આ રથ મોકલનાર કૃષ્ણને તો એ જ ગમે છે" એમ અર્જુને કહ્યું. ધનુષ્યનો ટંકાર કરી એ ત્યાંથી ઊપડયો.

એને જતો જોઈ બાગના સૈનિકો એને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ એનાં બાણોના વરસાદ આગળ ઘાયલ થઈ નિરુપાય થયા. એટલે રાજા અને શ્રીકૃષ્ણ તથા બળરામ પાસે સમાચાર આપવા ગયા. રેવતી દ્વારા એ સમાચાર બળભદ્રને મળ્યા. એ રાજા ઉગ્રસેન ઘણા ગુસ્સે થઈ ગયા. અને અર્જુનનું અભિમાન ઉતારવા સૈનિકોને આજ્ઞા કરી.

યાદવો નીકળતા હતા. તેમને બળદેવે રોકાવ્યા. કહ્યું: "શ્રીકૃષ્ણને પૂછયા વિના આપણે કાંઈ જ ન કરી શકીએ. નહિતર હું કાંઈ યોગ્ય શિક્ષા કર્યા વિના રહું? માટે એમને પૂછીએ."

પૂછતાં જવાબ મળ્યો:

"એ તો પૃથા આપણે માન આપવા યોગ્ય છે અર્જુન તેનો સંતાન હોઈ માનનીય છે. વળી ક્ષત્રિયોમાં આ પ્રકારનો વિવાહ જાણીતો છે. અને શાસ્ત્રમાં મામાની કન્યાને પરણી શકાય એવી ગણી છે. અને, એકલો અર્જુન પણ રણમાં કરોડો યોદ્ધાઓને હણી નાંખશે અથવા પોતે રણમાં પડશે. માટે આ યોદ્ધાઓને મોકલવાનો કોઈ અર્થ નથી. કહો તો, આનાથી વધારે યોગ્ય પતિ સુભદ્રાને ત્રિલોકમાં યે મળત? માટે હવે જે થયું છે તેને સંમતિ આપો."

આ સાંભળી બળરામે પોતાનો રોષ તજ્યો. અને પછી પહેલાં લડવા મોકલવાના હતા તે જ યોદ્ધાઓને માન આપવા મોકલ્યા.

એટલામાં દેવરાજ ઇન્દ્રનો દૂત આવ્યો અને કહે:

"આ તમે અર્જુનના કાર્યમાં સંમતિ આપી છે તેથી દેવોનું એક મોટું કાર્ય થયું છે. એનું સંતાન દેવકાર્યમાં ઘણી મદદ કરશે. આ તમારે માટે ઉપહાર મોકલ્યો છે."

એમ કહી એમને બે બહુમૂલ્યવાન હાર આપ્યા. અને તે એમણે માન સહિત ધારણ કર્યા.

☆

# મધ્યમ વ્યાયોગ

## રામચન્દ્ર નારાયણજી પંડ્યા એમ. એ.

[ આ નાટક પણ મહાકવિ ભાસનું છે એનું વસ્તુ મૂળમાં નથી. ભીમને મળવા માટે હિડિમ્બાએ યોજેલી યુક્તિ સરસ છે સુંદર રીતે ભજવાય પણ શકાય ભીમ પાંડવોમાં 'મધ્યમ' હતો એ હકીકતને લીધે જ નાટકની ગૂંથણી શક્ય બની છે —લેખક ]

એક વખત, મહાપરાક્રમી ભીમસેનની પત્ની હિડિમ્બાએ વ્રત કર્યું હતું એના પારણાં કરવા માટે કોઈ એક માણસને પકડી લાવવા માટે તેણે ઘટોત્કચને મોકલ્યો માતાની આ પ્રવૃત્તિ ગમતી નથી, પણ એની આજ્ઞા ઓળંગાય નહિ એટલે શું કરું ?" એમ મનમાં ને મનમાં કહેતો એ વનમાં ફરતો હતો એ જ વનમાં દૂરને છેડે પાંડવો રહેતા હતા તે તરફ એ નીકળી આવ્યો બધા પાંડવો, ભીમને આશ્રમના રક્ષણ માટે રાખીને આચાર્ય ધૌમ્યને આશ્રમે ગયા હતા ભીમ પણ વ્યાયામ કરવા માટે ઘણે દૂર નીકળી ગયો હતો

એ દરમ્યાન કેશવદાસ નામે એક બ્રાહ્મણ એની પત્ની અને ત્રણ પુત્રો સાથે એ માર્ગેથી જતો હતો તેને ઘટોત્કચે અટકાવ્યો

"શા માટે અમને અટકાવો છો ?'

'માતાની આજ્ઞા પાળવા."

"પણ મને જવા દો બીજા કોઈને પકડજો '

"ના, તે નહિ બને."

'તો હું વૃદ્ધ છું મને જ લઈ જા. આ બીજાને છોડી દે "

"ના, ના સ્વામી મને જ જવા દો આપના પહેલાં, આપનાં દર્શન કરીને મારું મૃત્યુ થાય, તેના જેવું સદ્ભાગ્ય મારું ક્યાંથી ?"

"ના, ના; આપ બેઉ નહિ, પણ મને જ જવા દો. મારા શરીરના ભોગે આપનું રક્ષણ કરી આપના સેવા કરવાની મારી ઈચ્છા છે" મોટા પુત્રે કહ્યું

"ના, ના, મોટા પુત્રને તો કુળમાં શ્રેષ્ઠ ગણેલો છે. માટે મને જવા દો"—વચ્ચે કહ્યું:

"મોટા ભાઈને તો ગુરુ સમાન ગણેલા છે. માટે મારા પ્રાણના ભોગે હું તમને સૌને બચાવીશ." છેક નાનાએ કહ્યું.

પિતા: "પણ મને મોટો પુત્ર ઘણો જ પ્રિય છે. તે તો ન જ જાય."

માતા: "તો મને સૌથી નાનો પુત્ર ઘણો જ પ્રિય છે. માટે તે યે ન જાય."

મધ્યમ (વચ્ચે) કહે: "તો તો મને જ જવા દો."

આ તરફ ઘટોત્કચને ઘરડો માણસ નહોતો લઈ જવો. હિડિંબને એ જોતી નહોતી. એટલે છેવટે મધ્યમે જવાનું ઠરાવ્યું. માતાપિતાને પ્રણામ કરી, એમના આશીર્વાદ લઈ તે જવા તૈયાર થયો. સૌએ આંસુભીની આંખે તેને વિદાય આપી. પાસે જ જળાશય હતું. ત્યાં જઈ જલદી પાણી પી આવવા, તેણે રજા માગી. તે ઘટોત્કચે સ્વીકારી; તેને જલદી આવવાનું કહી મોકલ્યો. તેની માતાનો સમય વહી જતો હતો. એ ગયો. એને પાછા આવતાં જરા વાર લાગી. એટલે ઘટોત્કચે એમના ભાઈને નામ પૂછ્યું. પણ તેમણે તે ન કહેતાં એણે 'અરે ઓ મધ્યમ !' એમ કહી તેને જોરથી બોલાવવા માંડ્યો. એ અવાજ વ્યાયામ કરતા ભીમને કાને પડ્યો. "મારા વ્યાયામમાં વિઘ્ન નાખનાર આ છે કોણ ?" એમ વિચાર કરતો, પોતાને જ કોઈ બોલાવે છે એમ ધારી, એ આવ્યો. ઘટોત્કચની તેજસ્વી અને શક્તિશાળી કાયા જોઈ એ નવાઈ પામ્યો. એથી વધારે આશ્ચર્ય ઘટોત્કચને એને જોઈ થયું.

ભીમ: "હું આવ્યો છું."

ઘટો૦ "હું તો મધ્યમને બોલાવું છું."

"માટે જ તો હું આવ્યો."

"શું તમે પણ મધ્યમ જ છો !"

"હા, હું પંચભૂતોમાં, રક્ષા ઇચ્છતા જનોમાં, અને ભાઈઓમાં મધ્યમ છું."

આ સાંભળી બ્રાહ્મણને થયું કે પોતાને બચાવવા માટે આ પુરુષ ઈશ્વરે જ મોકલી આપ્યો છે. એટલામાં પેલો બ્રાહ્મણ મધ્યમ પણ આ પહોંચ્યો. બ્રાહ્મણે ભીમને કહ્યું: "બચાવો! બચાવો!"

"આપને કોનો ભય છે?"

"આ હું મહારાજ યુધિષ્ઠિરના રાજમાં રહું છું અને મારા મામા પુત્રના જનોઈ છે ત્યાં સહકુટુંબ જાઉં છું. ત્યાં રસ્તામાં આ માણસે મને પકડ્યો છે"

ભીમ (ઘટોત્કચને) "અરે ઊભો રહે, ઊભો રહે શા માટે આ બ્રાહ્મણને હેરાન કરે છે?"

ઘટો૦ "હા, હું જ તે ચંદ્રનો રાહુ છું."

ભીમ : "તેને છોડી દે."

ઘટો૦ : "નહિ છોડી દઉં."

ભીમ (મનમાં) 'અરે! આ કોનો પુત્ર હશે? એને જોઉં છું અને મને અભિમન્યુ યાદ આવે છે (તેને) ભાઇ, છોડી દે."

"મારો પિતા પણ છોડી દેવાનું કહે, તોપે માતાની આજ્ઞાથી પકડેલા તેને ન છોડું."

"તારી માતાનું નામ શું?"

"હિડિંબા."

(મનમાં) અહો; આ હિડિંબાનો પુત્ર છે! તેનો ગર્વ સ્થાને છે. (તેને) ભાઈ, આમને છોડી દે"

"નહિ છોડી દઉં."

"અરે બ્રાહ્મણ, તું તારો પુત્ર લઈ લે હું જ તેની સાથે જઈશ."

"ના, ના, આપ એમ ન કરો. એ બરાબર નથી—" બ્રાહ્મણ બોલવા ગયો.

"અરે, હું ક્ષત્રિય છું. મારે તો દેહને ભોગે પણ બ્રાહ્મણને રક્ષવો જોઈએ."

ઘટો૦ (મનમાં): હં. આ ક્ષત્રિય છે માટે જ આટલો ગર્વ છે. ભલે, એને મારીને જ આને લઈ જઈશ. (મોટેથી) કોણે આને રોકયો ?"

ભીમ : "મેં."

"શું તેં ?"

"હા."

"તો તમે જ આવો."

"હું ઘણો શક્તિશાળી છું. નહિ આવું. તારામાં શક્તિ હોય તો પરાણે લઈ જા.

"તું મને ઓળખે છે ?"

"મારો પુત્ર છે એમ જાણું છું ?"

"શું હું તારો પુત્ર ?"

"શા માટે ગુસ્સે થાય એ ભાઈ, ક્ષત્રિયોને તો બધા જ પુત્ર જેવા. તેથી એમ કહ્યું."

"કેવો બીધો ?"

"હું તો ભયને ઓળખતો જ નથી."

"તો ચાલ તને ઓળખાવું. હથિયાર ઉઠાવ."

"ઉઠાવ્યું."

"ક્યાં ?"

"આ સોનાના સ્તંભ જેવો પ્રચંડ મારો બાહુ તે જ મારું હથિયાર છે."

"એમ તો મારા પિતા ભીમસેન જ કહે તો શોભે."

"કોણ છે એ ભીમ વળી ? એ તે શિવ, કૃષ્ણ, ઇન્દ્ર કે યમ—કોના જેવો છે ?"

"જોયા જેવો."

"જડું."

"શું મારા પિતા પર આક્ષેપ કરે છે! આ ઝાડ જ ઉપાડીને મારું."

પણ વજ્રકાય ભીમને તો વાગે જ શાનું! ઉલટે કુસ્તી કરવા માંડી. ભીમ તો પુત્ર સાથે દેખાવ પૂરતું જ લડતો હતો. એટલે એણે ભીમને બાંધ્યો. છતાં ભીમ પુત્રના પરાક્રમથી ખુશ થયો. પણ એણે બંધન તોડી નખાવ્યું. પછી ઘટોત્કચે એને નાગપાશથી બાંધ્યો. એને શિવના મંત્રના સ્મરણથી તોડી નાંખ્યુ. ઉલટે પહેલાની શરતની યાદ આપાવી ત્યારે એ ગયો. ઘટોત્કચે મા પાસે આગળથી જઈ ખબર આપી. એણે આવીને જોયું તો તરત ભીમને ઓળખ્યો અને પ્રણામ કર્યા. ઘટોત્કચને પણ ઠપકો આપ્યો અને તેને પ્રણામ કરવા કહ્યું.

હિડિંબાએ ખુલાસો કર્યો એટલે તે સંતોષ પામ્યો. પ્રણામ કરતાં ઘટોત્કચને ઉઠાડી આશિષ આપી. કેશરદાસ વગેરે તેને આશિષ આપી ગયા. પતિ, પત્ની અને પુત્ર ભેગાં મળી આનંદ કરવા લાગ્યાં.

卐

# માગ માગ માંગે તે આપું

કાન્તિ મ. ગાંધી

આપણે દંતકથાઓ અને પરીકથાઓમાં અનેક વખત સાંભળ્યું છે કે કોઇ દેવતા, ઋષિ, રાજા, રાણી, રાજકુમાર કે શેઠિયો કોઇની ઉપર ખુશ થઇ જાય છે ત્યારે તેને વરદાન આપે છે કે "માગ માગ, માગે તે આપુ." આવી વાતો સાંભળ્યા પછી આપણને પણ મન થઇ જાય છે કે "મને પણ કોઇ આવું વરદાન આપી દે તો કેવું સારું! આ પરીક્ષાઓ પાસ કરવી, નોકરી માટે રખડવું અને જિંદગીભર મહાવૈતરું કર્યા કરવું તેના કરતાં તો બસ એકાદ પારસમણી, અલાદ્દીનનો જાદૂઇ દીવો. કે એકાદી કામધેનુ આપણા હાથમા આવી જાય તો બસ મઝા મઝા અને મઝા જ કર્યા કરીએ અને આખી દુનિયાને મઝા કરાવીએ."

કેવુ મીઠું સ્વપ્ન! પરીકથાઓ વાંચીને આપણું મગજ સ્વર્ગવિહાર કરવા દોડી જાય છે. પણ અફસોસ! સ્વપ્ન ઘણું ટૂંકું અને ક્ષણજીવી જ નીવડે છે. ઉપરથી બા બૂમ પાડે છે કે "અલ્યા ઊંઘે છે કે શું! નાનો ભાઇલો ક્યારનો બચો રડે છે તેને હીંચકો નાખવાની યે સમજ નથી પડતી કે શું!" કલ્પનાના હીંડોળેથી ઊતરીને ભાઇને હીંચકો નાખવા દોડી જઇએ છીએ. પણ મારો વહાલો ભાઇ આપણા હાથ દુખી જાય છે તો યે પાછો ઊંઘતો જ નથી. હીંચકો નાખવાનું બંધ કરીએ છીએ કે તરત પાછો ચીચીઆરી પાડવા મંડી પડે છે. આપણા હાથ દુખે તો જ તેને ચેન પડે તેમ છે! "હત્તારીની! આપણા નસીબમાં ખરેખર કોઇ જાદૂઇ ડોશિયો નથી જ કે જે આ હીંચકા નાખવાના ત્રાસમાંથી તાત્કાલીક છોડાવી આપે! શું કામધેનુ અને જાદૂઇ દીવો ખાલી વાર્તામાં જ જન્મે છે અને વાર્તામાં જ મરે છે! આપણા જીવનમાં શું આવો જાદૂ કદી નહિ થઇ શકતો હોય! શું ખાલી વાર્તામાં જ જાદૂઇ ચટાઇ ઉપર

બેસીને ઊડી શકાતું હશે. અને આપણે માટે તો કાંટાવાળી ધરતી ઉપર પગ ઘસવાનું સર્જાયેલું છે!

આવા આવા વિચારો આપણી સ્વપ્નસૃષ્ટિને છિન્નભિન્ન કરી નાખે છે. પણ હતાશ થવાનું કારણ નથી. જાતજાતનાં વરદાન-આશાનો ઢીંગલા આપમેળે ન આપ તેવું સુદા-ખર્ગ પાછો બતાવે તેવી એક કામધેનુ જન્મી ચૂકી છે. આજે તો તે એક નાનકડી વાછરડી જેટલી છે છતાંયે તે ખૂબ ચમત્કારો કરી બતાવે છે જેમ જેમ તે મોટી થશે તેમ તેમ આ કામધેનુ વાર્તાઓમાંના ભલભલા દેવતા, ઋષિ કે રાજાઓને પણ ઝાંખા પાડતા કરી મૂકશે, પાણી ભરતા કરી દેશે, અરે બાંધ ખાતા કરી દેશે. અને આ કામધેનુ કાલ્પનિક દેવદેવીઓના હુકમ નહિ પાળે. એ તો આપણી-સામાન્ય માનવીઓની-પાળેલી બનીને રહેશે!

જાણો છો એ કામધેનુ કોણ છે, કેવી છે, ક્યાં છે? એ કામધેનુનું નામ છે વિજ્ઞાન. એનું રહેઠાણ આપના સૌના મગજમાં જ છે અને એનો વિકાસ પણ આપણા શ્રમથી જ થાય છે—કોઈ જાદુગરની લાકડીથી નહિ. ખૂબ પરિશ્રમ કરીને જો આપણે આ કામધેનુને આપણા મગજમાં ઉછેરીએ તો તેનામાં કોઈપણ ધાર્યું કામ પાર પાડવાની શક્તિ છે. અને એકવાર કામધેનુ આપણને વશ થઈ જાય પછી તો બહુ શ્રમ પણ નહિ કરવો પડે આપણા બધી જાતના મહાવૈતરાનો ઉકેલ વિજ્ઞાનની કામધેનુ કરી આપે તેવી તે સમર્થ છે. તમે તેની પાસે માગો-જે માગો-તે આપવાને તે તો તૈયાર જ છે. પણ વિજ્ઞાનની કામધેનુ પણ સાધના અને તપશ્ચર્યા વગર એકાએક જ પ્રસન્ન થઈ જતી નથી. જેમ દેવદેવતાઓને પ્રસન્ન કરવા લાંબા તપ કરવાં પડે છે તેમ આ વિજ્ઞાનદેવીને પ્રસન્ન કરવા માટે પણ ખૂબ પરિશ્રમ કરવો પડે છે.

દેવદેવતાઓ પાછળ કરેલાં તપનું પરિણામ શું આવ્યું તે તો પુરાણોનાં પાનાંમાં જ વાંચવા મળે છે. પૌરાણિક ચમત્કારો હજુ સુધી બુદ્ધિગમ્ય અને અનુભવસિદ્ધ પુરવાર થયા નથી તે તો કેવળ કલ્પનાનાં ઉડ્ડયનો જ

માત્ર હતી. અતૃપ્ત ઇચ્છાઓવાળા સુંદર લેખકો જીવનમાં નહિ તો વાર્તામાં તો તેમની ઇચ્છાઓ તૃપ્ત કરીને સંતોષ માનવા એ આશયથી પ્રેરાઈને પણ આવી નવલકથાઓ લખી નાખી હોય તે સંભવિત છે. બીજી બાજુ વિજ્ઞાનના ચમત્કારો બુદ્ધિગમ્ય અને અનુભવસિદ્ધ હોય છે. તેનો લાભ એકલદૂકલ તપસ્વીઓને જ મળીને અટકી જતો નથી. વિજ્ઞાનની કામધેનુ તો સમસ્ત માનવજાતિને સુખી કરવા અવતરી છે. કમનસીબે આજે આ કામધેનુ મૂડીવાદીઓના કેદખાનામાં જઈને પડી છે તેથી તેનો ઉપયોગ લોકકલ્યાણને બદલે એ એકલપેટાઓના નફા માટે જ વિશેષ થાય છે. પણ એક દિવસ જ્યારે આપણે બધા મળીને આ કલ્યાણમયી કામધેનુને મૂડીવાદીઓના સકંજામાંથી છોડાવીશું ત્યારે એ જ કામધેનુ આપણને બધાંને તેનો લાભ આપશે અને ત્યારે જ આપણને આ કામધેનુનાં સાચા સ્વરૂપનાં દર્શન થશે. એ દિવસ હવે બહુ દૂર નથી! પછી બસ માગો અને મેળવો!

. વિજ્ઞાનની કામધેનુએ કરેલા કેટલાક ચમત્કારોની આપણે ટૂંકી (કારણ કે લાંબી કરવા જતાં તો એક આખું પુસ્તક ભરાઈ જાય તેમ છે!) સમીક્ષા કરીશું તો સમજાશે કે એની શક્તિઓ કેટલી વિશાળ છે. જીવનનું એવું કોઈપણ ક્ષેત્ર બાકી નથી રહ્યું કે જેમાં આ કામધેનુએ તેની ચમત્કારશક્તિનો પરચો ન આપ્યો હોય. બુદ્ધિપૂર્વક પરિશ્રમ કરનાર દરેક માનવીના મગજમાં આ કામધેનુનાં બીજ પડેલાં હોય છે અને તે માનવીને જ્યારે તકલીફ ઉપર તકલીફ પડે છે ત્યારે, આ બીજનો વિકાસ થવા માંડે છે. તકલીફનો તોડ કાઢવો અને તેમાંથી કાયમી મુક્તિ મેળવવી એવી તમન્ના મગજમાં પ્રગટ થાય છે તો અંતે પેલું બીજ પરિપક્વ થઈ કામધેનુરૂપી ફળમાં પરિણમે છે. સેંકડો લોકોને જુદી જુદી તકલીફો હોય છે તેવી નાનામાં નાનીથી માંડીને મોટામાં મોટી તકલીફના ઉકેલો કામધેનુ શોધી આપે છે. સ્પષ્ટતા ખાતર હવે આપણે કેટલાક દાખલા લઈએ :

પ્રાકૃત–જંગલી–માનવીને આગ પ્રકટાવતાં પણ આવડતું નહોતું. પર

મનામાં જરાક બુદ્ધિપૂર્વક પરિશ્રમ કરી જાણનાર અમુક જ મનુષ્ય અગ્ર ક્યો. જેણે આ તકલીફ ટાળી. તેણે એવા બે પથરા શોધી કાઢ્યા કે જેને ઘસવાથી તેમાંથી તણખા ઝર્યા તે તણખા તેણે ઘાસ અને લાકડામાં ઝીલી લીધા. આગ તો પ્રગટી પણ તેને ચાલુ કેમ રાખવી અને ધાર્યા મુજબ બુઝાવવી કઈ રીતે, તે બીજી તકલીફ ઊભી થઈ. તેમાંથી ડબ્બીમાં રૂ રાખવાની શોધ થઈ. પથરાથી રૂને આગ લગાડી કામ પૂરું થયે રૂને પાછું ડબ્બીમાં બુઝાવી રાખવાનું સૂઝ્યું. એમ કરતાં કરતાં દીવાસળીની શોધ થઈ. તેમાંયે થોડોક ફેરફારનો ગાળો ગુજરી ચૂક્યો. કાચા ફોસ્ફરસની દીવાસળી જ્યાં ત્યાં ઘસવાથી સળગી ઊઠતી હતી તેથી અણધારી આગો લાગવાની તકલીફ ઊભી થઈ એટલે તેને બદલે પાકા ફોસ્ફરસથી દીવાસળીની શોધ થઈ. આ દીવાસળી પણ હવાઈ જવાની, તૂટી જવાની અને જલદી ખલાસ થઈ જવાની તકલીફો આપ્યા કરે છે તેથી હવે તો પેટ્રોલની એક નાનકડી ડબ્બીની શોધ થઈ છે જેની ઉપર સેરિયમ ધાતુની એક કણી એક નાનકડા લોખંડી ચક્રની સાથે ઘસાય તેવી ગોઠવણ કરેલી હોય છે. કણીના ઘર્ષણમાંથી પ્રકટેલા તણખાને પેટ્રોલની જ્વાળા રૂપે ઝીલી લેવામાં આવે છે. આ જ્વાળાને દીવાસળીની જ્વાળા કરતાં લાંબો સમય સળગતી રાખી શકાય છે અને જ્યારે ફૂંકી નાખવી હોય ત્યારે પાછી ટપ કરતાંમાં ફૂંકી પણ નાખી શકાય છે.

આગમાંથી આપણે બળતણ ઉપર આવીએ સૈકાઓ સુધી માનવી બીજા બળતણની પણ શોધ કરી શક્યો નહોતો. અગ્નિને રક્ષવી મૂકે તેવો ધુમાડો પ્રકટાવનારા લાકડાનું જ એક માત્ર બળતણ માનવીને મળ્યું ધુમાડાની તકલીફમાંથી બચવા અર્ધદગ્ધ લાકડાંની અને છેલ્લે કોલસાની શોધ થઈ. કોલસા હવાઈ જવાની તકલીફે માનવીને બીજાં કોઈ બળતણો તરફ નજર દોડાવવા પ્રેર્યો. જાતજાતનાં તેલો બાળતાં બાળતાં તેલ હાથ લાગ્યું. તેનાથીયે સહેલું બળતણ કોલગૅસ શોધાયું અને છેલ્લે તો વીજળીનો જ બળતણ રૂપે પણ ઉપયોગ કરી શકાય તેમ છે એમ માનવીને સમજાયું. નહિ ધુમાડો, નહિ રાખોડી; નહિ હવાય,

હોળાય કે બંધાય. બસ ચાંપ નીચી કરી કે તરત વીજળિક સગડી તપ માંડે છે અને ચાંપ ઊંચી કીધી કે સગડી બુઝાઈ જાય છે. બસ ચ ચાંપ જ કામધેનુના વિકાસની પરાકાષ્ઠા! તકલીફો ટાળવાની દરેક પ્રકાર શોધનો અંત છેવટે ચાંપમાં સમાવી દેવો એ જ વિજ્ઞાનની કામધેનુનું મુખ ધ્યેય હોય છે.

બળતણ પરથી આપણે બત્તીના વિકાસ તરફ નજર ફેંકીએ. જંગ માણસની બત્તી જાડી મશાલ હતી. તેમાંથી ઉત્તરોત્તર વિકાસ થતાં કોડિ મીણબત્તી, ફાનસ, પેટ્રોમેક્સ, બેટરી, વીજળિક દીવો, આર્ક લેમ્પ, મર્ક્યુ લેમ્પ, સોડિયમ લેમ્પ, નીયોન લાઈટ એમ શોધાતાં શોધાતાં પ્રકાશને આજે આપણે ઈલેક્ટ્રીક ટ્યુબ લાઈટની અવસ્થાએ આવી પહોંચ્યા છીએ. હ બાકીમાં છે ફક્ત ગામેગામ આકાશમાં કે ટાવર ઉપર એકેએક નાનકડ અણુસૂર્ય લટકાવી આપવાનું કે જેને ગામે ગામ વચ્ચે ઝળગાવવાથી તેન પ્રકાશકિરણો ઘેર ઘેર પહોંચી જાય જેથી ઘરમાં દીવો કરવાની જરૂર ન રહે! અશક્ય નથી હોં! કોઈ ન શોધે તો તમે પણ શોધી શકો તેમ છ ફક્ત ખાઈપીને તેની પાછળ પડવું જોઈએ. માગો તો મળે!

પ્રવાસનો દાખલો લો. પગે ચાલતાં ચાલતાં થોડાક માઈલ કાપતાં જ માનવી થાકી જવા લાગ્યો તેથી વાહન તરીકે તેણે ગધેડાં શોધ્યાં ખચ્ચર શોધ્યાં અને શોધ્યાં હાથીઊંટ. પણ ઘોડા અને હરણ કરતાં વધ ઝડપી વાહનો જીવસૃષ્ટિમાંથી તો હાથ ન જ લાગ્યાં. પછી પશુઓને ગાડીએ જોડીને રથ ઉપજાવ્યા. ઘોડાગાડી, બળદગાડી, ઊંટગાડી, ખચ્ચરગાડી ગધેડાગાડી બનાવીને સંખ્યાબંધ માણસો તેમાં બેસીને પ્રવાસ કરવા લાગ્ય એક જીવને બદલે બે જીવને ખવડાવવાની તકલીફ ઊભી થઈ. એમ કરત કરતાં વિક્ટોરિયા, મોટર, સાઈકલ, રીક્ષા, મોટર સાઈકલ, એન્જીનગાડ ટ્રામ, બસ અને ઈલેક્ટ્રીક ટ્રેનની શોધો થઈ. બસ ચાંપ દાબી કે ગા ચાલી, ચાંપ બીડી કે ગાડી બંધ!

આ તો થઈ જમીન ઉપરના પ્રવાસની વાત. પાણીમાં પ્રવાસ કર પહેલાં તો નાનકડી હોડકી શોધાઈ. પછી તેમાંથી મોટાં વહાણ, સ્ટી

ગાચો અને સ્ટીમરો શોધાયાં જે હવે હજારો માણસો અને સેંકડો ટન માલસામાન ભરીને આમથી તેમ દરિયામાં દોડાદોડ કરે છે છતાં થે-કતાં નથી. હવામાં પણ કિલ્લા-ફ્લાઈંગ ફોર્ટ્રેસ-ઊડવા માંડયા છે અને એરોપ્લેનની, પણ તકલીફ મટી જાય તેટલા ખાતર અગાશીમાં જ ઊતરે તેવા હેલીકોપ્ટર પણ શોધાઈ ચૂક્યા છે. હવે ફક્ત માનવીને પાંખ ઉગાડવાની જ બાકી છે અને તે પણ ઊગશે યાંત્રિક પાંખની ચાંપ દાબીશું કે તરત ઊડીશું. માગશો અને મંડશો તો એક દિવસ તે પણ જરૂર મળશે.

પ્રવાસમાંથી નિવાસ તરફ વળીએ. ક્યાં એ પહેલાંની જખોલ સમી ગુફાઓનો વસવાટ અને ક્યાં આજના ભવ્ય મહેલોનો વસવાટ! ગુફા પછી ઘાટી અને કાંખળાંનાં ઝૂંપડાં શોધાયાં, કાપડના તંબુ શોધાયા; ઈંટ અને સિમેન્ટનાં મકાન શોધાયાં. તેમાંથી રીઈન્ફોર્સ્ડ કોંક્રીટ આવ્યો અને હવે તો રમકડાંની જેમ જ્યાં ઉપાડીને લઈ જવાં હોય ત્યાં લઈ જઈ શકાય તેવાં તૈયાર પ્રીફેબ્રિકેટેડ ઘર બનવા માંડયાં છે! પૂર્વે અનુભવેલી તક-લીફોને એક પછી એક ટાળતાં ટાળતાં જેમ જેમ નવો નમૂનો શોધાતો જાય છે તેમ તેમ ફાયદાઓની સંખ્યા વધતી જાય છે અને ગેરફાયદાની સંખ્યા ઘટતી જાય છે. આ જ છે વિજ્ઞાનની કામધેનુની ખૂબી.

ખાવાપીવાની વાત લઈએ. જંગલી માણસને તો રસોઈ કરતાં જ આવડતી નહોતી. તે તો બીચારો ઢોરની જેમ કચું કોરું ખાઈ લેતો અને ક્યાંક નદી જેવું ઝરણું દેખાય ત્યાં જઈને પાણી પી લેતો. ધીરે ધીરે ખાવાની ચીજોની વ્યવસ્થિત શોધ થવા માંડી અને તેને પકવવાની રીતો પણ શોધાવા માંડી. પાકશાસ્ત્રની આ કલા હવે તો એટલે સુધી વિકસી ચૂકી છે કે રાંધેલી રસોઈ મહિનાઓ સુધી બગડી ન જાય તેવી સરસ રીતે ડબ્બાઓમાં બિસ્કીટની જેમ પેક કરીને ગામેગામ ફેરવી શકાય છે. વખત એવો આવશે કે કોઈને ઘેર રસોઈ જ નહિ કરવી પડે! જેવી રીતે આજે આપણે બરણીમાંથી મુરબ્બો કે અથાણું અને મીલબંધ ડબ્બામાંથી રાંધીને તૈયાર રાખેલા મેવાના ટુકડા (કન્ડેન્સ્ડ ફ્રૂટ્સ) તેમજ બિસ્કીટ અથવા મીઠાઈની મોજ જ્યારે મન થાય ત્યારે માણી શકીએ છીએ તેવી જ રીતે ભોજન વગેરે ખાવાની દરેક વસ્તુના ખરડે નહિ એવી રીતે પેક કરેલા

ડબ્બા ખોલીને ખાવા બેસી જવાનું મળશે. કન્ડેન્સ્ડ મિલ્કની જેમ કન્ડેન્સ્ડ દાળ, કઢી, છાશ કે સુપને પણ બાટલામાંથી કાઢીને એ મિનિટ વીજળિક સગડી ઉપર ગરમ કરી લીધો કે રસોઇ તૈયાર ! પાણીની વાતમાં પણ નદીમાંથી તળાવ બંધાવવાની શોધ થઈ, તેમાંથી કૂવા અને રહેંટ આવ્યા, છેલ્લે બોરીંગ અને નળ આવ્યા. ચાવી ફેરવી કે નળમાંથી ઘેર બેઠા ગંગાનો ધોધવો વહેવા માંડે છે ! હવે તો ગરમ નળ પણ નીકળ્યા છે. વીજળીની ચાંપ દાબી કે તરત નળમાંથી ગરમાગરમ પાણી પડવા માંડે છે. બરફ જેવું ઠંડું પાણી જોઇએ તો તેના પણ કોલ્ડસ્ટ્રીમ નામનાં વીજળિક રેફ્રીજરેટરો નીકળ્યાં છે. ચાંપ દાબો એટલે જોઇએ તે મળશે !

વસ્ત્રોની વાતમાં પણ તેમજ છે. શરૂઆતનો માનવી તો બિચારો નાગો જ ફરતો હતો. પછી ઝાડની છાલો વિંટાળી, ચામડાં ઓઢ્યાં અને એમ કરતાં કરતાં શણ, કંતાન, રેશમ, રૂ, કલારેશમ (આર્ટસિલ્ક), નાયલોન, ટ્રીનીયોન એમ જાતજાતના તંતુઓમાંથી વસ્ત્રો બનાવવાનું માનવીએ શોધી કાઢ્યું અને તેની ઉપર હજારો આકર્ષક રંગો અને ભાતો ચઢાવવાનું પણ શોધી કાઢ્યું. ડોકરેગા ચરખાનું સ્થાન ગંજાવર યાંત્રિક ચરખાએ લીધું. એક જ મિલમાં એક દિવસમાં એક લાખ વાર જેટલું કાપડ તૈયાર કરવાનું શક્ય બન્યું. પોશાક સીવવા માટે સોય, દોરા, કાતર અને વીજળીથી ચાલતા સીવવાના સંચા શોધાયા અને ઋતુ અનુસાર જાડા પાતળા તેમજ શરીરને બંધબેસતા અને આહ્લાદક પોશાકોની સીલાઈમાં પણ અવનવા નમૂનાઓ શોધાતા ગયા. ખાને પીવાની રીતોમાં પણ સાણથી માંડીને ડ્રામકલીની બની શોધો થઈ.

લેખનસામગ્રીના વિકાસ વિશે વિચાર કરીએ તો તેમાં પણ 'માગ માગ માગે તે આપું' ના "તથાસ્તુ" જેવી જ સુંદર સ્થિતિ છે. જંગલી માણસને તો લખતાં વાંચતાં જ આવડતું નહોતું. પરંતુ તેમનામાંના કોઇક ડાહ્યાઓએ સંદેશા મોકલવાની તકલીફને હળવી કરવા લાકડાના ટુકડા ઉપર બાંગીતૂટી લાઇ કોતરીને સંદેશા મોકલવાની શરૂઆત કરી.

લાકડાનો ટુકડો આમ બોલતો બન્યો! તેનું જોઈને પથરાઓને પણ કોતરકામ કરીને બોલતા કરવામાં આવ્યા. પણ કોતરવાની કડાકૂટ મીટાવવા તાડપત્રી ઉપર પીંછા અથવા બરૂના કીત્તાની કલમ અને કાજળની શાહીથી સાહિત્ય અંકિત કરવાની શોધ થઈ ત્યારબાદ બરછટ કામકાગળ આવ્યા. કીત્તાનું સ્થાન હોલ્ડર અને પેન્સિલે લીધું. હોલ્ડરને શાહીમાં વખતોવખત બોળવાની તકલીફ મીટાવવા ફાઉન્ટનપેન શોધાઈ અને ફાઉન્ટનપેનમાં પે વખતોવખત શાહી ભર્યા કરવાની કડાકૂટ ટાળવા બોલપેન શોધાઈ જેમાં બે વર્ષ સુધી શાહી ન ભરીએ તો યે તે કામધેનુની જેમ લખે જ રાખે છે હવે તો આવી પેનોમાં પણ ત્રણ ત્રણ રંગની જુદી જુદી શાહીઓ ભરેલી રાખી શકાય છે એટલે જ્યારે જે રંગની શાહી વાપરવી હોય ત્યારે તે વાપરી શકાય છે પેનની અંદરની ચાંપને જરાક ઊંચી નીચી કરી લેવાની બસ! પેન્સિલનો અવતાર પણ સુધર્યો વખતોવખત ચપ્પુ લઈને છોલવાની કડાકૂટ ટાળવા પ્રોપેલીંગ પેન્સિલ શોધાઈ. કલાકારોના શાસ્ત્રમાં પણ તાજેતરમાં પરિવર્તન થયું છે રંગની કૂંપીમાં મિનિટે મિનિટે બ્રશ બોળ્યા કરવાની તકલીફ ટાળવા એરોમાફ્લક્ષની શોધ થઈ છે તે એક પ્રકારની ફાઉન્ટનપેન જ કહી શકાય બ્રશની ઉપરની નળીમાં રૂ અને જથ્થો ભરી રાખીને તેની ઉપર દબાતુ દબાણ ધમણવાટે આપ્યા કરે એ તેમ તેમ રંગ બ્રશના વાળ ઉપર એકસરખો ઊતરે જાય છે તેથી કલાકારને કામ કરવાનું નવું જોમ મળે છે. કાગળ પણ સુધર્યા છે બરછટ કાગળમાંથી આજના ચાંદી જેવા લીસા આર્ટ પેપર બન્યા છે. અખબારની નકલો છાપવા માટે કારબન પેપર શોધાયાં, તેમાંથી સાયક્લોસ્ટાઈલ અને ટાઈપરાઈટર મશીનો શોધાયાં અને આજે તો યાંત્રિક લિથોપ્રિન્ટિંગ પ્રેસ—ચાંપ દાબતાંમાં જ લાખો નકલો છાપવા માંડી જાય છે બસ ચાંપ આવી એટલે સમજવું કે કામધેનુની સિદ્ધિની પરાકાષ્ટા આવી પહોંચી ચાંપથી ને ચાંપથી સેંકડો લાખો રકમોના સાચા સરવાળા બાદબાકી ટપોટપ કરવાનાં ગણકયંત્રો—કોમ્પ્ટોમીટર—પણ શોધાઈ ચૂક્યાં છે. પાકીટો ઉપર સેંકડો જુદાં જુદાં સરનામાં ટપોટપ છાપનારા એડ્રેસોગ્રાફ પણ શોધાયાં છે,

કલાક્ષેત્રે પણ વિજ્ઞાનની કામધેનુએ ચમત્કારો કર્યા છે. અજંતા જેવી ગુફાઓની દીવાલો ઉપર અંકિત થયેલી ઉચ્ચ કલાનો લાભ વિશ્વભરની આમજનતાને આપી શકવા વિજ્ઞાન તે કલાનાં સુંદર આલ્બમો લાખોની સંખ્યામાં છાપી શકે છે ફોટોગ્રાફીની શોધે તો કમાલ જ કરી નાખી છે. તેમાંથી આગળ વધીને સીનેમાની શોધે તો કલાક્ષેત્રને અપૂર્વ ભેટ આપી છે નાટ્યકલાના ઉચ્ચમાં ઉચ્ચ નમૂનાઓ સીનેમા દ્વારા આખા જગતને બતાવી શકાય છે. સંગીતકલાનો ફેલાવો આમજનતામાં કરવા માટે ગ્રામોફોન, રેડિયો અને ટેલીવીઝને પણ શું ઓછી કમાલ કરી છે? ચાપ દાબતાંમાં ઘેર બેઠાં ક્રીકેટની મેચ કે વિદેશમાં ચાલી રહેલું સુંદર સંગીત સાંભળવા મળે છે એ શું ઓછી સિદ્ધિ છે! આ બધું ન હોત તો આપણે કેટલા બધા જંગલી રહી ગયા હોત તેની કલ્પના કરો અને પછી "કામધેનુકી જય" એમ બોલો!

દવાક્ષેત્રે પણ વિજ્ઞાને ક્રાન્તિ કરી નાખી છે પાંદડાં, મૂળીયાં અને ક્ષારોથી માંડીને ઇંજેક્શન, ઓપરેશન, બ્લડ ટ્રાન્સફ્યુઝન, સલ્ફાડ્રગ્સ અને પેનીસીલીન જેવી શોધોએ લાખોને મરતાં બચાવ્યાં છે અને હજુયે આ ક્ષેત્રનાં લડવૈયાઓ મરેલાંને પણ પાછાં જીવતાં કરવાની ચાપની શોધ ચલાવી જ રહ્યા છે. આ ચાપ-સંજીવની-જરૂર એક દિવસ વિજ્ઞાનની કામધેનુ આપશે જ એ નિશંક છે. માગો જોરથી માગો, તો જરૂર મળશે! સાવિત્રીએ તો વાર્તામાં મરેલા સત્યવાનનો જીવ પાછો મેળવ્યો હતો પણ આપણા જીવતે જીવતર જો આ શોધ પૂરી થઇ જશે તો બસ પછી આપણે મરવાના જ નહિ! કેવી મીઠી વાત!!

તકલીફનું નામ દો અને તકલીફ દૂર, કામધેનુનો પ્રભાવ જ એવો છે! ખેડૂતોની તકલીફ દૂર કરવા હળ, કોશ અને ખાતરને બદલે ટ્રેક્ટર, નહેરો અને રાસાયણિક ખાતરોની ભેટ કામધેનુએ આપેલી છે. વેઠિયાઓની તકલીફ દૂર કરવા રબરનાં પૈડાંવાળી ઠેલ.ગાડીઓ, લારીઓ, ક્રેન તેમજ વાસણ અને વસ્ત્ર ધોવાનાં યંત્રો પણ આપ્યાં છે. સુથાર અને લુહારનો શ્રમ હળવો કરવા યંત્રથી ચાલતા હથોડા, કરવત, શારડી, ધમણ વગેરેની

શોધો થઈ છે. ભંગીઓને ગંદકીના કામોમાંથી મુક્ત કરવા ફ્લશના સંડાસો અને ગટર શોધાયાં છે. બસ સાંકળ ખેંચો અને સંડાસ સાફ! પગે ઠંડી લાગે છે તો પહેરો બૂટ, માથે તાપ લાગે છે તો પહેરો હેટ કે ઓઢો છત્રી. તાપ લાગે છે તો વાપરો વીજળીનો પંખો કે એરકન્ડીશનર. ટાઢ વાય છે તો પહેરો ઓવરકોટ અથવા ચાંપ દબાવીને ચલાવો રેડિયેટરની સગડી. જગતને બીજે ખૂણે વાત કરવી છે તો ફેરવો ચાંપ ટેલીફોનની કે મેગાફોનની. મચ્છર કરડે છે તો છાંટો ડી.ડી.ટી. અસહ્ય દુઃખ થાય છે તો ખાઈ લો કોરો પાવરીનની એક ટીકડી, હાથ તૂટી જાય છે તો વાપરો કચકડો, કચકડો બળી જાય છે તો વાપરો પરપેંક્સ રોટલી વણવાનો કંટાળો આવે છે તો બનાવો રોટલીયંત્ર, વાંચવાનો કંટાળો આવે છે તો સાંભળો આખું પુસ્તક રેકર્ડ ઉપર! આ તો સેંકડોમાંની થોડીક જ તકલીફોનું વર્ણન કર્યું છે છતાં થોડું કહ્યું બહુ કરીને માનજો . . . અને પેલી શરૂઆતની તકલીફ . બાબાને હીંચકો નાખવાની હજી યે સતાવતી હોય તો પારણાની કડી ઉપર ઓનમેરીંગ નખાવી લેજો અને જોઈએ તો એગાદ નાનકડી વીજળિક મોટર સાથે જોડી આપજો આખી રાત બાબો ઝૂલો ખાયા કરશે અને કોઈની યે ઊંઘ બગાડશે નહિ! સમજ્યા ને!

બોલો હવે કંઈ માગવાનું છે? હોય તો માગી લો. વિજ્ઞાનની કામધેનુ તમારી સેવા માટે ખડેપગે હાજર છે. જીવનના કોઈપણ ક્ષેત્રનું ગમેતેવું અઘરું કામ કરવાની ચીજ વિજ્ઞાન પાસે માગો અને બૌદ્ધિક પરિશ્રમ રૂપે તેની કિંમત ચૂકવો એટલે વિજ્ઞાનની કામધેનુ તે જરૂર કાઢી આપશે. આજે તો કામધેનુ હજી નાનકડી વાછરડી જ છે છતાં તેણે આટઆટલા ચમત્કારો કરી બતાવ્યા છે તો પછી જ્યારે તે પાકટ ઉમરની થશે ત્યારે તો તે તમને પૃથ્વી ઉપર જ સાચો સ્વર્ગવિહાર કરાવશે. કંટાળાનું કામ કરવાનું કોઈને ભાગે નહિ રહે. બસ, માગો, મેળવો અને મઝા કરો!

તમને કદાચ લાગશે કે આ બધું અપાષ્ટક છે કે શું! એવું લાગે તે સ્વાભાવિક પણ છે, કારણકે વિજ્ઞાનના કામધેનુની આ બધી અમીવર્ષાનો લાભ હજી આમજનતાને મળ્યો નથી આજે તો તેનો લાભ મૂડીવાદીઓ જ એકાદ રીતે ઉઠાવે છે તેથી આપણે આ કામધેનુ પ્રત્યે શંકા અને નફરતની દૃષ્ટિએ જોઈએ છીએ. કામધેનુની મદદથી મૂડીવાદીઓએ આપણી ઉપર ગતિમાન કરેલાં ભયાનક શોષણયંત્રમાં ગુંગળાયેલા આપણે પૂજવાને

પ્રેરાઈએ છીએ કે "કામધેનુ બધું આપે છે પણ આ શોષણમાંથી મુક્તિ આપે છે ખરી કે? અમે તો શાંતિ માગીએ છીએ તે આ કામધેનુ આપી શકે તેમ છે કે!"

જગતની આમજનતાની આ સર્વવ્યાપી માગણી સંતોષી શકવા માટે પણ વિજ્ઞાનની કામધેનુ સમર્થ તો છે જ. પરન્તુ આજે તે કામધેનુ મૂડીવાદીઓની કેદમાં સપડાયેલી છે. તેઓ તેમના ગંજાવર નફા માટે આજે તેનો પૂરેપૂરો લાભ ઉઠાવે છે તે છતાં તેઓ પણ હવે ગભરામણમાં તો પડ્યા છે જ કે જગતની જાગૃત આમજનતા આ કામધેનુને તેમની કેદમાંથી છોડાવી જશે અને પછી તેનો લાભ બધાને ભાગે પડતો અને સરખેસરખો આપીને ઊંચનીચનું કૃત્રિમ અસામ્ય મીટાવી દઈ માણસ માણસ વચ્ચે સામ્ય સ્થાપવા માટે તેનો ઉપયોગ કરશે તો પછી આપણા નફાનું શું થશે? આપણી મોટાઈનું શું થશે!

આ ગભરામણના માર્યા તેઓ જનતા સામે યુદ્ધ આદરવા માગે છે અને યુદ્ધ કરવા માટે કામધેનુ પાસે એટમબોમ્બ જેવાં સંહારક શસ્ત્રોની માગણી કરે છે. કામધેનુએ પકાવેલો આખો લાડવો ખાવાને ટેવાઈ ગયેલા આ એકલપેટાઓ–મોનોપોલિસ્ટો–ને તેમના કબજામાંથી કામધેનુને છોડાવવા મથનારા સામે યુદ્ધ કરવું છે. નફાખાઉઓને આ પ્રમાણે યુદ્ધ જોઈએ છે ત્યારે જગતની આમજનતાને તો શાંતિ જ જોઈએ છે. તેથી શાંતિ મેળવવા આપણે આપણી આ કામધેનુને રાક્ષસોના પંજામાંથી છોડાવવી જ પડશે. તેમના દુષ્ટ યુદ્ધયજ્ઞને આગળ વધતો અટકાવવા અને ધૂળધાણી કરી મૂકવા આપણે જો મુક્તિસેનાના સૈનિકોરૂપે એકતા નહિ સાધીએ તો આ દુષ્ટો ફાવી જશે અને આપણી તેમજ કામધેનુની ઉપર પણ અત્યાચારો કરવાના ચાલુ રાખશે. પરંતુ જો આપણે બધા એક થઈને વિજ્ઞાનની કામધેનુને મૂડીવાદીઓના સકંજામાંથી મુક્તિ અપાવી તેને જનતાની કામધેનુ બનાવીશું તો જરૂર આપણે વિશ્વશાંતિ સ્થાપી શકીશું અને આપણું કલ્પેલું સ્વર્ગ પણ રચી શકીશું. વેરી મૂડીવાદનો નાશ કર્યા પછી જ આપણે વિજ્ઞાનની કામધેનુ દ્વારા પૃથ્વીને નંદનવનમાં પલટાવી શકીશું એ વાતમાં શંકા રાખવા જેવું છે જ નહિ. પછી કામધેનુ પાસે આપણે જે માગીશું તે મળી શકશે.

# પસ્તાવો

દિલીપ ભા. બક્ષી

આંગણામાં ખૂણામાં રાખેલા એક મોટા વાસણમાંના દાણાના સમૂહ પર બે પક્ષીઓ–કબૂતર અને કબૂતરી–અનાજના કણ ચણી રહ્યાં હતાં અને તેઓ આનંદમગ્ન બનીને પોતાની ગર્દનને ફુલાવી ઝુલાવીને અસ્પષ્ટ સ્વરમાં કંઈ ગણગણી રહ્યાં હતાં નજીકમાં જ સતીશ અને રાધા, રંગબેરંગી કપડાં પહેરાવીને એમનાં ઢીંગલા ઢીંગલીને રાસ રમાડી રહ્યાં હતાં. એટલામાં રાધાની નજર પેલા ઉપરથી ઊડીને ફરતાં ફરતાં દાણા ચણી રહેલાં કબૂતર અને કબૂતરી ઉપર પડી. રાધાએ આતુરતાથી કહ્યું: 'સતીશ, ઓ સતીશ! ચાલો એને પકડીએ; અરે, જો તો, એ કેટલાં સુંદર છે. સાચું સતીશ, જરૂર પકડીએ.'

સતીશે પહેલાં ના કહી, કહ્યું: 'પિતાજી કહેતા હતા, રાધા! કોઈ પણ જીવને સતાવવું એ સારું નથી.'

રાધા: શું સારું નથી હોતું?

સતીશ:–'પાપ લાગે છે, રાધા!'

'અહં! પાપ શું છે?' કહેતી રાધા જબરજસ્તીથી સતીશનો હાથ પકડીને ખેંચીને બહાર લઈ ગઈ. પછી એ બન્ને બાળકો કબૂતર–કબૂતરીને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, પણ નિષ્ફળ.



જંગલમાં એક ઝાડ હતું એના ઉપર રહેવાની જગ્યા–બખોલ હતી. એ બખોલમાં બને કબૂતર કબૂતરી રહેતાં હતાં. બંનેમાં અગાધ પ્રેમ હતો એ બંનેનાં શરીર જુદાં હતાં, પણ પ્રાણ એક. બંને એક સાથે આકાશમાં ઊડતાં, જમીન પર દાણા ચણીને પેટ ભરતાં, નદી સરોવરમાં પાણી પીને

તરસ છીપાવતાં, વાયુમાં ખેલતાં, આનંદ અતિરેકમાં પાંખો ફેલાવી ફેલાવીને રેતીમાં ઊતરતાં અને કદી પણ એક બીજાને જુદા ન થવા દેતાં.

ઉષા જ્યારે એના તૃણ-નિર્મિત કમાડો ઉઘાડતી ત્યારે એ નીકળીને આકાશમાં લાંબું ઉડ્ડયન કરતાં અને ઊડ્યાં કરતાં. પછી ક્યાંય દૂર, બહુ જ આઘે જઈને પૃથ્વી પર શાલિયાં (એક જાતના બાસમતી ચોખા) ચણતાં, પેટ ભરતાં, અને સંધ્યા થતાં હતા પોતાની બખોલમાં પાછાં આવી જતાં. બન્નેનો નિત્યનો આ ક્રમ હતો. બન્ને બહુ સુખી હતાં.

કબૂતર કબૂતરી બન્ને આકાશમાં ઊડી રહ્યાં હતાં. બન્નેની નજર એકાએક એ આંગણામાં વેરાયેલા દાણા પર પડી, જ્યાં પેલાં બન્ને બાળકો, સતીશ અને રાધા, રમી રહ્યાં હતાં. બન્ને કબૂતર કબૂતરી ઊતર્યાં અને આંગણામાં પડાવ નાખી દીધો. આમંત્રણ વગર જ એ બન્ને પંખી આમંત્રિત થઈ ગયાં અને પડેલા પદાર્થોને બન્ને એક બીજાનું મેં જોઈને ખાવા લાગ્યાં.

ગંધાએ જોયું: એ સાવધાન થઈ અને બહુ જ સાવધાનીથી એણે એનું ખમીસ ઉતારીને એ પક્ષીઓ પર નાખી દીધું! કબૂતર એમાં આવી ગયું, એ ઊડી શક્યું નહીં. કબૂતરીએ જોરથી ફડફડાટ કર્યો અને એ નીકળી ગઈ.

થોડી વાર પછી એ ગભરાયેલા જેવી અહીં-તહીં જોતી રહી, પછી ઊડીને દીવાલના ઉપલા ભાગ ઉપર જઈને બેઠી. કબૂતરી સ્વતંત્ર હતી, બંધન-મુક્ત હતી, પણ એ સ્વતંત્રતા આજ એને લાખો બંધનોથી પણ વધુ હતી. એ તડફડી રહી હતી એ હૃદયની પીડાને આજ કોણ સમજી શકે, એમ હતું?

હૃદયમાં આશાની વેલ અને આંખોમાં આંસુઓના વેગને લઈને એ અસહાય કબૂતરીને મુંડેર-દીવાલના ઉપલા ભાગ ઉપર બેઠાં બેઠાં સંધ્યા આવી પહોંચી, પણ એ બાળકોએ કબૂતરને છોડવાનું નામ સુદ્ધાં લીધું નહિ. કબૂતરી પણ થાકી; આખરે એ રીતે મુંડેરે પર બેસી રહી. કબૂતરની

ખોલ્ડ-માળો હતો, પણ આજે એ સૂનો હતો. સવારના ખોઈને એ માળામાં એકલી રહીને શું એને શાંતિ મળી શકતી હતી?

ગાથા ઘેરથી ચોખા લઈ આવી, સતીશ પણ લાવ્યો, પણ એણે તો એક દાણો પણ ચાખ્યો નહિ. આજે એને ભૂખ કયાં હતી? કદાચ એ બંને જો આજે બંધનમાં હોત તો મરવાનું પણ સારું લાગત. પણ આજ કબૂતરને આ એકાકી જીવન કેટલું અકારું હતું! કેટલું નિર્મમ-મમતા વગરનું હતું!

ગાથા અને સતીશ કબૂતરને પકડીને આનંદિત હતાં. બંનેએ એક ટોપલીની નીચે કબૂતરને રહેવાને જગ્યા આપી અને બીજી બાજુ કબૂતરી પોતાનું અશકચિત્ત લઈને ઉપર મુકરે પર એ જ રીતે હજી પણ બેસી રહી હતી.

રાત્રીના ઘોર અંધકારમાં જ્યારે જગતમાં સૌ પ્રાણીઓ સૂઈ રહ્યાં હતાં, ત્યારે રોજના સૂવાવાળાં આ બે પ્રાણી-કબૂતર અને કબૂતરી,-એક ટોપલી નીચે, બીજું મુકરે પર બરાબર જાગી રહ્યાં હતાં. એમની આંખોમાં નિંદ ન હતી, આળસ ન હતું, હતી ફક્ત એકમાત્ર અભિલાષા એકબીજાને ફરી મળવાની પણ ...પણ

એક બિલાડી ફરતી ફરતી એ આંગણામાં આવી ઊભી, જ્યાં ટોપલી નીચે બે બાળકોની ખેલવાની વસ્તુઓ-પેલી કબૂતરીનું જીવનધન સુરક્ષિત રાખ્યું હતું. પહેલાં તો બિલાડીએ ટોપલીની ચારે બાજુ ચક્કર માર્યું. ટોપલીની બાજુબાજુ એકાએક ફરી, પછી એણે સૂંઘ્યું, એ પછી ચોરોની માફક એ દબાવીને ટોપલીને ધીરેથી ખસેડીને કબૂતરને મોંમાં દબાવીને લઈ ગઈ! ઉપરથી કબૂતરીએ આ દૃશ્ય જોયું. કરીયો જોયું પોતાના જીવનનિધિને પોતાની જ આંખોની-સામે લૂંટાતો જોયો. પોતાના પ્રાણને અસહાય મરવામાં ફફડતો જોયો. આ દૃશ્ય કબૂતરીએ જોયું એ એને અસહ્ય થયું. એ એકાએક કળકળાટ કરવા લાગી. એનો કળકળાટ સાંભળીને આડો. ઉપર

જુઓ અનુસંધાન પાનું ૨૪૭ ]

# સુરતના કૉફીગૃહમાં

મૂળ લેખકઃ કાઉન્ટ ટૉલ્સ્ટૉય

વર્ષો પહેલાં હિંદુસ્તાનના સુરત શહેરમાં એક કૉફીગૃહ હતું—દેશ પરદેશના મુસાફરો ત્યાં આવતા મળતા અને વાતો કરતા

એક દિવસ એક પારસી ધર્મવક્તા આ કૉફીગૃહમાં આવી ચડ્યો. આ માણસે પોતાના જીવનનાં વર્ષો ઈશ્વરના સ્વરૂપનો અભ્યાસ કરવા પાછળ ગાળ્યાં હતાં. આ વિષે એણે અનેક થોથાં વાંચ્યાં હતાં અને લખ્યાં પણ હતાં એણે ઈશ્વર અને એના અસ્તિત્વ વિષે એટલું બધું વાંચ્યુ, વિચાર્યું અને લખ્યુ હતું કે છેવટે એની બુદ્ધિ જ ભ્રમિત થઈ ગઈ અને એના મગજમાં એટલા બધા ગોટાળા થવા માંડ્યા કે એ પોતે પ્રભુના અસ્તિત્વમાંથી પોતાની શ્રદ્ધા ખોઈ બેઠો. પર્શિયાના શાહને આ વાતની જાણ થતાં તેણે આ વિદ્વાનને દેશનિકાલ કર્યો

જીવનભર આવા ગૂંચવણભર્યા અને અટપટા પ્રશ્ન વિષે વિચારી વિચારીને અંતે આ કમનસીબ ધર્મવક્તાએ પોતાના મગજને તદ્દન ભ્રમિત કરી મૂક્યું હતું. અને છેવટે એ પોતાની બુદ્ધિ પણ ખોઈ બેઠો. અને એણે એમ જ વિચારવા માંડ્યું કે જગતમાં એવું કોઈ જ તત્ત્વ નથી કે જેને કારણે સમસ્ત વિશ્વને આવરી લે

આ વિદ્વાન પાસે એક સીદી ગુલામ હતો, જે તેની પાછળ પાછળ ફર્યા કરતો અને તેની બધી જ સંભાળ રાખતો. જ્યારે આ ધર્મવક્તાએ કૉફીગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે આફ્રિકન નોકર બારણા બહાર ઊભો રહ્યો. અને સૂર્યના પ્રકાશમાં એક મોટા પથરા ઉપર બેસી માખો ઉડાડવા લાગ્યો. પારસી વિદ્વાને દીવાનખાનામાં જગ્યા મેળવીને એક કપ્પ઼ બાનો પ્યાલો મંગાવ્યો. કપ્પ઼ો પીધા પછી એ અસરના કારણે વિદ્વાનના મગજને ઉત્તેજના વધવા માંડી બારણા બહાર ઉભેલા નોકરને સંબોધીને બાબ઼ બડવાનું એ વિદ્વાને શરૂ કર્યું:

"અય કમબખ્ત ગુલામ," વિદ્વાને પ્રશ્ન પૂછ્યો, "બોલ તો ઈશ્વર છે કે નહિ!"

છે, દીપમાળાઓ છે, ચિત્રો છે ને સ્થાપત્ય છે, શિલાલેખો છે ને શાસ્ત્રો છે, મઠો, આકૃતિઓ ને ધર્માચાર્યો—બધું જ છે. પણ અખૂટ મહાસાગર જેવો વિશાળ જળરાશિ, ગગનના જેવો ઘુમ્મટ કે સૂર્યચંદ્ર ને તારા જેવી દીપમાળા કયા મંદિરમાં છે? અરે, મનુષ્ય જેવી જીવંત, પ્રેમાળ અને પરસ્પર સહાયક કોઈ આકૃતિ છે ખરી? માનવી પર પ્રભુએ આશિર્વાદની પરંપરા ઉતારી છે. એને સમજવા કયાં શાસ્ત્રો સમર્થ છે! માણસોના હૃદયમાં જે કિતાબ કોતરાઈ ગઈ છે એને કોણ ઉકેલી શકે એમ છે!

"પ્રેમાળ સ્ત્રીપુરુષો એકબીજાને માટે જે ભવ્ય આત્મત્યાગ કરે છે એની બરાબરી કોણ કરી શકે? અને જે મનુષ્યના હૃદયમાં ભગવાન પોતે જ વિરાજે છે અને આકૃતિ સ્વીકારે છે એની સાથે કઈ યજ્ઞવેદીને સરખાવી શકાય?

"પ્રભુને વિશે માનવીનો ખ્યાલ જેમ જેમ ઉદાત્ત બનતો જશે, તેમ તેમ પ્રભુને તે વધારે સારી રીતે ઓળખી શકશે, ને જેમ એને પ્રભુ વિશે વધારે સમજ પડતી જશે એમ એ તેની વધારે નજીક આવશે; એને માટેના એનાં સૌજન્ય, કરુણા અને પ્રેમનું અનુકરણ કરશે.

"એટલે જ હું કહું છું કે જેને જગદ્વ્યાપી સૂર્યપ્રકાશનું જ્ઞાન થયું છે તેવા માણસને એ જ પ્રકાશનું એકાદ કિરણ જોઈ પોતાનો મત બાંધી લેનાર વહેંચીની નિંદા નહિ કરવી. અને જે બિચારો અંધ હોવાથી સૂર્યને નથી જોઈ શકતો ને તેથી પ્રભુને માનતો નથી તેની પણ નિંદા ન કરવી"

કન્ફ્યુશિયસનો ચીની અભ્યાસી આ બોલી રહ્યો એટલે કોફીગૃહમાં બેઠેલા બધાય ચૂપ થઈ ગયા. ને પછી તો કોનો ધર્મ ચઢિયાતો ને કનો નહિ એની કોઈએ ચર્ચા જ ન કરી.

'ઓતા'માંથી]



---

પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, ૧૯અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અ'૮
મુદ્રકઃ મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા.૮-૬-૪૯

વર્ષ ૧૪. કિશોર ૧૯૪૯
અંક ૭ જુલાઈ

# સશક્ત બનો

જે કેળવણી બાળકોને પ્રેરણા ન આપે ને મજબૂત ન બનાવે તે નિષ્ફળ જ ગણાય. આ પ્રેરણા તો દુનિયાની સ્વદેશની શૌર્યકથાઓમાંથી, નિશાળના સંસ્કારમાંથી, મહાનુભાવ શિક્ષકો પાસેથી અને સ્વધર્મના સાચા ઉપદેશમાંથી આપવી જોઈએ. આવી પ્રેરણા સીંચવી એ દરેક શાળાનો પ્રથમ ધર્મ છે. પણ આથી કાંઈક વધારે તેણે સાધવું જોઈએ.

શક્તિનું સામ્રાજ્ય પૂરું થયું છે અથવા થઈ જાય છે, નિરંતર સંગ્રામનો કુદરતી કાયદો હવે રદ થયો છે—અને દરેક માણસની પહેલી ફરજ શાણા ને વિનયી થવાની જ છે—એમ જે ભાવિક ભક્તો માને છે તેમના જેવા કોઈ બેવકૂફ નહિ હોય. જો હું એમ કહું કે દરેક માણસની પહેલી ફરજ સજ્જન થવાની છે તો મને કોઈ ઠોકડાઓ કરશો. પણ એટલા જ આગ્રહથી હું આ સૂત્ર પણ રજૂ કરું છું કે દરેક માણસની બીજી ફરજ સશક્ત થવાની છે. આપણે પ્રાચીન કાળના જેવું પ્રગટ બાહુબળ ફરીથી કેળવવું પડે છે. જ્યાં સુધી ઉપર આકાશ અને નીચે ધરતી રહેશે ત્યાં સુધી સંગ્રામ તો ચાલ્યા જ કરશે—કદી તે શાંત અને ભયંકર હશે, તો કદી તે કારમા ને વિકરાળ બનશે. જ્યારે શત્રુ પડકાર કરે ત્યારે જે માણસ પાછા પડશે તેના તો બેશક જ હારશે—ને તેના દહાડા ભર્યા જ હશે. જો આ વાતમાં સત્ય હોય તો એ અત્યંત આવશ્યક છે કે આપણે દરેક બાળકને સાચી સિપાઈગીરીની તાલીમ આપવી જોઈએ કે જેથી તે પોતાની પ્રજાની કે માનવજાતની આધ્યાત્મિક કે સામાજિક લડતો લડવાને લાયક બને. ને સમર્થ સિપાઈની જૂની વ્યાખ્યા: 'બાહુમાં બળ, હોઠ પર સત્ય ને અંતરમાં શુદ્ધિ' એ હજી પણ સાચી જ ગણાવી જોઈએ.

૧૯૧૦

[ 'શહીદોનો સંદેશ'માંથી ]

પેટ્રિક પિયર્સ

卐

# કિશોરોને

## [ પત્રાંક ૨૫ ]

દોસ્તો,

ગયે વખતે મે તમને જળભાષા વિષે જણાવવાનું કહ્યું હતું. એ મુજબ આજે આપણે એ વિષય ઉપર વિચારીશું. તમને પ્રથમ તો પ્રશ્ન થશે કે જળની તે વળી કેવી ભાષા હોય? ભાષા તો માણસ બોલે તે કહેવાય જેમાંથી કંઇ અર્થ નીકળે એવી વાણીને ભાષા કહીએ છીએ. જળ ક્યાં બોલે છે? તેમાંથી કઈ વાણી પ્રગટે છે જેનો અર્થ સમજાય!

પણ તમે હમણાં આકાશવાણી અથવા નભોવાણી જરુર સાંભળો છો, એ વાત તો ખરી છે ને? ત્યારે શું આકાશની એ વાણી હોય છે? તમે જાણો છો કે જે વાણી એક યંત્રની પાસે બેસીને બોલાઈ હોય છે તેને કોઇ અદૃષ્ટ વાહન લઈ જઈને પાછું બીજા યંત્ર મારફત તેવા જ રૂપમાં તરત જ પ્રગટ કરે છે

બીજો દાખલો લઈએ. જ્યારે જ્યારે ભૂકંપ થાય છે ત્યારે ત્યારે તેને જાણવાના યંત્રમાં એક પ્રકારની રેખાઓ તણાય છે જે દ્વારા તે રેખાઓ સમજનારો નિષ્ણાત માણસ ક્યાં કંપ થયો વગેરે હકીકતો કહી શકે છે અહી આ રેખાઓ એ પણ જાણે કે કંપની ભાષા ન હોય! કારણકે એ વાંચીને પેલો વિદ્વાન ભૂકંપ વિષે જ્ઞાન મેળવી શકે છે.

આ રીતે જોતાં તમને સમજાશે કે ભાષા એ માત્ર વાહન છે, જે મારફત આપણે બીજાના વિચારોને, લાગણીઓને, ભાવોને, કલ્પનાઓને જાણી શકીએ

ત્યારે હવે આપણે જોવાનું એ છે કે જળ દ્વારા આપણને કંઈ જ્ઞાન થાય છે, તે આપણને કંઈ સંભળાવે છે? આને માટે આપણે એક અખતરો કરવો પડે દોસ્તો, પ્રયોગ કર્યા વિના તો કોઇ પણ જ્ઞાન સિદ્ધ થઇ

કે નહિ એ તમે જાણો છો. તમે કોઈ નદીને તટે, કોઈ ધોધની કને, કોઈ ઝરણાંની પાસે કે દરિયાકિનારે બેસો અને આંખો બંધ કરી દો. તમારા મનને શાંત કરી દો. પછી તમને તમારા કાનરૂપી યંત્ર મારફત તમે નહિ ધારેલી એવી જળની વાણી સંભળાશે. ભિન્ન ભિન્ન રાગમાં ભિન્ન ભિન્ન તાલમાં કોઈ સંગીત ગવાઈ રહ્યું હોય એમ તમને લાગશે. સા રે ગ મ ના બધા જ સ્વરો તમને સંભળાશે. અને દરિયાકિનારે તો તેના ઘૂઘવાટમાં નિરંતર ઓમ્કારનું રટન સંભળાશે. દરિયાની ભરતી વખતે, ઓટ વખતે તમને જુદા જુદા સ્વરો સંભળાશે.

પૃથ્વી પર જેમ જીવસૃષ્ટિ છે તેમ જળમાંય જીવસૃષ્ટિ છે. એ બધા જીવો પોતપોતાની રીતે કંઈ આદાનપ્રદાન કરતા જ હશે. અલબત્ત, આપણે જે રીતે કરીએ છીએ તે રીતે તો નહિ જ; પરંતુ સામાન્ય પણે આપણે ધારી શકીએ કે જીવમાત્રને કંઈ ને કંઈ લેવાનું ને દેવાનું હોય છે. તે પોતાની જાતને કંપ દ્વારા પણ પ્રગટ કરે જ છે.

દોસ્તો, તમે કોઈ દિવસ પ્રસંગ મળે ત્યારે આ જાતનો અખતરો કરી જોજો. ત્યારે તમને ઉપર કહેલી વાત ખરી છે કે ખોટી તે સમજાશે. આ પ્રમાણે જળની ભાષા હોઈ શકે છે તમને આ બાબતમાં શંકાઓ કે પ્રશ્ન હોય તો મને લખી જણાવશો, એટલે તેનો યથાશક્તિ ખુલાસો કરીશ.

લિ૦ તમારો,
'અલબારી'

# શ્રીમદ્ ભાગવતનો કથાપ્રસંગ

પ્રો. જયાનંદ દવે, એમ એ.

[ મહાભારત જેવું ઉચ્ચ કોટિનું મહાકાવ્ય રચ્યા પછી પણ શ્રી વ્યાસ ભગવાનને શાંતિ અને સંતોષ લાધ્યા નહિ આવી વિષાદપૂર્ણ અવસ્થામાં તેઓ બેઠા હતા, ત્યાં દેવર્ષિ નારદ એકવાર આવી ચડયા વ્યાસજીની માનસિક પરિસ્થિતિ પામી જઈને તેમણે તેમને કહ્યુ : "હે મહાભાગ ! તમે મહાભારતના સર્જન દ્વારા ધર્માદિ પુરુષાર્થોનું અનુકીર્તન કર્યું છે, પરંતુ ભગવાન શ્રીવાસુદેવના અનેકવિધ મહિમાને હજુ તમે વર્ણવ્યો નથી. અને તેથી જ તમારું મન સ્વસ્થ અને સંતુષ્ટ નથી; તો સર્વ પ્રકારની શાંતિ આપનાર સર્વવ્યાપી ભગવાન વિષ્ણુના ચરિત્રનું અનુસ્મરણ કરો" આટલું કહીને નારદજી તો અંતર્ધાન થઇ ગયા. વ્યાસ ભગવાને પણ નારદજીના વચનાનુસાર, પ્રણિધાનપૂર્વક ભાગવત પુરાણની રચના કરી, તેનો અનુક્રમ નક્કી કર્યો, ને પછી પોતાના સંન્યાસમગ્ન પુત્ર શુકને તે ભાગવત પુરાણ ભણાવ્યું

આ થઈ ભાગવતની સર્જનકથા, પરંતુ તેની કથાનો પ્રસંગ તો જુદો જ છે, જે નીચે આપવામાં આવ્યો છે ]

મહાભારતનાં ઇતિહાસપ્રસિદ્ધ યુદ્ધ પછી પોતાના પૌત્ર પરીક્ષિતને રાજ્ય સોંપીને યુધિષ્ઠિર વગેરે પાંડવો સ્વર્ગે સંચર્યાં આ પરીક્ષિત રાજા ઉત્તરના પુત્રી ઇરાવતીને પરણ્યો, ને એ લગ્નથી એને જનમેજય વગેરે ચાર પુત્રો સાંપડયા.

ધર્મશીલ અને નીતિપ્રિય પાંડવોનો પૌત્ર, એટલે પરીક્ષિતનાં ધર્મ અને નીતિ વિશે તો શું પૂછવાનું હોય ? સ્વભાવે તે બહુ જ ભલો અને ધર્મિષ્ઠ હતો તેના આ ઋજુ સ્વભાવને લીધે તે બહુ જ લોકપ્રિય થયો. પોતાનાં ધર્મપરાયણ જીવન વડે તેણે ધર્મના ત્રણ પગ,—તપ શૌચ અને દયા—ને યથાસ્થાને પુનઃ સાંધ્યા, અને પૃથ્વીને પ્રેરણા આપીને સમૃદ્ધ કરી.

એક વાર ધનુષબાણ લઈને એ વનમાં મૃગયા અર્થે ગયો હતો. અનેક પ્રકારના પશુઓનો શિકાર કરતાં કરતાં એ ખૂબ દૂર નીકળી ગયો. ઘણા પ્રયત્નો કરવા છતાં તેને પાછા ફરવાનો ખરો માર્ગ જડ્યો નહિ. એકી સાથે એના ઉપર ભૂખ, તરસ અને થાકનું ત્રિવિધ આક્રમણ થયું. તેણે ખૂબ ભ્રમણ કર્યું, પણ એ નિર્જન વનમાં એને ખાવા-પીવાનું ક્યાંથી મળે ?

એ જ વખતે, એકાએક, તેણે એક મુનિને દીઠા : શાંત, સ્વસ્થ અને સમાધિસ્થ. એમની આંખો બંધ, અંતર્મુખ હતી. પણ રાજા તો ભૂખ્યો-તરસ્યો હતો; એનું ગળું અને તાળવું સુકાઈ ગયાં હતાં; તેણે તો મુનિની સમાધિ-અવસ્થાનો કશો પણ વિચાર કર્યા વિના એ મુનિ પાસે અન્ન-જળની યાચના કરી.

પરંતુ મુનિ શાના સાંભળે ? એ તો બ્રહ્માનંદની અંતિમ કક્ષામાં મસ્ત હતા. . . .

સ્વાગત, માન કે આસન કશું ન મળતાં, ભૂખતરસથાકથી વિકળ બનેલા રાજાને લાગ્યું કે મુનિ હેતુપૂર્વક પોતાની અવજ્ઞા કરી રહ્યા છે; અને આ અવજ્ઞાથી તેનાં હૃદયમાં કોઈ અભૂતપૂર્વ ક્રોધનો આવેશ ઉત્પન્ન થયો.

ક્રોધના એ આવેશમાં પરીક્ષિત રાજાએ તે બ્રહ્મર્ષિના ગળામાં એક મરેલા સર્પને પોતાના ધનુષની અણીથી ઉપાડીને પહેરાવી દીધો, ને ત્યાંથી ચાલતો થયો : કહ્યું છે ને-બુભુક્ષિતઃ કિં ન કરોતિ પાપમ્ !

તે મુનિનો પુત્ર બહુ તેજસ્વી અને વિદ્વાન હતો. બહારથી આવીને તેણે જોયું તો પોતાના સમાધિસ્થ પિતાનાં ગળામાં મરેલા સર્પને જોયો, ને તેનો ક્રોધ હાથથી ગયો. તેણે મનમાં જ પ્રતિજ્ઞા કરી: "ખોટે માર્ગે જનારાને શિક્ષા કરનાર ભગવાન શ્રીકૃષ્ણ ચાલ્યા જતાં, એ કાર્ય હવે હું હાથ ધરીશ; આવું હિચકારું કૃત્ય કરનાર એ દુષ્ટ હવે જોઈ લે મારું બળ !"

એમ કહીને, કથાકાર કહે છે કે, શ્રીશુકે પરીક્ષિત રાજાની સમક્ષ ભગવાનની સમગ્ર અવતારલીલાનું સવિસ્તર વર્ણન કર્યું; એ બધા અવતારોમાં અવતારશ્રેષ્ઠ શ્રીકૃષ્ણને તેમણે પ્રાધાન્ય આપ્યું હતું; અને આ વર્ણન એટલે પોતાના પિતાએ રચેલ ભાગવતપુરાણની કથા.

પોતાના પ્રવચનને અંતે શ્રી શુક બોલ્યાઃ "તો હે રાજન્! તું કેશવને હૃદયસ્થ કર, અને એ રીતે જ મરણાભિમુખ થયેલો તું પરાગતિને પામીશ ઘડો ભાંગી જતાં જેમ તેમાંનું આકાશતત્ત્વ વિશ્વવ્યાપી આકાશમાં ભળી જાય છે, તેમજ આ શરીરના નાશ સાથે વ્યક્તિગત જીવાત્મા પરમબ્રહ્મમાં ભળી જાય છે. 'હું પોતે જ બ્રહ્મ છુ' એવી જાતનું આત્મજ્ઞાન થતાં તું તક્ષકને, એના દંશને, તારા શરીરને, આ જગતને કે તારી જાતને–કોઈને પણ જોઈશ નહિ."

પ્રસન્નવદને રાજાએ કહ્યુંઃ "હે ભગવન્! આપે મારા પર ખૂબ કૃપા કરીને ભગવાનનાં અવતારકૃત્યોનાં રહસ્ય સમજાવ્યાં, તેથી હું મારી જાતને આજે ધન્ય માનું છુ. હવે મને તક્ષક કે મૃત્યુ કશાંયનો ભય નથી, કારણકે આપે મને અભયદર્શન કરાવ્યું છે."

પરીક્ષિત રાજાનાં એવાં વચનો સાંભળીને શ્રી શુકે ભિક્ષુઓની સાથે વિદાય લીધી.

પરીક્ષિત પણ સંપૂર્ણ રીતે અનાસક્ત થઈને, ગંગાને તીરે ઉત્તર તરફ મુખ રાખીને, પૂર્વ તરફ મૂકેલાં ઘાસનાં આસન પર બેઠા, અને બ્રહ્મમય બન્યા. શાપના પૂર્વનિયત સમયે તક્ષક ત્યાં આવ્યો અને રાજાને દંશ દીધોઃ અને સર્વે જનોનાં દેખતાં જ બ્રહ્મમય બનેલા એ રાજાનો દેહ સર્પવિષના અગ્નિથી ભસ્મસાત્ બન્યો.

એ સમયે, કથા કહે છે કે, આકાશમાં દેવદુંદુભિનો નાદ થયો ગન્ધર્વો અને અપ્સરાઓએ પરીક્ષિત રાજાની અમર કીર્તિનાં ગીતો ગાયાં, ને દેવોએ પુષ્પવૃષ્ટિ કરી.

આ છે ભાગવતકથાનું ગૂઢપુણ્ય રહસ્ય.

卐

# કાદંબરીની કથા

રામચંદ્ર નારાયણજી પંડયા, એમ. એ.

અનેક વર્ષો પહેલાં ભારતમાં શુદ્રક નામે એક રાજા હતો. દેશદેશના રાજાઓના મુગટ તેને ચરણે ધરાતા. ચાર સાગરની મેખલાવાળી વસુંધરા તેને આધીન હતી. અમોઘ શક્તિ ધરાવનાર તે રાજા અનેક આશ્ચર્યો કરતો. એના રાજ્યમાં પ્રજા સુખી, સમૃદ્ધ, ધાર્મિક અને વિનયી હતી. કોઇને કોઈ વાતનું દુઃખ ન હતું. નહોતો કોઈને વિયોગ કે દંડ, કે ન સતાવતી કોઇને ગરીબાઇ. કોઇને આંસુ સારવાં પડતાં નહિ કોઇને બંધનમાં રહેવું પડતું નહિ. યજ્ઞયાગ, દેવદર્શન, કથાશ્રવણ, ધર્મચર્ચા રોજ ચાલ્યાં જ કરતાં. અનેક હાથીઓના સ્નાન કરવાથી ધોવાએલા સિંદુરથી લાલ લાલ પાણી વાળી નદીથી વિંટાએલી વિદિશા નગરી એ રાજાની રાજધાની હતી. એ જગતને જીતનાર રાજાને નહોતો કોઈ ભય કે નહોતી કોઇ ચિંતા. રાજકાજ સુયોગ્ય અમાત્યોને સોંપી એ સુયોગ્ય, પરાક્રમી, વફાદાર, રાજકુમારો સાથે સમય વીતાવતો. અનેક સુંદર રાણીઓ હોવા છતાં તે ઓવરા કે વિલાસી નહોતો બનતો. પોતાનો સમય શિકારમાં, શાસ્ત્રચર્ચામાં, કથા, ઇતિહાસ, પુરાણ વગેરે સાંભળવામાં અને રાત્રે પણ યોગ્ય મિત્રો સાથે આનંદમાં ગાળતો.

એક દિવસ એ રાજા સભા ભરીને બેઠો હતો. પ્રભાતનો સમય હતો. અનેક મિત્રો, રાજકુમારો, પ્રધાનો, સરદારો અને વિદ્વાનો વગેરે બેઠા હતા. સૂર્ય ધીરે ધીરે આકાશમાં ચડતો હતો. તે વખતે તલવારધારી એક પ્રતિહારી આવી. તલવાર ખોળામાં મૂકી, નમ્રતાપૂર્વક રાજાને પ્રણામ કરી તેણે વિજ્ઞપ્તિ કરી :

"દક્ષિણ પ્રદેશમાંથી એક ચાંડાલકન્યકા મહારાજનાં દર્શન કરવા આવી છે અને રજા માગે છે. શી આજ્ઞા છે!"

આ સાંભળી સભામાં બેઠેલા રાજાઓ વગેરેની સામે જોઇ રાજાએ કહ્યું : "શી હરકત છે પ્રવેશવા દો."

પ્રતિહારી ગઈ. થોડી વારમાં એ ચંડાલકન્યા પ્રવેશી. એની આગળ મોટપણને લીધે સફેદ થએલા વાળવાળો એક સ્થવિર ચાલતો હતો. પાછળ એક માણસના હાથમાં સોનાનું પાંજરું હતું. તે પાંજરું રત્નજડિત હતું, અને અંદરના પોપટના રંગને લીધે જરા લીલાશ ધારણ કરતું હતું. પેલા પુરુષના હાથમાં વાંસની ફાટેલી લાકડી હતી. તે ત્રણ વખત ભૂમિ પર પછાડી સૌનું ધ્યાન દોર્યું અને પ્રણામ કરીને, સિંહાસન પર બેઠેલા રાજ-રાજેશ્વર, શ્વેત રેશમી વસ્ત્ર પરિધાન કરેલા, ચંદનચર્ચિત, અલંકારથી શોભતા રાજાને જોયા. એના સુંદર દેહનું પ્રતિબિંબ સ્ફટિક જડિત ધરતીમાં પડતું હતું જાણે વસુધા પોતાના પ્રિય સ્વામીને ભેટી ન રહી હોય! એને જોઈ ને સૌ કોઈ એના પ્રતાપમાં અંજાય એ જ સ્વાભાવિક હતું. રાજાને પણ "આ શુક ત્રણે ભુવનમાં રત્ન સમાન છે. અને આપ ત્રણે ભુવનનાં રત્નોના એકમાત્ર યોગ્ય ભોક્તા છો એમ માની તેને અહીં આણ્યો છે" એમ સાંભળી કુતૂહલ થયું હતું. એટલે દૂરથી તેને બતાવવાની આજ્ઞા આપી હતી.

એની પાછળ એક સુંદર કન્યા આવતી હતી એણે કેશ સુધી નીલ વસ્ત્રથી શરીર ઢાંક્યું હતું અને ઉપર લાલ વસ્ત્રનું અવગુંઠન—બુરખો—બનાવ્યું હતું. મણાં મોટાં મોતીની માળા એણે પહેરી હતી તેથી તેને યમુના માની, ગંગા ભેટી પડી હોય એવો ભાસ થતો હતો. એ કન્યા મનોહર મુગ્ધા જેવી, પરાણે પણ નજરને જકડી રાખે તેવી હતી. જાણે વિધિએ ભૂલથી ચાંડાલ કુળમાં જન્માવી ન હોય!

એને જોઈ રાજાને થયું: "ખરેખર આ સૌન્દર્ય ઘડવાનો વિધિનો હેતુ નિષ્ફળ જ ગયો. એના કુળને લીધે, એ સુંદર હોવા છતાં, મનમાં ખેદ થાય છે."

એ વિચાર કરતો હતો, તેટલામાં કર્ણમાં પહેરેલા પલ્લવને નમાવી, કન્યાએ ધીર સ્ત્રીની જેમ એને પ્રણામ કર્યા. અને પેલા પુરુષે એ પાંજરું મણિજડિત ભૂમિ પર મૂક્યું એટલે એ બોલ્યો:

"મહારાજ, આ વૈશંપાયન નામનો પોપટ છે. એ બધાં શાસ્ત્રો ભણેલો, રાજનીતિને જાણનાર, વિસ્મયજનક રત્ન જેવો છે. એ તો આપને ત્યાં જ શોભે, માની તેને અહીં આણ્યો છે. તો આપ સ્વીકારવા કૃપા કરો."

એ બોલી રહી એટલે જરા માથું નમાવી, જમણો પગ ઊંચો કરી સ્પષ્ટ સ્વરે, સુંદર વર્ણવાળો આશીર્વાદનો શ્લોક પોપટ બોલ્યો:

"આપના શત્રુઓની સ્ત્રીઓનાં શોકથી ખરતાં આંસુ હૃદયના તાપથી સુકાઈ જતાં વેંતમુક્તાહાર બને છે."

એનો સ્પષ્ટ ઉચ્ચાર અને સુંદર વિચારવાળું બોલવું અને વિનયી વર્તન જોઈ રાજાને ઘણું આશ્ચર્ય થયું. એણે પ્રધાન કુમારપાલિત તરફ જોઈ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

એ કહે: "દેવ, એમાં કાંઈ આશ્ચર્ય નથી. મેના પોપટ આદિ પંખીઓ સાંભળેલું બોલે છે તે તો આપ જાણો છો. અગ્નિના શાપથી શુકાદિને અસ્ફુટ અક્ષરવાળી બની તે પહેલાં તેમને યે સ્પષ્ટાક્ષરી વાણી હતી.

એમ કહેતા હતા ત્યારે મધ્યાહ્નના સમાચાર આપતો, દશે દિશાઓને ગજાવી મૂકતો શંખનાદ થયો. સભા વિસર્જન કરી રાજા ઊઠ્યો. એને પ્રથમ પ્રણામ કરવા ઇચ્છતા રાજાઓનો મોટો ધસારો થયો.

ચાંડાલકન્યાને આરામ લેવાનું અને વૈશંપાયનને અંતઃપુરમાં લઈ જઈ સ્નાન ભોજનની વ્યવસ્થા કરવાનું સૂચવી એ ગાઢ મિત્ર—સમવયસ્ક રાજપુત્રો—સાથે અંદર ગયો. અલંકાર ઉતારી, યોગ્ય વ્યાયામશાળામાં જઈ, વ્યાયામ કરી પરસેવાનાં સરકતાં બિંદુથી શોભતો સ્નાનગૃહમાં ગયો. ત્યાં સુગંધીદાર આમળાથી માથું ચોળાવી એ નાહવા લાગ્યો. એના આસન ફરતી ઊભેલી રમણીઓએ હાથમાંના ઘડામાં સુગંધી જળ હતું તે વડે તેનો અભિષેક કર્યો. સ્નાનસૂચક શંખધ્વનિ થયો. બે પવિત્ર જીર્ણાં, રેશમી વસ્ત્ર પરિધાન કરી, પિતૃઓને અંજલિ આપી, મંત્રપવિત્ર જળે ભગવાન સહસ્રરશ્મિને અર્ઘ્ય આપી, દેવઘરમાં ગયો. ત્યાં ભગવાન મહાકાલનું પૂજન કરી, યજ્ઞાદિ નિત્યકર્મ પતાવી, શરીરે ચંદન લગાડાવી, ભોજન

કરનારા રાજાઓ સાથે ભોજનશાળામાં ગયો અને આનંદપૂર્વક ભોજન કર્યું • પછી તાંબૂલ તથા ધૂપવર્તીનો આસ્વાદ લઈ, હિમધવલ શયનીય (પથારી) માં બેઠો. એના પગ તળાસાતા હતા તે વખતે થોડા સમય અમાત્ય વગેરે સાથે વાત કરી વૈશંપાયન વિષે જાણવા આતુરતા હોવાથી 'વૈશંપાયનને અંતઃપુરમાંથી લાવો' એમ આજ્ઞા કરી

થોડી જ વારમાં પ્રતિહારી સોનાના પાંજરામાં વૈશંપાયનને લઈને સાથે આવેલા કંચુકીએ રાણીની વતી, "એના ભોજનાદિની વ્યવસ્થા મહારાજની આજ્ઞા પ્રમાણે કરી છે' એમ જણાવી રજા લીધી રાજાએ વૈશંપાયનને પૂછ્યુ

"શું ભોજન લીધું ? '

"ઇચ્છા મુજબ જંબુફળનો મધુર કષાય રસ, દાડિમનાં બીજ અને લીલા આમળાંનો રસ ચાખ્યો. દેવીના હાથનો સ્પર્શ થતાં જ બધુ અમૃત બની જાય છે"

"ક્યા દેશમાં તમે જન્મ્યા છો ? તમારાં માતાપિતા કોણ ! તમારી ઉમર કેટલી છે ? વેદ કેવી રીતે ભણ્યા ? કલાઓનો પરિચય કેવી રીતે મેળવ્યો ? આ તે આગલા જન્મનું સ્મરણ છે કે કોઇ વરદાનનું ફળ છે ! અથવા પંખીનું રૂપ લઈ તમે ગુપ્ત રૂપે કોઇ વસો છો ! અથવા તમે આ પાંજરામાં શી રીતે આવી પડ્યા ! અને ચાંડાલકન્યાનો પરિચય તમને શી રીતે થયો ! એ જાણવા હું આતુર છુ "

વૈશં "મહારાજ, આ કથા ઘણી લાંબી છે આપને કુતૂહલ હોય તો સાંભળો પૃથ્વીની મેખલા અને મધ્યદેશના શણગાર જેવું વિંધ્યવન નામે એક વન છે તે પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર સુધી ફેલાયેલું છે એમાં દંડકારણ્યની પાસે જ મહાપ્રતાપી ભગવાન અગસ્ત્યનો આશ્રમ છે ત્યાં એમનાં તેજસ્વી પત્ની લોપામુદ્રાએ ઝાડ ઉછેર્યા છે એ આશ્રમ ધર્મનો સભાવ હોય એવો રમ્ય અને પવિત્ર છે રઘુકુળભૂષણ ભગવાન રામ પણ પિતાની આજ્ઞા પાળવા રાજલક્ષ્મી તજી ત્યાં રહ્યા હતા

" સીતાહરણ પછી, એમને વિહારમાં શાંતિ માટે સીતાની એક ભૂમિ દોરી હતી. તે હજી જીવન્ત હોય એમ વનવાસીઓ જુએ છે. એનાથી થોડે જ દૂર પંપા નામનું મહાસાગર જેવું ઊંડું, નિર્મળ, શીતળ, મધુર જળવાળું સરોવર છે, એની પાસે જ ભગવાન રામના બાણથી વિંધાયેલાં તાડનાં જૂનાં વૃક્ષ છે. એની પાસે જ ગગનને અડતું હોય એવું, બધાં વૃક્ષોનું નાયક, વિશાળ, દીર્ઘ અને ગાઢ પાનાંવાળી ડાળીઓવાળું શીમળાનું ઝાડ છે.

" એનાં અનેક અંગોમાં, પાંદડાંમાં, સાંધાઓમાં અને બખોલોમાં અનેક પંખીઓનો વાસ હતો. ઘણું ઊંચું અને ચડવામાં મુશ્કેલ પડે તેવું હોઈ ત્યાં પંખીઓને કોઈનો ડર ન હતો. દિવસે ભોજન મેળવવા હારની હારમાં તે ઊડતાં, સાંજે પાછાં આવી જુદા જુદા સ્વાદવાળાં ફળ અને કમળમંજરી તે બચ્ચાંને ખવરાવતાં અને રાત્રે માળામાં રહેતાં.

" મારાં માતાપિતા તે ઝાડ પર એક બખોલમાં રહેતાં હતાં. વૃદ્ધવયે હું એમને ત્યાં જન્મ્યો. મારા જન્મ વખતે જ મારી માતા મરી ગઈ. અને ઘણા શોકાતુર થયેલા મારા પિતાએ મને ઉછેરવાના કામમાં એ પત્નીનો શોક દબાવી દીધો. એ ઘણા અશક્ત એટલે જાતે ફળાદિ લેવા જઈ શકતા નહિ, પણ અન્ય પંખીઓના માળામાંથી પડેલા ટુકડાથી મને પોષે, અને પોતે જે કાંઈ વધે તે ખાઈ લે. એમ જેમ તેમ એ જીવતા.

" કોઈક દિવસ રાત પૂરી થવા આવી, પૂર્વાકાશમાં પ્રભાતના રમ્ય રંગો ખીલવા લાગ્યા અને ભગવાન ચંદ્ર અસ્ત પામતા હતા ત્યારે એકાએક મોટો કોલાહલ સંભળાયો. પંખીઓ પોતાના માળામાં જ હતાં. હું પણ અમારા માળામાં જ, પિતા સાથે હતો. બધાં વનનાં પ્રાણી એથી ત્રાસી નાસભાગ કરવા લાગ્યાં હું પણ ત્રાસથી પિતાની પાંખો તળે પેસી ગયો. અને આ પ્રમાણે સંભળાવા લાગ્યું : ' આ તરફ જંગલી હાથીઓનું ટોળું ગયું છે, આ દિશા જુઓ. ધનુષ તૈયાર રાખો. આ અવાજ સાંભળો, કૂતરા છોડો. ' અને હજારો શબર લોકો એ પ્રમાણે કરવા લાગ્યા.

"થોડા જ વખતમાં એ કોલાહલ શાંત થયો. એટલે કુતૂહલથી, ભય ઓછો થતાં, મેં ધીમે ધીમે, બખોલમાંથી સરકીને ડોકિયું કર્યું. હજારો ભયંકર શબરોનું ટોળું મારી નજરે પડ્યું. અને વચ્ચે એક જુવાન, કાળો, અત્યંત કડક કસાએલા શરીરવાળો, માતંગક નામનો શબર સેનાપતિ, મેં જોયો. એનું નામ મેં પછી જાણ્યું એમનું વર્તન કેવું મોહમય અને અજ્ઞાન હતું એનો જ મને વિચાર આવ્યો. એટલામાં વનમાં ભમવાથી અને શિકાર કરવામાં લાગેલા થાકને ઉતારવા તે, એ શીમળાના ઝાડ નીચે આવ્યો. હથિયાર ઉતારી, સેવકોએ આણેલા આસન પર બેઠો. એક જણે સ્વચ્છ, કમળોના પરાગે રંજિત એવું કષાયમધુર જળ આણ્યું તે પીધું. કોમળ બિસતંતુઓ ખાધા. અને ઊભો થયો. પોતાને મનગમતી દિશામાં બધા શબર લોકો સાથે ગયો.

"પણ એક વૃદ્ધ શબર અટક્યો. અને આમ તેમ જોવા લાગ્યો. એને શિકાર મળ્યો નહોતો. ભયંકર રાતી આંખ અને કાળા શરીરથી એ અસુર જેવો દેખાતો હતો. સેનાપતિ દેખાતો બંધ થયો કે તુરત શિકારની લાલચે તે ઝાડને જોવા લાગ્યો. પછી સરળતાથી એ ઝાડ ઉપર ચડ્યો અને એક પછી એક કોલાહલ કરતાં પંખીઓને પકડી, મારી નાખી નીચે નાંખવા લાગ્યો. કારણ કે એમને ઊડવાની શક્તિ આવી જ નહોતી.

"મારો પિતા આ ભયંકર, ઉપાય ન થઈ શકે એવી આફતથી સ્તબ્ધ બની વધારે ધ્રૂજવા લાગ્યો. અને મરણના ભયથી ચકળવકળ થતી આંસુ ભરી આંખે ચારે તરફ કરુણ રીતે જોવા લાગ્યો. સુકાઈ ગએલા મોંએ, મને બચાવવા ધારી, મને પાંખોથી સંતાડી દઈ, માળાના આગળના ભાગમાં ઊભો. એ પાપી પણ વારાફરતી પંખીઓના માળાઓને તોડતો, એક ડાળથી બીજે ડાળ ફરતો હતો. એમ કરતાં તે અમારા માળા પાસે આવ્યો. મારો પિતા તેને વારંવાર ચાંચનો પ્રહાર કરતો હતો. છતાં તેને પકડ્યો, મારી નાખ્યો અને નીચે નાખ્યો. તેની સાથે હું પણ નીચે પડ્યો. અને પવનથી ભેગાં થએલાં સૂકાં પાંદડાંના ઢગલા ઉપર પડ્યો, એટલે નસીબ-

જોગે બચી જવા પામ્યો. એ દુષ્ટ ઝાડ ઉપરથી નીચે આવે તે પહેલાં, બચી જવાની આશાથી, પિતાના મરણને પણ ન ગણતાં, એના શોકને નં ગણતાં, દુષ્ટતાપૂર્વક, સરકતો સરકતો પાસે આવેલા તમાલના ઝાડના મૂળ ભાગમાં જતો રહ્યો. એટલામાં નીચે ઊતરી પોતે પાડેલાં અને ભોંય ઉપર વેરાએલાં પડેલાં પંખીઓને લઈને, જે દિશામાં સેનાપતિ ગયો હતો તે જ દિશામાં એ પણ ચાલ્યો ગયો.

"જીવવાની આશા આવી એટલે બધા અંગોને બાળી મૂકતી તરસનું મને ભાન થયું. એ પાપી ઘણો દૂર ગયો છે એની ખાતરી કરીને, જરા અવાજ થાય તો પણ 'એ આવ્યો' એમ બીતો બીતો, હું ધીરે ધીરે પાણી તરફ સરકવા લાગ્યો–પ્રયત્ન કરવા લાગ્યો. મને પાંખો આવી નહોતી. તેથી વારંવાર ઊંધે માથે નીચે પડતા મારા મનમાં થયું: 'ઘણી ખરાબ દશામાં પણ જીવનાશા પ્રાણીઓને છોડતી નથી. નહિ તો, મારા પિતા મરણ પામ્યા છે, એ વિધિએ કરેલો ઘા તાજો જ હોવા છતાં, હું દુષ્ટતાપૂર્વક સરોવર તરફ શા માટે જાઉં!' સરોવર દૂર હતું. સારસ વગેરે પંખીઓના અવાજ પણ સ્પષ્ટ તો સંભળાતા નહોતા. તરસની વેદના ઘણી હતી. એટલે હું બેભાન જેવો જ બની ગયો.

"પાસેના જ તપોવનમાં મહાજ્ઞાની, સંયમી, તપોધન અને દયાળુ મહર્ષિ જાબાલિ રહેતા હતા. એમને એક પુત્ર હતો–હારીત. એ સનત્કુમાર જેવો પવિત્ર અને બધી વિદ્યામાં પ્રવીણ હતો. તે સમાન વયના મુનિકુમારો સાથે અને આશ્રમનાં હરણોથી અનુસરાતો, બીજા સૂર્ય જેવો દેખાતો, સ્નાન કરવા માટે આવ્યો. તેના હાથમાં કમંડલુ હતું. સજ્જનોનાં મન કારણ વિના પણ સામા તરફ મૈત્રીભાવ અને દયા રાખે છે. મને એ અવસ્થામાં પડેલો જોઈ તેને દયા આવી. મને ઝાડ પરથી પડેલો માની, અને વારંવાર ચાંચ ઉઘાડતો જોઈ તથા મારી ઉઘાડમીંચ થતી આંખો અને ડગમગતી ડોકી જોઈ, મને જળ પાસે જઈ જવા એના મિત્રને કહ્યું.

"એમ થતાં, જાતે પાણી લાવી મારી ચાંચમાં પાડવા માંડયું એથી મને જરા કળ વળી. પછી નલિની પત્રાશની શીતળ છાયામાં મને મૂકી તેણે યથાવિધિ સ્નાન કર્યું, ભગવાન સૂર્યને અર્ધ્ય આપ્યો, જટાને છંટકારી, શ્વેત સુંદર વસ્ત્રો પહેરી, ધીમે ધીમે તે તપોવન તરફ મને લઈને ચાલ્યો.

"થોડે દૂર ગયા એટલે અમે એક તપોવન પાસે આવી પહોંચ્યા. ત્યાં સતત શાસ્ત્રપઠન, ચર્ચા વગેરે થતાં, યજ્ઞનો ધૂમ સુગંધ પસરાવતો કાયમ ફેલાયા કરતો. એવા નિઃસ્પૃહ તપસ્વીઓના રહેઠાણે આવ્યા, અને આશ્રમના મધ્યભાગને શોભાવતા એક સુકોમળ અગોકવૃક્ષની છાયામાં એક અગ્નિ જેવા દેદીપ્યમાન, અત્યંત વૃદ્ધ તપસ્વી–ભગવાન શંકરની જેમ શરીરે ચરમ ધારણ કરીને બેઠા હતા. એ જ આશ્રમના કુલપતિ ભગવાન જાબાલિ હતા. એ વીજળીની જેમ આંખોના તેજને ઝંખવી દેતા, સતત ઉદાસીન છતાં ભય ઉપજાવતા, ઉગ્ર તપનો જ વિચાર કરવા લાગ્યો. અને કરુણા-રસના પ્રવાહ જેવા, સંસારને તરવાના સેતુ જેવા, ક્ષમાજળના સાગર જેવા, સિદ્ધ માર્ગનો ઉપદેશ કરનાર, અવિષયી, સુખેચ્છાનો ત્યાગ કરનાર અને તપના પ્રભાવથી તપોવનને શાંતવૈર કરનાર અને હિંસ્ર પશુઓને પણ શાંત બનાવી દેનાર ભગવાન જાબાલિના પ્રભાવ માટે મને માન ઉપજ્યું. એવામાં એમને જોઈ હારીત, પ્રણામ કરી બેઠો બધા મુનિઓએ મને જોઈ 'આ શુકશિશુ કયાંથી મળ્યો ?' એમ પૂછ્યું. એનો યોગ્ય જવાબ આપ્યો.

"મારી વાત જાણી કુતૂહલ થતાં ભગવાન જાબાલિએ મારા તરફ વારંવાર જોયું અને પોતે કરેલા અવિનયનું ફળ એ ભલે ભોગવે, એમ કહ્યું એટલે તો તપસ્વીઓને પણ ઘણી જિજ્ઞાસા થઈ. અને તેમણે મારી વાત કહેવા માટે ભગવાનને નમ્રતાપૂર્વક વિનંતી કરી.

"આ રમ્ય અને લાંબી કથા સાંભળવા માટે દિવસ ઘણો થોડો રહ્યો છે. માટે સાંજે નિરાંતે, તમારું દૈનિક કાર્ય પતી ગયા પછી, સાંભળજો. અને એ પણ, એ સાંભળી, પોતાના પૂર્વજન્મને યાદ કરશે જ" એમ એ બોલ્યા. મને આહારાદિ અને આરામ આપવા જણાવ્યું.

સૌને વિદાય કર્યાં. એ આહ્નિક કર્મ કરતા હતા ત્યાં દિવસ પૂરો થયો અને સૂર્ય જવાથી શોકાતુર થઈ અંધાર-રંગ ધાર્યો હોય એવી રાત્રિને લઈને ભગવતી સંધ્યા આવી. થોડી જ વારમાં ચંદ્રના ધવલ પ્રકાશથી તપોવન ઝળહળી ઊઠ્યું. ભગવાન જાબાલિ સુખપૂર્વક એક દર્ભાસન ઉપર બેઠા. જાલપાદ નામે શિષ્ય પંખો નાખતો હતો. એ વખતે હારીતે પ્રશ્ન કર્યો: 'આ બધું મુનિમંડળ રાહ જુએ છે. તો આરામ પામી ચૂકેલ આ પંખીબાળક પૂર્વજન્મમાં કોણ હતો તે કહેવા કૃપા કરો.'

"ભગવાન જાબાલિએ કહેવા માંડ્યું: ત્રણે લોકના શણગાર રૂપ, દેવલોકના તેજને પણ જીતનાર એવી ઉજ્જયિની નગરીમાં ભગવાન મહાકાલ કૈલાસવાસ તજીને રહેતા હતા. એ નગરમાં ઇશ્વરના પ્રતિનિધિ જેવો, ધર્મના અવતાર જેવો અને પ્રજાના દુ:ખને હરનાર તારાપીડ નામે એક રાજા હતો. એ રાજાએ બાલવયમાં હાથીની સૂંઢ જેવા મહાશક્તિધર હાથોથી જગત જીત્યું. પછી પોતાના શાસ્ત્ર અને રાજનીતિકુશળ મિત્ર શુકનાસ પર રાજકાજનો બોજો નાખી, ચિંતા રહિત અને અનન્ય કર્તવ્ય બનેલા તેણે જીવનસુખ અનુભવવા માંડ્યું. અને ખાસ કારણ સિવાય કે પ્રજાના પ્રેમને લીધે જ સિંહાસન પર બેસવા માંડ્યું. શુકનાસ જ, અદ્વિતીય શક્તિને લીધે, એ પ્રચંડ રાજભારને પણ રમતમાં જ હોય એમ વહેવા લાગ્યો. રાજાઓ પણ તેને ચરણે જ મુગટો ધરી, તેને યોગ્ય માન આપતા હતા

"આ રીતે સુખસંપન્ન તે રાજાએ બધું સુખ મેળવ્યું પણ પુત્રદર્શનનું સુખ તેને મળ્યું નહિ. દિવસે દિવસે એને પુત્રાભાવને લીધે જન્મતો સંતાપ પણ વધવા લાગ્યો. એ લોચનવાળો છતાં પોતાને અંધ માનવા લાગ્યો. રાજાઓથી વિંટળાયેલો છતાં તેને એકલું લાગવા માંડ્યું, અને આખા જગતનો આધાર એ પોતાને નિરાધાર માનવા લાગ્યો. એને રાણીવાસમાં સૌથી શ્રેષ્ઠ વિલાસવતી નામે રાણી હતી. એક દિવસ એ તેને મહેલે ગયો તો એણે રાણીને જોઈ-પરેજીનો ત્યાગ કરેલી, ઉદાસ, મૌન

અને આંસુ સારતી. અંતઃપુરની વૃદ્ધ સ્ત્રીઓ અને પરિજનો એને ધીરજ આપતાં હતાં. વિચારમાં પડી અર્ધઉઘાડી આંખવાળા કંચુકીઓ એને શાંત કરવા મથતા હતા, પણ એ તો રોતી રોતી પલંગ પર બેઠી જ હતી. રાજાએ, પોતાને જોઈ ઊભી થએલી તેને ત્યાં જ બેસાડી, અને પોતે પણ તેની સાથે જ બેઠો તથા મીઠા સ્વરે ધીમે રહી પૂછવા લાગ્યો :

"'દેવિ, શા માટે અંતર્ભૂત શોકવાળું આ નિઃશબ્દ રુદન કરો છો ! એથી તો મારું સ્નેહાળ હૃદય પાંદડાં પેઠે કંપે છે. વિચાર કરવા છતાં મારો કોઈ અપરાધ થયો હોય એમ યાદ આવતું નથી. કોઈ પરિજને અપરાધ કર્યો છે શું ? મારું રાજ્ય અને જીવન તમારે આશ્રયે છે. માટે રુદનનું કારણ કહો.' વારંવાર પૂછવા છતાં જવાબ ન મળ્યો, ત્યારે પાસે ઊભેલા પરિજનોને પૂછ્યું એટલે કાયમ રાણી પાસે જ રહેનારી મકરિકા નામે તાંબૂલવાહિનીએ જવાબ દીધો :

"'મહારાજની જરા પણ ભૂલ નથી થઈ. આપ અનુકૂળ હો તો અન્ય તો કોણ અપરાધ કરવાની હિંમત કરે ? પણ મહારાજનો સમાગમ નિષ્ફળ ગયો છે એ ભાનથી મહારાણીનું હૃદય હમેશાં શોકાતુર રહેતું જ હતું. અને દરરોજની દેહ માટે જરૂરી કાર્ય પણ પરિજનો વિનવી વિનવીને કરાવતાં. પણ આજે ચૌદશ છે એટલે દેવી મહાકાલનાં દર્શન કરવા ગયાં. ત્યાં મહાભારતની કથા કહેવાતી હતી તેમાં સાંભળ્યું : 'જેને પુત્ર નથી તેની ઉત્તમ ગતિ નથી. પું નામના નરકમાંથી બચાવે તે જ પુત્ર' એમ સાંભળી, પેલો વિષાદ વધી પડ્યો છે. તેથી જ એઓ આમ કરે છે. અને ભોજનાદિ કાંઈ પણ લેતાં નથી.'

"આ સાંભળી, લાંબો નિશ્વાસ મૂકી રાજા બોલ્યો : 'દેવિ, જે વાત નસીબને આધીન હોય એમાં તો શું થાય ? પુત્રના સ્પર્શથી આપણાં અંગોને આનંદ નહિ મળવાનો હોય, આપણે પૂર્વજન્મમાં પુણ્ય કર્યાં નહિ હોય, કારણ કે ગત જન્મમાં કરેલું સુકર્મ જ આ જન્મમાં માણસને ફળ આપે છે. છતાં જે મનુષ્યલોકમાં શક્ય હોય તે કરો.

ગુરૂભક્તિ, દેવસેવા વગેરે વધારો. ઋષિજનોને માન આપો. ઋષિજનો તપના બળથી અશક્ય વસ્તુને પણ શક્ય બનાવે છે. આગળ પણ અનેક મહારાજાઓએ એમની જ કૃપાથી પુત્રસુખ મેળવ્યું છે. હું પણ ક્યારે, મંગળ વસ્ત્ર ધારણ કરેલાં અને પુત્રથી શોભતાં દેવી, આનંદ આપશે,' તથા મંગળ ક્રિયાઓનાં અભિષેકથી ગુંચવાયા અને માથે ઘીનાં બિંદુ વાળો તથા અન્ય મંગળ વસ્તુઓથી શોભતો પુત્ર મને આનંદ આપશે— એમ વિચારું છું. તથા ક્યારે એને પરિજનોથી રમાડાતો, ઘૂંટણીએ ચાલતો, ચંદનથી ચર્ચિત, રમતમાં ધૂળવાળા થએલા શરીરવાળો, માતાના પત્ર રંગવાના અળતાથી કંચુકીઓનાં મુખ રંગતો, મણિમય ભૂમિમાં પડતા પોતાના જ પ્રતિબિંબને કુતૂહલથી જોતો, અને હજારો રાજાઓ વડે માન અપાતો પુત્ર ક્યારે જોઈશ એમ વિચાર કરું છું અને નિદ્રાહીન રાતો પસાર થઈ જાય છે. મને પણ શોક દહે છે, જગત શૂન્ય લાગે છે. રાજ્ય અને જીવન અફળ લાગે છે. પણ જેનો ઉપાય નથી તેવા 'વિધાતાની બાબતમાં શું થાય? માટે દેવિ, શોક છોડી દો. ધર્મ અને ધીરજમાં પ્રયત્ન કરો. જે લોકો ધર્મ કરે છે તેમને જ કલ્યાણકારક સંપત્તિઓ મળે છે' આમ કહી, પોતે જ જળ લાવી, કરમાતા કમળ જેવું અને આંસુવાળું મહારાણીનું મુખ લોયું. અને અનેક મધુર ધર્મબોધક વાતો કરી, આશ્વાસન આપ્યા પછી રાજા ગયો.

"એના ગયા પછી, એના આશ્વાસનને લીધે શોક ઓછો થતાં, રાણીએ બધાં નિત્યકર્મ કર્યાં. અને દેવ, દ્વિજ, અને ગુરુની ભક્તિ બમણા પ્રેમ અને શ્રદ્ધાથી આરંભી. જે જે સાંભળે તે તે વ્રત પુત્રેચ્છાથી કરે જ અને મહાક્લેશને પણ ન ગણકારે, તથા સાદાં શ્વેત વસ્ત્ર પહેરી, મણિમય ભોજનપાત્રો જ જમે—એમ રાણીએ કરવા માંડ્યું.

"થોડા સમય પછી, રાત્રિ પૂરી થવાના અરસામાં રાજાને એક સ્વપ્ન આવ્યું. એમાં એણે રાણી વિલાસવતીના મુખમાં પૂર્ણચંદ્રને પ્રવેશતો જોયો. શુકનાસને પણ સ્વપ્ન આવ્યું. તેણે પોતાની પત્ની મનોરમાના ખોળામાં,

એક મુનિકુમારને એક સુંદર કમળ મૂકતો જોયો. રાજા ઊઠ્યો એટલે તરત જ પ્રધાનને બોલાવીને, તેને માનપૂર્વક આ સ્વપ્નની વાત કરી. એણે પોતાને આવેલા સ્વપ્નની હકીકત રાજાને કહી અને 'સવારનાં આવેલાં સ્વપ્ન બહુધા સાચાં જ નીવડે છે, તથા નજીક આવતાં સૌભાગ્યનાં ચિહ્ન આનંદ આપે છે. માટે થોડા જ સમયમાં મહારાણી જગતને આનંદ આપનાર પુત્રને જન્મ આપશે અને જગતના ભારને ધારણ કરનાર વારસ આપને પ્રાપ્ત થશે' એમ એણે કહ્યું. એને સાથે જ લઈ રાજા રાણી પાસે ગયો અને તેને બેઉ સ્વપ્નોની વાત કહીને આનંદ આપ્યો.

"થોડા સમય પછી રાણીને ગર્ભ રહ્યો. અને દર્પણની જેમ તેણે રાજાનું પ્રતિબિંબ ધારણ કર્યું. અનેક ચિહ્નો ઉપરથી કુશળ પરિજનો અને વૃદ્ધ કુળ સ્ત્રીઓ આ વસ્તુ સમજી ગઈ.

"એક શુભ દિવસે, રાજા શુકનાસ હજારો રાજાઓ સાથે બેઠો હતો અને વાર્તાલાપ કરતો હતો ત્યારે કુલવર્ધના નામે સ્ત્રીએ આવી રાજાના કાનમાં આ સમાચારરૂપ અમૃત રેડ્યું. એ સાંભળીને જાણે શરીરે અમૃતસિંચન થયું હોય એમ આનંદ પામેલા રાજાનાં રોમાંચ ખડાં થયાં અને આખું શરીર હર્ષપુલકિત બન્યું. હર્ષતરલ આંખે એણે શુકનાસ સામું જોયું. ચતુર શુકનાસ એનું કારણ સમજી ગયો. ધીમેથી રાજા પાસે સરકી આવી, 'મેં કહેલું તે જ શુભ સમાચાર છે કે નહિ?' એમ પૂછવા લાગ્યો. 'કુલવર્ધના આનંદમાં દેખાય છે. આપને પણ ઘણો આનંદ થયો જણાય છે. માટે સ્વપ્ન સાચું પાડવાનો સંભવ છે એમ માનું છું.' રાજા કહે: 'આણે કહ્યું તે બધું સાચું હોય તો તેમ ખરું; પણ મને હજી મે વિશ્વાસ બેસતો નથી. આપણું તે એવું સદ્ભાગ્ય ક્યાંથી કે આવા સમાચાર સાંભળવા મળે! આપણે જાતે જ રાણી પાસે જઈ સત્ય જાણીએ.' એમ કહી, રાજાઓને રજા આપી, શરીર પરના બધા અલંકાર કુલવર્ધનાને આપી, શુકનાસ સાથે, ઉતાવળે અને આનંદથી થોડાં પરિજનો સાથે

"અનેક પ્રકારની રક્ષા અને મંત્રપવિત્ર જલથી રક્ષાયેલા ગર્ભગૃહમાં, પથારીમાં સૂતેલી અને પરિજનો વિધિ મંગળ ક્રિયા કરતાં હતાં એવી રાણીને તેણે જોઈ. એણે સુંદર રેશમી વસ્ત્ર પહેર્યું હતું. રાજાને એકદમ આવેલા જોઈ રાણી બેઠી થઈ સફાળી ઊઠતી હતી. તેને અટકાવી, રાજા તે જ આસને તેની સાથે બેઠો. પાસેના પલંગ પર શુકનાસ બેઠો. એને જોઈને હર્ષમન્થર મને, પરિહાસ કરવા રાજા પૂછવા લાગ્યો: 'દેવિ, શુકનાસ પૂછે છે કે કુલવર્ધના જે કાંઈ કહી ગઈ તે સાચું છે?'

"લજ્જા અનુભવતી અને અવ્યક્ત સ્મિતથી કપોલ અને અધર હાલતા હતા એવી રાણી શરમાઈ. એણે નીચું જોયું. વારંવાર પૂછવા છતાં કાંઈ જવાબ આપ્યો નહિ. છેવટે, 'મને શા માટે શરમાવો છો? હું કાંઈ જાણતી નથી' એમ કહ્યું.

"રાજા: મારા પૂછવાથી શરમ આવતી હશે પણ આ ફિક્કા પડેલા મુખનું શું?

"શુકનાસ: મહારાજ, એમને શા માટે હેરાન કરો છો? કુલવર્ધનાએ કહેલી વાતનો ઉલ્લેખ છોડો.

"આમ અનેક હાસ્યમય વાતો કરતાં, લાંબો સમય ત્યાં રહ્યો. પછી શુકનાસ પોતાને ત્યાં ગયો.

"ક્રમપૂર્વક દોહદ પૂરાયેલી તે આનંદિત મનવાળી રાણીએ શુભ દિવસ અને શુભ સમયે સકળ જગતને આનંદ આપનાર પુત્રને જન્મ આપ્યો. પરિજનો આમતેમ દોડાદોડી કરવા લાગ્યાં અને રાજમહેલમાં અભિનંદનનો ભારે સંભ્રમ થઈ રહ્યો. શહેરમાં ખબર પડતાં, ત્યાં પણ રાજપુત્રના જન્મનો મહોત્સવ ઉજવાવા લાગ્યો. શહેરમાં લોકોનો આનંદજન્ય કોલાહલ વધતો જ ગયો. રાજાને પુત્રનાં મુખદર્શન માટે ઘણી ઉતાવળ હતી, પણ મુહૂર્ત જોનારાઓએ નક્કી કરી આપેલા સમયે જ તે શુકનાસને સાથે લઈ સૂતિકાગૃહમાં ગયો. બીજા કોઈ પરિજનોને સાથે ન

રાખ્યાં, પવિત્ર પાણીનો સ્પર્શ કરીને એ ત્યાં પ્રવસ્યા. રાણી વિલાસવતીના ખોળામાં એણે પોતાને તથા જગતને આનંદ આપનાર બાળક જોયો. તે પોતાના તેજથી ત્યાંના દીપકોનું તેજ ઝાંખું પાડી દેતો હતો. અને મહાપુરુષનાં લક્ષણો તેના શરીર પર દેખાતાં હતાં. હજારો મનોરથોના આનંદરૂપ ફળને આપનાર પુત્રને રાજા અનિમિષ નયને જોવા જ લાગ્યો. સદ્‌ઇચ્છાવાળો અને પૂરાયેલી આશાવાળો પ્રધાન શુકનાસ પણ ધીમે ધીમે રાજકુમારના અંગપ્રત્યંગ જોવા લાગ્યો. આનંદિત અને પ્રેમયુક્ત મનથી રાજાને કહેવા લાગ્યોઃ

"'મહારાજ, જુઓ, જુઓ આ શોભા પામેલા શરીરવાળા તેજસ્વી મહારાજકુમારના શરીર ઉપર ચક્રવર્તીનાં લક્ષણો શોભી રહ્યાં છે. લલાટ ઉપર સુંદર ચિહ્ન શોભે છે. કાન સુધી પહોંચતી વિશાળ આંખો છે. તે કમળ જેવી સુંદર છે. ખીલતા અને પરિમલ પસારતા કમળ જેવું મુખ છે. સોનાની લેખા રેખા જેવી સુંદર નાસિકા દેખાય છે. હોઠ લાલ કમળ જેવા છે. રક્તકમળ જેવા, સુકોમળ હાથનાં તળિયાં (હથેળી)માં ચક્રવર્તીનાં ચિહ્નો સ્પષ્ટ જ જણાય છે. એમના બેઉ પગનું યુગલ નવા ઊગતા કલ્પતરુના પલ્લવ જેવું, સુકોમળ, ધ્વજ્જલા રથ છત્રકમળ બનાવતી રેખાઓવાળું છે. રુદનસ્વર દુંદુભિગંભીર સંભળાય છે.'

"શુકનાસ આમ કહેતો હતો એટલામાં બહાર ઊભેલા રાજાઓની ઠેઠ, જલદી માર્ગ આપેલા મંગળક નામનો એક પુરુષ આવ્યો. તેના મુખ પર આનંદ ઊભરાઈ રહ્યો હતો. રાજાને નમન કરીને એ કહેવા લાગ્યોઃ

"'મહારાજ, આજે બધા જ મનોરથ પૂરાયા છે. શત્રુઓનો નાશ થયો છે. આપ પૃથ્વીને જીતો. આપની કૃપાથી, અમાત્ય શુકનાસને ત્યાં શ્રીમતી મનોરમાદેવીએ પણ, રેણુકાએ પરશુરામને જન્મ દીધો, એમ, પુત્રને જન્મ દીધો છે."

"રાજા આ સાંભળી ઘણો જ પ્રસન્ન થયો છે. શુકનાસને કહેઃ

આફત પછી આફત આવે છે, તેવી જ રીતે સુખ પછી સુખ આવે છે એ લોકવાણી ઘણી જ સાચી છે. એણે શુકનાસને સુંદર પૂર્ણપાત્ર આપ્યું અને પેલા સમાચાર લાવનારને પણ પારિતોષિક આપ્યું. પછી પોતે પરિજનો સાથે પ્રધાનને ઘેર ગયો. આમ ઉત્સવનો આનંદ બેવડાઈ રહ્યો.

"છઠ્ઠીનો દિવસ પસાર થઈ ગયો. દસમો દિવસ પણ આવ્યો. રાજાએ તે દિવસે અસંખ્ય ગાયો અને અપાર ધન બ્રાહ્મણોને આપ્યાં. અને રાજકુમારનું, સ્વપ્નમાં થયેલાં દર્શનને અનુરૂપ ચંદ્રાપીડ નામ રાખ્યું. બીજે દિવસે શુકનાસે પણ બ્રાહ્મણપુત્રને કરવી ઘટે તેવી બધી વિધિ કરી રાજાની અનુમતિથી, બ્રાહ્મણને યોગ્ય વૈશંપાયન નામ રાખ્યું.

"બાળપણમાં યોગ્ય રમતોથી સમય પસાર કરતા ચંદ્રાપીડનું બચપણ પૂરું થયું અને વિદ્યાભ્યાસ શરૂ કરવાનો સમય આવી લાગ્યો. એ ૭ વરસનો થયો ત્યારે રાજાએ એ હેતુ માટે એક સુંદર વિશાળ રાજમહેલ તયાર કરાવ્યો. તેને અનેક માળા હતા, અને તેનું શિખર શ્વેત રંગે શોભી રહ્યું હતું. તેની ચારે બાજુએ કોટ હતો. એનાં બારણાં ઘણાં જ મજબૂત હતાં અને અનેક બારણાં છતાં, એક જ દરવાજેથી પ્રવેશી શકાય તથા ઘણા હાથી અને ઘોડા રાખી શકાય, એવું એ રાજભવન હતું નીચે વ્યાયામ માટે પણ અભ્યાસભવન હતું.

"બધી વિદ્યાઓના વિખ્યાત પારંગત આચાર્યોને પ્રયત્નપૂર્વક બોલાવી રાજાએ એમને ત્યાં રાખ્યા. અને શાસ્ત્રાનુકૂળ દિવસે આચાર્યોના જ બાળકો સાથે સહવાસ રાખેલા તથા બીજાં બાળકોથી દૂર જ રખાયેલા, સિંહશિશુ સમાન ચંદ્રાપીડને વિદ્યાર્થે આચાર્યોને સુપરત કરવામાં આવ્યો.

"રાજા દરરોજ રાણી સાથે ત્યાં જઈ રાજકુમારને આનંદ આપતો. રાજકુમારે પણ એકાગ્ર મનથી, કૃતજ્ઞતા પ્રગટ કરતાં કરતાં અભ્યાસ કરવા માંડયો. ગુરુઓ પણ સુપાત્ર શિષ્ય મળવાથી અત્યંત પ્રસન્ન થયા અને

"રાજા દરરોજ રાણી સાથે ત્યાં જઈ રાજકુમારને આનંદ આપતો. રાજકુમારે પણ એકાગ્ર મનથી, કુશળતા પ્રગટ કરતાં કરતાં અભ્યાસ કરવા માંડ્યો, ગુરુઓ પણ સુપાત્ર શિષ્ય મળવાથી અત્યંત પ્રસન્ન થયા અને પોતાનું બધું જ જ્ઞાન ઉમળકાભેર એને આપવા લાગ્યા. એ પણ રુચિથી એ વિદ્યાને ગ્રહણ કરી આચાર્યોને પ્રસન્ન કરવા લાગ્યો. ચોખ્ખા મણિ-દર્પણમાં જેમ સ્પષ્ટ કરવા પ્રતિબિંબ પડે છે તેમ તેણે બધી જ વિદ્યા અને કળાસમૂહ હસ્તગત—મનોગત કરી લીધો. થોડા જ સમયમાં તે પદ, વાક્ય, પ્રમાણ, ધર્મશાસ્ત્ર, રાજનીતિ, વ્યાયામ, ચાપ, ચક્ર, ચર્મ, તલવાર, શક્તિ તોમર પરશુ આદિના ઉપયોગમાં પારંગત બન્યો. તથા રથ હાથી ઘોડા વગેરેનું સંચાલન, વીણા, વેણુ, મુરજ, કાંસી, તારા વગેરેનું વાદન, નાટ્યશાસ્ત્ર, ગાંધર્વવેદ, હસ્તવિદ્યા, અશ્વ-ગોપાલન, પરીક્ષા, પુરુષપરીક્ષા, ચિત્રકલા, યંત્રકામ, પુસ્તકવ્યાસ, લેખનકલા, દ્યૂતકલા, ગંધશાસ્ત્ર, પંખી ગીતશાસ્ત્ર, ગ્રહગણિત, રત્નપરીક્ષા, રતિશાસ્ત્ર, ઇન્દ્રજાળ, નાટક, કાવ્ય, આખ્યાયિકા, મહાભારત, ઇતિહાસ, રામાયણ, પુરાણ બધી લિપિ, દેશભાષા, સર્વસંજ્ઞાઓ, શિલ્પશાસ્ત્ર, છંદાદિ સર્વ કલાઓમાં એ થોડા જ સમયમાં બહુ કુશળ થયો.

"નાનપણથી જ, પૃથાપુત્ર ભીમસેનની જેમ તે મહાપ્રાણ હતો. વૈશંપાયન પણ તેની સાથે જ અભ્યાસ કરતો હતો. તે પણ તેની જેમ જ કુશળ બન્યો. તથા એક પ્રાણ અને ભિન્ન શરીર જેવો તેનો ગાઢ મિત્ર-વિસંભકથા તથા આહારવિહારાદિમાં—બની રહ્યો. એમને એકબીજા વિના એક ઘડી પણ ચાલતું નહિ. આ પ્રમાણે ચંદ્રાપીડ બધી વિદ્યા શીખી રહ્યો અને યૌવનને આરે આવીને ઊભો. તે શરીરે અત્યંત સુંદર દેખાવા લાગ્યો. અને સ્નેહ પણ એક વિનીત સેવકની પેઠે, ધીરે ધીરે તેના હૈયામાં સ્થાન મેળવતો ગયો.

# સંસ્કારિતાનું મૂલ્યાંકન

કાન્તિ મ ગાંધી બી. એસસી., બી. એસસી. (ટેકનોલોજી)

કોઈ પણ માનવીની સંસ્કારિતાનું મૂલ્યાંકન કરવાનું કામ એકદમ સહેલું નથી. સંસ્કારનું માપ કાઢવાનાં કોઈ ચોક્કસ સિક્કા, કાટલાં, ફુટપટ્ટી, થર્મોમિટર, બેરોમિટર કે ગેલ્વેનોમિટર હજી પૂરેપૂરાં વિકસી ચૂક્યાં નથી.

તેમ છતાં, દરેક જમાનામાં માણસની કિંમત કરવાનાં જુદાં જુદાં માપો પ્રકાશમાં આવતાં ગયેલાં છે ધર્મપ્રધાન યુગમાં ધર્મગ્રંથોએ માનેલાં સાત્ત્વિક, રાજસી અને તામસી નામનાં કાટલાંથી સંસ્કારનું મૂલ્ય અંકાતું હતું. માનવી ઈશ્વરની, ગુરુની, શેઠની કે પતિની ગુલામી કેટલે અંશે સ્વીકારે છે તે ઉપરથી તેની સંસ્કારિતાનો આંકડો જાહેર કરી શકાતો હતો. વધારે આજ્ઞાંકિત માનવી વધારે સંસ્કારી લેખાતો. નીતિ–અનીતિ, પાપ–પુણ્ય, હિંસા–અહિંસા વગેરેની ધર્મગ્રંથો અને ધર્મગુરુઓએ આપેલી વ્યાખ્યાની મર્યાદામાં રહીને જ માનવીનાં આચરણોનું મૂલ્યાંકન કરવામાં આવતું હતું. પરંતુ ધીમે ધીમે સત્તાનું કેન્દ્ર ધર્મગુરુઓના હાથમાંથી રાજ્ય તરફ વળ્યા પછી રાજસત્તાએ ઘડેલા કાયદાઓ ઉપરથી માનવીનું મૂલ્ય અંકાવા લાગ્યું. પહેલાં ઈશ્વરથી ડરનારો માનવી ખૂબ સંસ્કારી ગણાતો હતો. ત્યાર બાદ કાયદેસર ચાલનારો માનવી સદ્‌ગૃહસ્થ ગણાતો થયો. આજના મૂડીવાદી વ્યવહારુ સમાજમાં દોલત, પગાર, કુળ, આબરૂ, રાજ્ય પ્રત્યે વફાદારી વગેરે જાતનાં કાટલાંથી માનવી કેટલો સંસ્કારી છે તેની ગણતરી થાય છે. જમાના અનુસાર કાટલાં બદલાતાં જાય છે, પરંતુ હજી સુધી માનવીના સંસ્કાર તોળવાનું કાયમનું કાટલું પ્રાપ્ત થયું નથી. અત્યાર સુધીનાં બધાં કાટલાંમાં ક્ષતિઓ છે, પૂર્વગ્રહો છે; તેમ છતાં હવે વિજ્ઞાનની મદદથી તે ક્ષતિઓ બાદ કરીને માનવીનું બની શકે તેટલું સાચું મૂલ્યાંકન કરવાનું શક્ય બન્યું છે.

વિજ્ઞાન પહેલેથી પુરવાર કરતું આવ્યું છે કે માનવી આકાશમાંથી કે ઈશ્વરને ત્યાંથી એકાએક ટપકી પડેલો નથી. અનેક પલટાઓ વિશ્વઉત્ક્રાન્તિના પરિણામે માનવી પૃથ્વી ઉપર પશુદશામાંથી જંગલી માનવીની દશામાં અવતર્યો છે અને તેમાંથી તે આસ્તે આસ્તે સંસ્કૃત થતો ગયો છે, અને હજી યે તે પૂર્ણ સંસ્કારી તો નથી જ બન્યો. પશુતત્ત્વોના અવશેષો હજી યે દરેક માનવીમાં ઓછા કે વત્તા પ્રમાણમાં ચોંટી રહેલાં છે. આ પશુતત્ત્વોનું પ્રમાણ શોધી કાઢવાથી માનવીના સંસ્કારનું પ્રમાણ સહેજે માપી શકાય તેવું બની શક્યું છે.

સામાન્ય રીતે ચાલુ સમાજમાં જે માણસ સારો પોશાક પહેરે છે, સારું કમાઈ જાણે છે—ટૂંકમાં, જે "સફળ નાગરિક" ગણાય છે—તેને સંસ્કારી માનવામાં આવે છે; અને અમુક અંશે આવો માનવી સંસ્કારી હોય છે પણ ખરો. પરંતુ એવો યે સંભવ ઘણીવાર હોય છે કે ચાલુ સમાજની નજરે સફળ નાગરિકનાં બધાં લક્ષણો ધરાવનારી વ્યક્તિ વૈજ્ઞાનિક દૃષ્ટિએ સંસ્કારિતાની અધમ શ્રેણીની પણ હોઈ શકે છે—દાખલા તરીકે કાળાબજારીઓ. સમાજમાં આજે તેનું સ્થાન ઊંચું છે. ધન-દોલત, આબરૂ, સત્તા એ બધું પ્રાપ્ત કરીને તે સફળ નાગરિક ગણાતો થયો હોય છે. પરંતુ વૈજ્ઞાનિક દૃષ્ટિએ તે તેના સમાજ-વિરોધી પશુતત્ત્વને લીધે અધમ શ્રેણીનો સંસ્કારી ઠરે છે.

ત્યારે હવે આપણે જોઈએ કે વિજ્ઞાન કોને પૂર્ણ સંસ્કારી માને છે, કોને અર્ધસંસ્કારી માને છે અને કોને અધમ સંસ્કારી માને છે. પરંતુ તે પહેલાં એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે વિજ્ઞાન કાળાને કાળો જ કહે છે અને કાણાને કાણો જ કહે છે. વિજ્ઞાન હળવે રહીને નથી પૂછતું કે "ભાઈ શીદને ગુમાવ્યાં નેણ ?" એટલે વૈજ્ઞાનિક સત્યો વ્યક્તિની ચાલુ માન્યતાઓને આઘાત પહોંચાડે તો તે સહન કરવાનું બળ રાખીને જ વૈજ્ઞાનિક સત્યો વાંચવાનું કે જાણવાનું સાહસ કરવું સલાહભર્યું છે. દાખલા તરીકે, વિજ્ઞાન જાહેર કરે છે કે ઈશ્વર જેવી કોઈ ચીજ જ નથી, એ તો

માનવીએ સર્જેલું એક માનસિક ભૂત છે. માનવીના પાયા વગરના ભય અને પાયા વગરની આશાઓનું મૂર્તિમંત સ્વરૂપ તે આ ઈશ્વરના નામે ઓળખાય છે!

શબ્દો ખરેખર કડક છે અને વર્ષોથી ઇશ્વરભક્તિમાં ખૂપી ગયેલાનાં હૃદયને ચૂર્ણ કરી નાખે તેવા છે. તે સહન કરવાનું બળ ન હોય તેવા માનવીઓને વિજ્ઞાનનાં કથનો વજ્ર જેવાં લાગે છે, પરંતુ વિજ્ઞાન તે બાબતમાં લાચાર છે. સત્ય જાણવા માટે કોઈ પણ કિંમત મોટી ન લાગવી જોઈએ. અણુગમતા આઘાતો માટે મનનાં દ્વાર ખુલ્લાં રાખ્યા વગર વિના મહેનતે સત્યનાં દર્શન કરવાનું સહેલું નથી. પૂર્વેની બધી જ પ્રિય માન્યતાઓ, બધા જ પાળેલા પૂર્વગ્રહો પૂરેપૂરા ત્યજવા સુધીની તૈયારી હોય તેવા માનવીઓએ જ વિજ્ઞાનના ચિંતનમાં ચંચુપાત કરવા જેવો છે. આટલા પ્રવેશકની જરૂર એટલા માટે જ છે કે વૈજ્ઞાનિક સંસ્કારશ્રેણીઓમાંથી કોઈ કોઈ વાચકને માથે નીચી કોટિના સસ્કારની પાઘડી બંધ બેસતી આવી જાય તો તેને માટે તેણે વિજ્ઞાનને જવાબદાર ગણવું જોઈએ, લેખકને નહિ. લેખક તો વિજ્ઞાનનો સંદેશવાહક દૂત માત્ર છે.

વૈજ્ઞાનિકોએ સેંકડો સૈકાઓથી શરૂ થયેલી વિશ્વઉત્ક્રાન્તિનો અભ્યાસ કરતાં કરતાં શોધી કાઢ્યું કે ઊકળતા વાયુઓના મોટા રૂપે મૂળ નિહારિકામાંથી છૂટી પડ્યા પછી યે આપણી પૃથ્વીને ઠંડી પડતાં લાખો વર્ષ લાગ્યાં હતાં અને ત્યાર પછી પણ પૃથ્વી ઉપર જીવંત વસ્તુઓનો પ્રાદુર્ભાવ તો બીજાં કેટલાંયે હજારો વર્ષ પછી થયો હતો. અનેક અકસ્માત સંયોગોને પરિણામે જળની અંદર પ્રોટીન રસાયણો ભેગાં થવાથી તેમાં જીવનો સંચાર થયો અને તેનો જે વંશવેલો લાખો વર્ષોથી ચાલ્યો છે તે એવો ચાલ્યો છે કે હવે તે કદી અટકનાર નથી. લીલા જેવી જીવોથીયથી શરૂ થઈને એ જીવે લાખો યોનિઓનાં સ્વરૂપ લીધાં છે. કરોડ–રજ્જુ વિનાનાં સેંકડો જળજીવડાંઓની 'એગ્નીનેડમ' નામની છેલ્લી પેઢીમાંથી કરોડરજ્જુવાળા જીવોનો જન્મ થયો તેમાં માછલી સૌથી પહેલી પેઢીએ છે. માછલીની

પેઢીઓ વધતાં વધતાં તેનાં સ્વરૂપો પણ પલટાયાં. અડધો વખત પાણીમાં અને અડધો વખત જમીન ઉપર રહી શકે તેવા જળસ્થળચર-એમ્ફીબિયન- (કાચબા, દેડકાના પ્રકારની યોનિઓ) પ્રાણીઓનો ઉદ્ભવ થયો. તેની આમળની પેઢીઓમાં પાછા બે વિભાગ પડયા. એકને પાંખ આવી, તેમાંથી પંખીઓનો વેલો ચાલ્યો; અને બીજાને પગ આવ્યા, તેમાંથી પશુઓનો વેલો ચાલ્યો. બીજા લાખો વર્ષ આ પશુપંખીઓની જાતજાતની ને ભાતભાતની પેઢીઓ વધતી જ ચાલી અને તેમાં થોડો થોડો શારીરિક પલટો થતો ગયો. આખરે પ્રીમેટની જાતની વાંદરા જેવી એક પૂંછડિયા યોનિ ઉદ્ભવી. તેમાંથી માંકડાં, ગોરીલા, ઉરાંગઉટાંગ, ચીમ્પેન્ઝી વગેરે અનેક જાતો અને ભાતો પિતરાઈ યોનિઓ રૂપે ઉદ્ભવી. આખરે 'એપ' નામની યોનિએ માનવીનો આકાર લીધો. આ એપ એ જ માનવયોનિની પિતૃયોનિ છે એમ વિજ્ઞાને પુરાવા સાથે સાબીત કર્યું છે.

ઉત્ક્રાન્તિનો આ તો ઘણો ટૂંકો ઇતિહાસ આપ્યો છે પરંતુ ઉત્ક્રાન્તિને માનવીના સંસ્કાર સાથે ગાઢ સંબંધ છે, તેથી ઉત્ક્રાન્તિ વિશેનું આટલું સાધારણ જ્ઞાન આવશ્યક છે.

માનવીનો આકાર લીધા પછી પણ માનવયોનિનાં દશ લાખ વર્ષ તો તદ્દન અસંસ્કારી પશુદશામાં જ વીત્યાં હતાં. સંસ્કારના ફાંટા તો માનવીને છેલ્લાં આઠ હજાર વર્ષથી જ ઊગવા માંડયા છે અને તે પણ થોડા થોડા જ. હજી યે મનુષ્યયોનિમાં જ પશુ જેવા જંગલી માનવીઓ પૃથ્વીપટ ઉપર ઠેર ઠેર છવાયેલા છે અને તેને આદિવાસી અથવા તો ભૂમિજન કહેવામાં આવે છે. તેનામાં ઘણી જ ટૂંકી સમજ હોય છે અને પશુને કેળવવાની રીતેથી જ તેની પાસે કામ લઈ શકાય છે. સંસ્કારની ખૂબી સાથે હજી તેને કશું જ સનાનસૂતક નથી.

આદિવાસીની દશા વટાવ્યા બાદ જે માનવપેઢીઓ અવતરી તેમાંના માનવીને જરા તરાં સુધરેલો કહી શકાય. પણ જે કામ નથી કરી શકતા

તેનાં કામ માનવી કરવા લાગ્યો; દાખલા તરીકે પથ્થરની હથોડી બનાવવી, ચકમકથી આગ ઝરાવવી, વગેરે. ત્યાર પછીનો વધારે સંસ્કારી માનવી સમૂહજીવન રચવા લાગ્યો. ઘર બાંધવાં, માટલાં બનાવવાં, રસોઈ પકાવવી, યુદ્ધ કરવું વગેરે કળાઓ શીખ્યો. ત્યાર પછી સંસ્કાર વધતાં વધતાં માનવી કળા, સ્થાપત્ય, સંગીત, વિજ્ઞાન એમ દરેક દિશામાં આગળ વધ્યો. અને અત્યાર સુધી પૃથ્વી ઉપર અવતરેલી લાખો યોનિઓમાં યોનિ તરીકે સદંતર જુદો પડી આવે છે. પરંતુ સ્વયોનિમાં સુદ્ધાં માનવીના સંસ્કારની શ્રેણીઓ પણ જ ભિન્ન ભિન્ન છે. લાખો માનવીઓ હજી આદિવાસી જેવા છે, તો બીજા કરોડો માનવીઓ હજી ઢોર કરતાં કંઇક અધિયાતી પણ ખાસ ગૌરવ ન લઈ શકાય તેવી સ્થિતિમાં જ જીવન વ્યતીત કરી રહ્યાં છે. એ બધાંને ટૂંકામાં ટૂંકા સમયમાં પૂર્ણ સંસ્કારી કેવી રીતે બનાવવા એ કોયડો ઉકેલવા પાછળ આજે હજારો વૈજ્ઞાનિકો અને રાજપુરુષો તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે.

સંસ્કારિતાનાં મૂળભૂત તત્ત્વો પ્રગતિવાદમાં કેન્દ્રિત થયેલાં છે. વધારે ને વધારે સુંદર વસ્તુઓનું સર્જન કરવું (કલા); મુક્તપણે વિચારો કરવા અને નવા નવા વિચારો કરવા (તત્ત્વજ્ઞાન); જીવનનું ગદ્ધાવૈતરું ઓછું કરતા જવું (વિજ્ઞાન), અને તે બધાંનો લાભ કેવળ ઉજળિયાત ટોળકીને જ નહિ પરંતુ આખી માનવજાતિને મળે તેવું રાજતંત્ર સ્થાપવાના પ્રયત્નમાં રચ્યા પચ્યા રહેવું (સામ્યવાદ) એ પ્રગતિવાદના પાયા છે અને આવી જાતની પ્રવૃત્તિઓમાં માનવી કેટલે અંશે રોકાયેલો છે તેનું માપ કાઢવાથી તેની સંસ્કારિતાનું માપ કાઢી શકાય તેમ છે. આ પ્રગતિને રૂંધનારી પ્રતિગામી પ્રવૃત્તિઓમાં રોકાયેલો માનવી ભલે બાહ્ય સ્વરૂપે સંસ્કારી દેખાતો હોય, પરંતુ વિજ્ઞાનની નજરે તે પશુ સમાન જ છે કારણ કે પશુને કલા, ચિંતન, વિજ્ઞાન કે સામ્યવાદની કશી જ પરવા હોતી નથી. એ તો બીજાનો શિકાર કરીને પોતાનું પેટ ભરવામાં જ માને છે. પ્રગતિને રૂંધતો ન હોય તેમ જ આગળ પણ ન વધતો હોય તેવો જડ

માનવી સજ્જન હોય છતાં સંસ્કારી તો ન જ કહી શકાય. માનવપ્રગતિને કોઈ ને કોઈ રીતે આગળ વધારે તેવી પ્રવૃત્તિમાં રોકાયેલો માનવી જ સંસ્કારી કહી શકાય. પૂર્વેલો જેમ જીવતા આત્મા તેમજ જીવ્યા કરવામાં ગૌરવ લીધા કરનારની સંસ્કારિતા પણ નીચી શ્રેણીની જ હોય છે, કારણ કે માનવપ્રગતિમાં તેનો કશો જ ફાળો હોતો નથી.

સંસ્કારિતા અને પ્રગતિગામી પ્રવૃત્તિઓનો આ તો વિશાળ સંબંધ, દર્શાવ્યો. બાકી જીવનની સેંકડો ઝીણી ઝીણી વાતોને માનવીની સંસ્કારિતા સાથે સંબંધ છે. પશુવૃત્તિઓના અવશેષો ઉપર માનવીએ કેટલો વિજય મેળવ્યો છે તે સમજવાથી પણ માનવીની સંસ્કારિતા માપી શકાય છે. માનવી તેની પત્ની અને સંતાનો પ્રત્યે કેવો પ્રેમ રાખે છે, ધંધામાં કેટલી ઉતરપિંડી કરે છે, સ્વદોષ સંતાડવા બીજાને માથે દોષનો ટોપલો કેવો ઓરાડે છે, લાયકાત વગરના વખાણથી કેટલો ફુલાય છે, બીજાને ત્રાસ આપતાં કેવો ભયકાય છે, ધનદોલત મેળવવા અને સાચવી રાખવા કેટલી નીચતા આદરે છે, સ્વતંત્ર વિચાર કરવાને બદલે ગુરુ અથવા નેતાને ઓઠે ઓઠે કેટલો ચાલે છે, સમયનો સદુપયોગ કરવાને બદલે આળસ અને વ્યસન અથવા ચૂસણુમાં કેટલો સમય વ્યતીત કરે છે, વગેરે વગેરે અનેક ઝીણી વાતોના અવલોકન ઉપરથી માનવીની સંસ્કારિતાનું માપ કાઢવાનું હવે શક્ય બની શક્યું છે. પણ એ બધી ઝીણી વાતોનો સરવાળો કરીને માનવી પ્રગતિનાં કેટલાં પગથિયાં ઊંચે ચડ્યો અથવા નીચે પડ્યો તે ઉપરથી તરત જણાઈ આવે છે. વિદ્વાનની નજરે પ્રગતિગામી માનવીઓ સંસ્કારની ઉચ્ચ શ્રેણીએ છે, નિસ્પૃહી માનવીઓ મધ્ય શ્રેણીએ છે, અને પ્રગતિગામી માનવીઓ અધમ શ્રેણીએ છે.

# પંડિત શ્રી ઓમકારનાથ ઠાકુર

રમણલાલ વસન્તલાલ દેસાઈ

સને ૧૯૧૮ની સાલ મને યાદ છે કે જ્યારે મેં પંડિત ઓમકારનાથ ઠાકુરને પહેલવહેલા જોયા. વડોદરા રાજ્યની નોકરીમાં મારી લગભગ શરૂઆત. સેક્રેટરિયટની નવીન યોજનામાં હું ત્યારના દીવાન સર મનુભાઈ સાહેબના અંગત મંત્રી તરીકે યોજાયો હતો. દીવાન માટે નિયત થયેલા 'વિલારામ' બંગલામાં એક મહાપરીક્ષા લેવાની હતી. સુવિખ્યાત સંગીતાચાર્ય મૌલાબક્ષના પુત્ર મુર્તઝાખાન કેટલાય સમયથી વડોદરાની સંગીતશાળાના અધિષ્ઠાતા તરીકે કામ કરતા હતા. તેમની આવડત ઓસરી જવા આવી છે એવો તેમના ઉપર આરોપ હતો. મહારાજાશ્રી સયાજીરાવ મહાપ્રયોગશાળી રાજવી, જૂની ઢબમાં જડ બની ગયેલા સંગીતકારોને સ્થાને નવીન, પશ્ચિમી ઓપવાળો કોઈ સંગીતકાર આવે તો પૂર્વપશ્ચિમની સંગીત પ્રણાલિકાઓનો સમન્વય થાય એ દૃષ્ટિ તેમનામાં ખરી. પરન્તુ સાથેસાથે નિયમબદ્ધતાના એ ભારે હિમાયતી. મુર્તઝાખાનની શક્તિ ખરેખર ઊતરતી જાય છે કે કેમ એનો નિર્ણય નિષ્ણાતો દ્વારા કરાવ્યા સિવાય તેઓ માત્ર કોઈના કહેણથી મુર્તઝાખાનને દૂર કરવાનો હુકમ ન જ આપે. મનુભાઈ સાહેબની સૂચના અનુસાર એક નિષ્ણાત-સમિતિ નિમાઈ અને વૃદ્ધ મુર્તઝાખાનની આવડત માપવાનો પ્રશ્ન એ સમિતિ પાસે મુકાયો.

સમિતિમાં સર મનુભાઈ હતા. એ મહાબુદ્ધિશાળી પુરુષને સંગીતનો શોખ જરૂર હશે. સંગીતની તેમની આવડત વિષે મને કંઈ ખબર નથી. શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા પણ સમિતિમાં હતા. શાસ્ત્રીય-theoretical-જ્ઞાનની ચીવટ શ્રી. નરસિંહરાવમાં ઘણીભારે. ××પરંતુ શાસ્ત્ર અને પ્રયોગ બન્નેના જાણકાર એક યુવાનને એ સમિતિમાં મેં જોયા.

એમનું નામ ઓમકારનાથ. લાહોરના ગાંધર્વ મહાવિદ્યાલયના એ પ્રિન્સિપાલ. આજની માફક ત્યારે પણ તેમનો દેખાવ distinctive—જુદો તરી આવે એવો—સોહામણો સ્ફુર્તિભર્યો, સહજ જ્વદ આનંદભર્યો.

શ્રી નરસિંહરાવે મુતુંઝાખાનને પ્રશ્નો પૂછ્યા, જેમાંનો એક મને હજી પણ યાદ છે, સોરઠ અને દેશ એ બન્ને રાગ વચ્ચેના ભેદ તેમણે જાણવા માગ્યા તેના ઉત્તર પણ અપાયા. પરંતુ ઓમકારનાથે જ્યારથી પરીક્ષ્ય વૃદ્ધ સાથે પ્રશ્નોત્તરી શરૂ કરી ત્યારથી એ આખી પરીક્ષા લગભગ સંગીતનો આખો જલસો બની ગઈ ઓમકારનાથ જાતે જ સ્વરાકાર કરે, તેની સારીગમ માગે, આલાપ કરે, અને ઓળખાવવા કહે, રાગના ઝીણા-ઝીણા ભેદ જાતે કરી બતાવે અને તેમને કંઠમાં ઉતારવા મુતુંઝાખાનને વિનંતી કરે. મનુભાઈ સાહેબનું આખું કુટુંબ ત્યાં ભેગું થઈ ગયું, અને અમે બહાર કચેરીમાં સરકારી કામ કરીએ તે પણ ત્યાં જમા થઈ ગયા. પરીક્ષકની પરીક્ષામાંથી મુતુંઝાખાન પસાર થયા કે નહીં તેની ખબર નથી, પરંતુ ઓમકારનાથની સ્વરાવલી સાંભળી એ વૃદ્ધ મુસ્લિમ પ્રિન્સિપાલ વાર-વાર બોલી ઊઠતા મને યાદ છે:

'વાહ! ક્યા આવાઝ હય!'

હું એ વખાણમાં મારી માનસિક સંમતિ પુરાવતો. હાજર રહેલાં સહુની એમાં સંમતિ હતી પરીક્ષા વધારે લાંબી ચાલે અને આ યુવાન સંગીતકારનો કંઠ વધારે સાંભળવાનો મળે એવી ક્રૂર ઇચ્છા પણ ત્યારે થઈ હતી! પરીક્ષા આપનારની મુશ્કેલી વિચારવાનું જ ત્યારે અશક્ય બની ગયું!

*

ગુજરાતને અને સંગીતને ગાઢ સંબંધ ત્યારે નહીં—હજી યે નથી એમ કહીએ તો ગુજરાતીઓને બહુ માઠું ન જ લાગે. ઓંકારનાથ ગુજરાતી હોય એમ કલ્પનામાં પણ ત્યારે ન આવે! મેં પૂછપરછ શરૂ કરી. મને તેમનામાં—તેમના જીવનમાં રસ ઉત્પન્ન થયો. પરંતુ ક્યાં સુધી તેમની વીગતો મળે નહીં. કોઈ કહે: 'તેઓ ઉત્તર હિંદના રહીશ છે.' કોઈ કહે: 'મહારાષ્ટ્રનિવાસી છે;' કોઈ કહે: 'મૂળ મહારાષ્ટ્રના પણ હવે

ઉત્તર હિંદી બની ગયા છે.' એથી વધારે વીગત મળે નહીં. તેમની સાથે જરા ય પરિચય નહીં એટલે પત્ર લખી તેમની વીગતો જાણવા મથવું વધારે પડતું લાગ્યું. કેટલેક સમયે સહજ વાતચીતમાં એક જાણકારે કહ્યું :

'ઓંકારનાથ તો ભરુચના રહીશ છે.'

ત્યારે મને આશ્ચર્ય થયું. ઘણા મહારાષ્ટ્રીઓ આવી ગુજરાતમાં વસેલા છે. મમતા આશ્ચર્ય સહ મેં આગળ પૂછ્યું :

'મહારાષ્ટ્રમાંથી આવી વસેલા ! કે બનારસ બાજુએથી ?'

'નહીં, નહીં. એ તો મૂળથી જ ભરુચના છે—ગુજરાતી છે.' એમ મને જ્યારે જવાબ મળ્યો ત્યારે મારું આશ્ચર્ય મને વાગે એટલું તીવ્ર બની ગયું !

ગુજરાતને સંગીત સાથે લેવાદેવા કેવી ! એક ગુજરાતીમાં આવી સંગીતકલા વિકસે જ કેવી રીતે ? મારું મસ્તક નકારમાં હાલ્યું. મેં વધારે પૃચ્છા ચાલુ રાખી. અંતે મને એથી ય વધારે ચમકાવનારી વીગત કોઈએ આપીઃ

'અરે, ઓંકારનાથ મૂળ ભરુચનાં પણ નહીં. એ તો ત્યાં રહેતા એટલું જ !'

'ત્યારે એ મૂળ રહીશ ક્યાંના ?' મેં પૂછ્યું. હજી હું તેમના નિવાસસ્થાનને ઉત્તરમાં કે દક્ષિણમાં જ શોધ્યા કરતો હતો.

'એ તો ચરોતરના મૂળ.'

હું ચમક્યો. ગુજરાત તો ઠીક ! પણ ક્યાં ચરોતર જેવો સંસ્કાર-જડ મનાતો પ્રદેશ તે ઓમકારનાથનું જન્મસ્થાન હોય ! મેં પૂછ્યું.'

'ચરોતર એટલે !'

'અરે, પેલું વાદરણ તાલુકાનું જહાજ ગામ છે ને ! ત્યાંના એ મૂળવતની. એમના ઘરબાર પણ ત્યાં છે ને !'

વાત તદ્દન સાચી નીકળી. ગુજરાતનું એ મહાસંગીતધન ચરોતરના એક ગામડામાં જ પ્રગટ થયું ! પછી તો જહાજનું તેમનું ઘર પણ હું જોઈ આવ્યો છું ! × ×

તેમનાં માતુશ્રી અને વડીલ બંધુ 'જહાજ' ગામે રહે છે, અને ઓંકારનાથજી વારંવાર તેમની સંભાળ માટે એ ગામડે જાય છે. જ્યાંથી રેલવે હજી દસેક માઈલ દૂર છે.

## ૨

ઈ. સ. ૧૮૯૭માં પંડિતજીનો જન્મ.

ઓંકારનાથજીના પિતાનું નામ ગૌરીશંકર ઠાકુર. માતાનું નામ ઝવેરબા. ગૌરીશંકર ઠાકુર એક તપસ્વી યોગનિષ્ઠ પુરુષ હતા, પ્રણવ મંત્રના ઉપાસક હતા અને એ ઉપાસનાના ચિહ્ન તરીકે એક પુત્રનું નામ એમણે ઓંકારનાથ રાખ્યું, જે ઓમકારનાથ આજે આખા હિંદમાં સુપ્રસિદ્ધ કલાવિધાયક છે. બાળક ઓમંકારનું વય ચારેક વર્ષનું હશે તે સમયે તેમના પિતા ગૌરીશંકર પોતાના પિતાની આજ્ઞાનુસાર સ્વોપાર્જિત અને વડીલોપાર્જિત મિલકતને છોડી ગામના મથુરભાઈ પટેલ નામના સજ્જન પાસેથી માત્ર બાર રૂપિયા ઉછીના લઈ પોતાના પરિવાર સહ પગે ચાલી નર્મદા-કિનારે ભરુચમાં આવી વસ્યા ! કુટુંબ-સંયુક્ત કુટુંબ ઘણા ન્યાય સાથે અન્યાયો પણ ઉપજાવે છે. પંડિત ઓમંકારનાથજી પણ તેનો અનુભવ કરી શક્યા છે ખરા ! ભરુચમાં આવી ગૌરીશંકરે પોતાના આખા કુટુંબને શ્વસુરગૃહે મૂક્યું અને એમણે સર્વસ્વ તજીને નર્મદાજીને કિનારે પર્ણકુટી બાંધી પ્રણવોપાસના આદરી. માત્ર ઝુંપડીમાં બાળક ઓંકારનાથને તેમણે પાસે રાખી વિદ્યાભ્યાસ કરાવ્યો.

પિતાની યોગશક્તિ વિષે પંડિત ઓંકારનાથજી કેટલીક વાતો કહે છે. પરમહંસ પૂર્ણાનન્દ સાથે એક વાર શાસ્ત્રાર્થનો તેમનો પ્રસંગ પડ્યો ત્યારે ગૌરીશંકરે બાલક ઓંકારનો સ્પર્શ કર્યો અને એ બાલકમાં વેદ, ઉપનિષદ અને શાસ્ત્ર ઉચ્ચારણની એક એવી શક્તિ આવી કે જેથી પૂર્ણાનન્દજી પ્રસન્ન થઈ પાછા ફર્યા. એવો જ એક બીજો પ્રસંગ કોઈ મહાધીશ સાથેનો પણ બન્યો હતો.

ગૌરીશંકર ઠાકુર ધનવાન જરા યે ન હતા. વારસામાં તેઓ કશી મિલકત ઓંકારનાથ માટે મૂકી ગયા ન હતા. છતાં તપશ્ચર્યા અને વિદ્યાભ્યાસની

એક વખત નર્મદાની સામે પાર આવેલા ગુમાનદેવ નામના ગામમાં આવેલા એક સાધુ બહુ જ મધુર ગીત ગાય છે એવી કિશોર ઓંકારે પ્રશંસા સાંભળી. એ સાધુને મળવાની તેના હૃદયમાં તીવ્ર ઇચ્છા જાગ્રત થઇ. સાધુ-પિતાની ઝૂંપડીમાં રેલવે માર્ગે ગુમાનદેવ જવા જેટલા ભાડાના પૈસા તરત ક્યાંથી મળે ? એટલે કૃતનિશ્ચય ઓંકારનાથે નર્મદામાં ઝુકાવી નર્મદા પાર કરી સામે કિનારેથી પણ દૂર આવેલા ગુમાનદેવમાં ભીને કપડે પહોંચી જઇ એ સાધુનું સંગીત સાંભળવાની ઇચ્છા પૂર્ણ કરી ! ભરુચ આગળ નર્મદાનો પટ કેટલો વિશાળ છે એ સૌ કોઇ જાણે છે. એ પટ તરી જવો સહજ ન ગણાય. પંડિતજીના માનસ-બંધારણ સાથે તેમનું મજબૂત શરીરબંધારણ પણ આમ નર્મદાકિનારે ઘડાયું. એ ઘડતરનું પરિણામ આજ પચાસ વર્ષે પણ તેમનામાં નિહાળી શકાય છે. તેઓ પચાસ વર્ષના નહીં પરંતુ ચાળીસના આજે લાગે છે એનું કારણ તેમની કિશોરાવસ્થાની કસરત ગણી શકાય. પુરુષોએ પોતાની ઉમરનાં દસ વર્ષ છુપાવવાં હોય તો જીવનનો એક દશકો પણ વ્યાયામને સમર્પણ કરવો જોઇએ. એનો પુરાવો પંડિત ઓંકારનાથ આપી શકે એમ છે.

પંડિતજીનાં બહેન પણ પંડિતજીની માફક બાળપણથી જ સંગીતરત હતાં એટલે આખા કુટુંબમાં હલા અને વિદ્વત્તાનો સંચાર હતો જ. કુટુંબના શિરછત્ર સરખા શ્રી ગૌરીશંકર ઠાકુર પંડિતજીની ચૌદ વર્ષની વયે અવસાન પામ્યા. સાત દિવસ પહેલાં ગૌરીશંકરજીએ આ પ્રસંગની આગાહી આપી હતી. પૂર્ણત્વ પામવાની તિથિ અને તેનો સમય તેમના કહ્યા પ્રમાણે આવી પહોંચ્યો અને આ તપસ્વી પુરુષે પ્રણવોચ્ચાર સહ પોતાના દેહને છોડી દીધો.

કૌટુંબિક સંપત્તિનો ત્યાગ કરનાર પિતા જતાં કુટુંબ હતું તેના કરતાં વધારે આર્થિક સંકટમાં આવી પડ્યું. કુટુંબની ભાવઠમાં નાની ઉમરે પણ વધારો કરનાર ઓંકારનાથજીએ શું કરવું એનો પણ એક મહાપ્રશ્ન ઉપસ્થિત થયો. આ મુસીબતના સમયમાં ભરુચના શેઠ શાપુરજી મંચેરજી ડુંગાજીની

સહાયતા સારી કામ લાગી. પારસી કોમ આનંદી કોમ છે, ક્લેશી, રડતી કોમ નથી એને કમાતાં પણ આવડે છે, ભોગવતાં પણ આવડે છે અને ઉદારતાપૂર્વક બીજાઓ માટે એ ધન વાપરતાં પણ આવડે છે. શાપુરજી શેઠે કિશોર ઓંકારનાથનું સંગીત ભણવામાં સાંભળ્યું હતું. કુટુંબની મુશ્કેલીનો વિચાર કરી તેમણે પંડિતજીના મોટા ભાઈ બાલકૃષ્ણ ઠાકુરને સૂચના આપી કે જ્યારે ઓંકારનાથનો કંઠ આવી વિશિષ્ટ સુંદરતાભર્યો છે ત્યારે સંગીતાચાર્ય વિષ્ણુશાસ્ત્રી દિગંબર જેવાની પાસે તેમને શિક્ષણ અપાવ્યું હોય તો વધારે સારું. આ યોજના સૌને પસંદ આવી અને શ્રી દિગંબરના ગાંધર્વ મહાવિદ્યાલયમાં તેમને લઇ જવામાં આવ્યા. પંડિતજીની પ્રારંભિક પરીક્ષા પણ ત્યાં થઈ. દિગંબરજી તેમના કંઠથી પ્રસન્ન થયા અને તેમને શિક્ષણ આપવું શરૂ કર્યું. પાંચ વર્ષનું શાસ્ત્રીય સંગીતશિક્ષણ પંડિતજીએ ત્રણ વર્ષમાં તો પૂરું કરી દીધું!

૩

બાળપણથી સંગીતનો શોખ; શ્રી વિષ્ણુશાસ્ત્રી દિગંબર જેવા ગુરુ પાસે કુદરતી શક્તિને ઓપ મળ્યો; પંડિતજીની પોતાની સ્વાભાવિક કુતૂહલવૃત્તિ અને જિજ્ઞાસા તેમાં ભળ્યાં; ગુરુ સાથે વિવિધ પ્રાંતોનાં પર્યટન પણ થયાં; વધારામાં પંડિતજીને વાચન અને અભ્યાસનો પણ ભારે શોખ; મહેનત કરવાની વૃત્તિ અને તાકાત પણ ખરી: એ બધાનું પરિણામ તે આજના સભ્ય વિકાસ પામેલા પંડિત ઓંકારનાથ !xxx

ત્યારે તો કુટુંબને પૈસાની સતત તંગી: ઓંકારનાથે પોતાનો પાંચ વર્ષનો અભ્યાસ ત્રણ વર્ષમાં પૂરો કર્યો એટલે વડીલ ભાઈને એમ ઇચ્છા થઇ કે હવે ઓંકારનાથ સંગીતને આધારે કોઇ નોકરી લઇને કુટુંબના નિર્વાહનો બોજો ઉપાડી લે. એવા સંજોગોમાં કાઠિયાવાડથી એક નાટકકંપની મુંબઈ આવી. એ કંપનીને ઠીકઠીક ગાઈ શકે એવા એક બાળા મદદનના પાત્રની જરૂર પડી મોટા ભાઇ બાલકૃષ્ણે ધાર્યું કે આ લાગ ન

જવા દેવો, અને ઓંકારનાથને નાટક-કંપનીમાં દાખલ કરી દેવા, કે જેથી કુટુંબની આર્થિક તંગી હળવી થાય. ઓંકારનાથને લઈ તેઓ કંપનીના માલિક પાસે ગયા. ઓંકારનું ગીત સાંભળ્યું અને તે એટલો તો રાજી થયો કે તેણે ત્યાં ને ત્યાં મારસો રૂપિયાના માસિક પગારથી પંડિતજીને કંપનીમાં રહેવા આમંત્રણ આપ્યું. આવો લાભ જવા દેવાનું મોટાભાઈને ન રુચે, અને જેમને સંગીતના માર્ગે ઊંડાણ માપવાં નથી તેમને પણ આ સૂચના અનુકૂળ આવે જ પણ પંડિતજીને તો સંગીતસેવામાં જ પોતાનું જીવન ગાળવું હતું. સંગીતકાર તરીકેનું તેમનું જ્વલંત અભિમાન આજ સુધી તેમને કોઈ સ્થળે નોકરી લેતાં અટકાવી રહ્યું છે. તેનો પહેલો પરચો આ પ્રસંગે થઈ ગયો. પંડિતજીએ નાટક-કંપનીની નોકરી સ્વીકારવાની ચોખ્ખી ના પાડી.××

પછી તો તેમની રુચિ અનુસાર સંગીતક્ષેત્ર તેમને મળ્યું અને એ ક્ષેત્ર તેમણે સર પણ કર્યું. ગુરુએ તેમની શક્તિ પારખી અને લાહોર જેવા સ્થળે સંગીતવિદ્યાલયના પ્રિન્સિપાલની જવાબદારીભરી ફરજ તેમના માથે નાખી, જે તેમણે બહુ કુશળતાપૂર્વક ઉપાડી લીધી. વરસ જેમ જેમ પસાર થતા ગયા તેમ તેમ પંડિતજીની પ્રસિદ્ધિ પણ વિસ્તાર પામવા લાગી અને આજે ઓંકારનાથની સંગીતકળા બહુ જ ઊંચી કોટિની ગણાય છે. હિંદુસ્તાનના અગ્રગણ્ય સંગીતકારોમાં તેમનું અગ્ર સ્થાન છે. સંગીતપરિષદોમાં તેમને સતત આમંત્રણો મળતાં જ રહે છે અને ત્યાં તેમની કલા અને વિદ્વત્તાથી તેઓ પોતાનો પ્રભાવ પાડે છે.××

તેઓ યુરોપખંડના કેટલાક દેશોમાં જઈ પણ આવ્યા છે. સને ૧૯૩૦માં ઇટલીના ફ્લોરેન્સ શહેરમાં આંતરરાષ્ટ્રીય સંગીતપરિષદ મોટા પાયા પર મળી હતી. હિંદના પ્રતિનિધિ તરીકે બીજા કોઈએ નહીં પણ ઓંકારનાથજીએ એ પરિષદમાં ભાગ લીધો અને તેમાં પોતે એવી સુંદર છાપ પાડી કે ઇટલીના તે સમયના સરમુખત્યાર બેનિટો મુસોલિનીએ તેમને નિમંત્રણ આપ્યું, તેમનું સંગીત સાંભળ્યું અને તેની વિવિધ અસરો અનુભવી

આંદોલન જગાવ્યું, એણે સ્વાતંત્ર્ય માટે બ્રિટિશ સરકારને પડકાર કર્યો. વિશ્વશાન્તિ માટે વિશ્વના મુત્સદ્દીઓને ઉદ્‌બોધ્યા.

એનું નાનું પણ તેજસ્વી શરીર, એની હસતી પણ વેધક આંખો, એની સચોટ ને સાચી વાણીએ કામણ કર્યાં.

નાનું અમદાવાદ જગતના ચોકમાં મહાન નગર બની ગયું !

ત્યારે આ મહાન નગરના આપણે મહાન નાગરિકો અત્યારે કેવાં કાળાં કામો કરી રહ્યાં છીએ ! અત્યારે આપણા પ્યારા બાપુ આપણી વચ્ચે નથી, અત્યારે આપણા પ્યારા સરદાર સાહેબ સમગ્ર દેશને દોરવવા માટે દિલ્હીમાં બિરાજે છે ત્યારે આપણે આ કાળાં બજાર, લાંચરૂશ્વત, નફાખોરી, સંગ્રહખોરી, કમિશનકાંડમાં જ રચ્યાપચ્યા રહીશું !

આપણા નગરમાં આટલી બધી મિલો છતાં કાપડનું રેશનીંગ ! અહીંના શેઠશાહુકારો અને વેપારીઓને એ નાનમરૂપ છે. ખુમારી અને તોરમાં જીવતા અમદાવાદીને આ બધું લાંછન રૂપ છે.

સ્વરાજ મળ્યા પછી સ્વરાજને લાયક બનવામાં આપણે દધીચિથી માંડી, વસંત-રજબ સુધીનો સળંગ ઇતિહાસ નજર સમક્ષ રાખવો જોઈએ.

આપણું નગર ઉન્નત બનો !

જય હિંદ.

★

પ્રકાશક: રણછોડજી કેશુભાઈ મિસ્ત્રી, ૧૨ અ, શાસ્ત્રીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અ'દ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

The KISHOR

Regd No B 3476



આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

હિંદમાં રૂ. ૬-૮-૦ પરદેશમાં રૂ. ૧૦-૦-૦

દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર રાયખડ : અમદાવાદ

# કિશોર

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

વર્ષ ૧૪
અંક ૮

૧૯૪૭
ઓક્ટોબર

ભલા ભગવાન! તમને ખબર હોય તો મારું આખું યે જીવન કઠોર વાસ્તવિકતાઓ સાથે લડવામાં જ વીત્યું છે. ઈંગ્લેન્ડમાં મેં કેટલી યે મુશ્કેલીઓ ભોગવી છે, ત્યાં મેં ભૂખ્યા પેટે દિવસો કાઢ્યા છે મારે માથે જોખમો, ભયાનક મુસીબતો હમેશાં ઝઝૂમતી રહી છે અહીં પોંડિચેરીમાં આવ્યા પછી તો એ કરતાં પણ વધારે ભયાનક મુસીબતો, અંદરની તેમજ બહારની, સતત ઉભી થતી રહી છે મારું જીવન ઠેઠ નાનપણથી જ એક સંગ્રામ રૂપ રહેલું છે અને હજી પણ એ સંગ્રામ ચાલુ જ છે

શ્રી અરવિંદ ઘોષ



## વિજયનું અભયદાન

મારાં નાનકડાં બાળકો, તમે જગતની આશા છો, તમે જગતનું ભાવિ છો. આ યૌવન હમેશાં જાળવી રાખો. એ યૌવન જ પ્રગતિનું સાધન છે. તમારે માટે 'અશક્ય' શબ્દનો કશો અર્થ નહિ રહે.

*

જેમણે પોતાની અંદરની તમામ પશુતા ઉપર વિજય મેળવ્યો હશે અને એ પશુતાને વટાવી ગયા હશે તેમને જ પ્રભુ 'પરમ સેવકો'નું બિરૂદ આપશે. હમણાં તો આપણે પ્રભુના વફાદાર અને સાચા સેવક બનીએ એટલું જ માગીએ.

*

આપણે સૌ સાચા દિલથી વિજય તો માગીએ છીએ. પરંતુ એ વિજય ક્રમેક્રમે જ આવી શકે છે. અને એ માટેનું પ્રથમ પગથિયું છે સંપૂર્ણ શિસ્ત

*

સદાય વફાદાર રહો, ખંતીલા રહો.

આગે કદમ, સદાય આગે કદમ. ભય અને સંકોચ તજી દો, અને ચાલ્યા જાઓ, આગે, આગે.

શ્રીશ્રી માતાજી

*દક્ષિણા'માંથી ]

# કિશોરોને

## [ પત્રાંક ૨૭ ]

દોસ્તો,

આપણે ત્યાં ગયે મહિને એક નવી સંસ્થાની શરૂઆત થઇ હતી એ સંસ્થાનું નામ નાટ્ય વિદ્યામંદિર. જે સંસ્થાને આશ્રયે આ નવી પ્રવૃત્તિ શરૂ થઇ તેનું નામ ગુજરાત વિદ્યાસભા છે. આ ગુજરાત વિદ્યાસભા એટલે પહેલાં જેને આપણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કહેતા હતા તે જ. ગુજરાતની જૂનામાં જૂની આ સંસ્થા, જેની શતાબ્દી હમણાં જ ઉજવાઇ ગઇ, અનેક પ્રકારનાં લોકોપયોગી અને સાહિત્યપોષી સ્વરૂપોની જન્મદાત્રી છે. તેણે નાટ્ય વિદ્યામંદિર સ્થાપીને એક નવીન પગલું નવા યુગના પ્રગતિપથે ભર્યું છે. આ ખાતર તેને ખરેખર ધન્યવાદ ઘટે છે.

આ પ્રવૃત્તિની શરૂઆતને શુભ પ્રસંગે ઉક્ત સંસ્થાના કાર્યકર્તાઓએ એક મેળાવડો યોજ્યો હતો, જેમાં પ્રાચીન સંસ્કૃત કવિઓનાં નાનાં નાટકો ગુજરાતીમાં ભજવી બતાવવામાં આવ્યાં હતાં. આ પ્રવૃત્તિના મુખ્ય સંચાલક ગુજરાતના જાણીતા અભિનેતા (એક્ટર) શ્રી જયશંકર ભોજક (જેઓ તેમની યશસ્વી કારકીર્દિના સમયથી 'સુંદરી'ને નામે ઓળખાય છે) છે. તેમણે તે દિવસે એક નાનકડું છતાં સુંદર પ્રવચન કરીને તેમનું સ્વપ્ન જણાવ્યું હતું. તદુપરાંત આપણી રંગભૂમિ પર દીપતા નવા તારક સમા ભાઇ યશવંત ઠાકર પણ પોતાનો હિસ્સો તે સંસ્થાને આપનાર છે.

તે દિવસે ભજવાયેલાં બે નાટકો હતાં 'ઉરુભંગ' અને 'ભગવદજ્જુકીયમ્' એક હતું વીરરસ પ્રધાન અને કરુણાન્ત, બીજું હાસ્યથી ભરપુર. મનુષ્યના મનની વિચિત્રતા રજૂ કરતું આ નાટક પ્રેક્ષકોમાં પણ હાસ્યના ઉછાળા ફેલાવતું હતું. તેનો પ્રયોગ ઘણો જ સફળ થયો હતો.

દોસ્તો, તમે જાણતાં હશો કે આપણે ત્યાં દરેક વિદ્યાને મહત્ત્વનું સ્થાન અપાતું હતું. સમાજનું તે અંગ ગણાતી. આપણા દેશની નાટ્યવિદ્યા તો જુગજૂની છે. ભરતમુનિએ તેને શાસ્ત્રમાં આણી તે પહેલાં પણ તે ઘણી સમૃદ્ધિવાળી હોવી જોઇએ. આ રીતે જોતાં આપણે તે સમયે પણ કેટલા આગળ ધપેલા હતા તે બતાવી આપે છે. નાટક ભજવવાનું પણ શાસ્ત્ર છે, તે એક ઉપાસના છે, વિદ્યા છે. એ તેથી "નાટ્યવિદ્યામંદિર" એ નામ ઉચિત લાગે છે; કારણકે, મંદિર શબ્દની પાછળ જે પવિત્રતા, જે ઇષ્ટમૂર્તિની પ્રાણપ્રતિષ્ઠાની ભાવના આપણામાં જાગે છે, તે જ નાટ્યવિદ્યાના સાધકોના મનમાં હશે એમ આપણે ઇચ્છીએ.

આપણી રંગભૂમિ ઉત્તરોત્તર પ્રગતિ કરતી પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરે અને જનતાના પ્રાણને પ્રેરે, સરકારે અને ઊર્ધ્વાભિમુખ કરે એવી આપણે અપેક્ષા રાખીએ. દોસ્તો, આપણે પણ આ સંસારમાં એક નટ જેવા જ છીએ ના! આપણે કુશળ નટ થઇએ, આપણો પાઠ બરાબર ભજવીએ.

વિ૦ તમારો
'અલબારી'

# રાષ્ટ્રીય નીતિનું રક્ષણ

સતીશચંદ્ર પ્ર. દેસાઈ

વ્યકિતગત નૈતિક ભાવના ઉપરાંત આખા રાષ્ટ્રની નૈતિક ભાવના કેળવવામાં એકેએક નાગરિક મદદ કરે તો જ રાષ્ટ્ર ઊંચું આવે.

કમનસીબે આપણો દેશ એ બાબતમાં ઘણો જ પછાત છે. નીચે આપેલા બે સંવાદોથી બીજા દેશના પ્રમાણમાં આપણા દેશનું માનસ સ્પષ્ટ રીતે જણાઈ આવશે.

## ૧

## હિંદુસ્તાન

[ સ્થળ : એક રેલવે સ્ટેશન ]

ટિકિટ માસ્તર : એ ભાઈ, ટિકિટ ક્યાં ?

ઉતારૂ : પડી ગઈ !

ટિ. મા. : એ નહિ ચાલે. ચાલો એક રૂપિયો બે આના કાઢો ને રસીદ લઈ લ્યો.

ઉ. : ( આઠ આના કાઢી ) હવે જવા દો ને માસ્તર, આ લઈ લ્યો એટલે થયું.

ટિ. મા. : અરે ભાઈ, મારે એનું કામ નથી. બીજા દશ આના લાવો. ( રસીદ લખવા માંડે છે )

ઉ. : ( તેનો હાથ પકડી લખતાં રોકી ) અરે માસ્તર, હવે ટૂંકે પતાવોને ! લ્યો આ રાખો, મારે મોડું થાય છે !

( રૂપિયો મૂકી જવા માંડે છે )

( બીજો ઉતાર બાજુમાં ઊભા રહી બન્નુ લેવાથી વચ્ચે પડે છે )

બીજો ઉતારૂ : અરે ભાઈ, રસીદ લેતા જાઓને, એમાં શું મોડું થાય છે ?

પહેલો ઉતારૂ : અરે ભાઈ, હવે રસીદ જ છે ને !

બીજો ઉતારૂ : પણ તમારે સરકારની ચોરી કરવી ને માસ્તરને લાલચ

આપી તેમની પાસે ગુનો કરાવવો; એવા બેવડા પાપમાં પડવા કરતાં બે આની આપી દો ને ? રૂપિયા ઉપર બે આના તમને શા ભારે પડશે ?

હેલો ઉતારૂ : અરે શેની ચોરી ? એમાં કંઇ પાપ લાગ્યું નથી .અને બધે એવું જ છે ને ? એવી લાંબી લપમાં ક્યાં પડીએ ? ઠીક લ્યો, પણ હવે તમારી સાથે ચર્ચાનો મને વખત નથી. લ્યો માસ્તર, આ બે આના અને લાવો, બાળો તમારી રસીદ !

[ રસીદ લખાય છે, ફટાય છે; પહેલો ઉતાર બબડતો ફફડતો ચાલી જાય છે માસ્તર અને બીજો ઉતારૂ સામસામે સ્મિત ફરકાવે છે. ]

## ૨

## ઇંગ્લંડ

[ સ્થળ : એક રેસ્ટોરાં. ત્યાં ખાંડનું રેશન છે. ]

એક બિન-અંગ્રેજ : ( ટેબલ પર બેસતાં ) અરે વેઇટર, ચા લાવ.

[ વેઇટર ચા લાવે છે. ને સાથે ખાંડના બે ગાંગડા છે. ]

બિન-અંગ્રેજ : કેમ, બે જ ગાંગડા ખાંડ ? એટલે શું થાય ? ( આજુ બાજુ જોઇને, ધીમેથી ) લે આ બે પેની તું રાખજે, બીજા બે ગાંગડા લાવી આપને ભાઇ !

(બે પેની ધરે છે. એક અંગ્રેજ ઘરાક પોતાના ટેબલ પર ચા પીતો હોય છે તે આવે છે)

અંગ્રેજ : ભાઈ, તમારે વધારે ખાંડ જોઇએ છે ? આ લ્યો. ( પોતાના ગાંગડા ધરે છે. )

બિન-અંગ્રેજ : ( ગૂંચવાઇ જતાં ) ના, ના, થેંક્યુ. અને હું એ લઇ લઉં, તો તમે શું કરશો ?

અંગ્રેજ : ( ગૌરવથી ) ભાઇ, હું ઊભો ઊભો મારા દેશબંધુને નીતિભ્રષ્ટ થતો જોઉં તે કરતાં ખાંડ વિનાની ચા પીવી વધારે પસંદ કરીશ !



# શ્રી અરવિંદ ઘોષ

[ વડોદરાનાં તેર વર્ષ : સંસ્મરણો ]

ડૉ. જીવરાજ મહેતા

શ્રી. અરવિંદ ઘોષે યુવાનીનાં તેર વર્ષ વડોદરામાં ગાળ્યાં હતાં એ લક્ષમાં રાખીને વડોદરા સાથે સંકળાયેલાં તેમનાં જીવનનાં સંસ્મરણો અત્રે ઉતારીએ એ અસ્થાને નથી. વડોદરામાં જ તેમનાં યૌગિક અન્વેષણોનો પાયો નખાયો હતો એમ કહીએ તો કાંઈ ખોટું નથી. તેમને યોગ અને યોગાસનો તરફ વાળવામાં ગુજરાતના ત્રણ સંતોનો મુખ્ય હિસ્સો છે : એક તો, પરમહંસ બ્રહ્મસ્વરૂપ મહારાજ, બીજા નર્મદા કિનારે આવેલાં માલસરના માધવદાસ સ્વામી અને ત્રીજા ચાંદોદ પરની ગંગનાથ ટેકરી પરના એક સંત પુરુષ. પરમહંસ મહારાજે યોગના પહેલા પાઠો તેમને શીખવ્યા; માધવદાસ સ્વામીએ યોગાસન શીખવ્યાં; પણ ચાંદોદના સંતે જ તેમને યોગ તરફ વાળવાની ખરી પ્રેરણા આપી. એ પ્રેરણા મેળવીને શ્રી. અરવિંદે માતૃભૂમિની સેવામાં જાતને અર્પણ કરવાનો અને હિંદના યુવાનોને માતૃભૂમિની સેવા કરવાની તાલીમ આપવાનો નિર્ણય કર્યો. આ ઉદ્દેશથી જ તેમણે ગંગનાથ ટેકરી ઉપર ભારતી વિદ્યાલયની સ્થાપના કરી છે.

## વડોદરામાં નિમણૂક

શ્રી. અરવિંદ સનંદી અમલદારની (આઇ.સી.એસ.ની) પરીક્ષા આપવા માટે ઇંગ્લેંડ ગયા હતા; ત્યાં તમામ લેખિત પરીક્ષામાં તેઓ પસાર થયા પણ ઘોડેસ્વારીમાં નાપાસ થયા. વડોદરાના સ્વ૰ મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ એ વખતે ત્યાં હતા. તેમણે શ્રી. અરવિંદની ગૂઢ શક્તિઓને પિછાણી લીધી અને તેમને વડોદરા રાજ્યમાં નોકરીએ રાખવાનું કહ્યું. આ રીતે ૧૮૯૩ના ફેબ્રુઆરીમાં તેઓ વડોદરા આવ્યા અને ૧૯૦૬ સુધી ત્યાં જ રહ્યા.

પ્રથમ તેમની નિમણૂક મહારાજાના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે થઈ હતી; ત્યાર બાદ સર્વે સેટલમેન્ટ ખાતામાં, પછીથી દીવાન કચેરીમાં અને છેવટે આખર, વર્ષે વડોદરા કૉલેજના પ્રોફેસર તરીકે તેમણે કામ કર્યું હતું.

સ્વ૦ સયાજીરાવ સાથે તેમને ઘણી જ સારાસારી હતી અને જો તે વખતે તેમણે ધાર્યું હોત તો મહારાજા પાસેથી ઘણું મેળવી શકત અને મુખ્ય અધિકારી પણ બની શકત. પણ તેમને એવી કોઈ અભિલાષા જ ન હતી. તેઓ હજૂર અધિકારી હતા છતાંય દરબારી પોશાક ન પહેરતાં સાદા પહેરવેશમાં જ કચેરીએ જતા.

વડોદરા રહ્યા તે દરમ્યાન તેમણે હિંદની જુદી જુદી ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. તેમણે પોતાના મદદનીશ તરીકે, બેનરજી નામના વડોદરાના લશ્કરમાં નોકરી કરતા એક બંગાળી સૈનિકને બંગાળ મોકલી ને બંગાળી જનતાને ક્રાંતિ માટે તૈયાર કરવાનો આદેશ આપ્યો. વડોદરા રહ્યા તે દરમ્યાન તેઓ ઘણુંખરૂં જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ નહિ લેતા, શાંત રહીને દોરવણી આપ્યા કરવાનું જ વધારે પસંદ કરતા.

વિદ્યાર્થી સમુદાય તેનો પ્રશંસક બની રહ્યો. આ પ્રવચન કાલેજના સામયિકમાં તો માત્ર ત્રણ પાનાંમાં જ સમાઈ ગયુ હતું પણ તેની ભાષા અત્યંત રમ્ય અને અનુકરણીય હતી.

તે વખતે વડોદરા કાલેજમાં શ્રી. મનુભાઈ મહેતા પણ પ્રોફેસર તરીકે કામ કરતા. તેમના પીરિયડમાં વિદ્યાર્થીઓ અવિચ્છિન્ન' શાંતિ ધારણ કરીને બેસી રહેતા એવો વાક્પ્રવાહ તેઓ વહેવડાવતા. પણ એ બંને પ્રોફેસરો વિદ્યાર્થીઓમા બહુ ન ભળતા પણ વિદ્યાર્થીઓની વિવાદસભામાં જ્યારે શ્રી અરવિંદ હાજરી આપતા ત્યારે એ સભાનું ગૌરવ વધી જતું.

તેમના વિશે એક વિદ્યાર્થી જણાવે છે: "શ્રી અરવિંદ ઘણા પ્રખર બુદ્ધિશાળી હતા. જ્યારે રાજમહેલમાંથી તેમને કાલેજમાં મોકલ્યા ત્યારે તો તેઓ અંગ્રેજી ભાષા તથા સાહિત્યના મહાવિચક્ષણ પ્રોફેસર બની રહ્યાં એ વખતે હજુ યોગમા તેઓ પડયા ન હતા. પરંતુ ભગવદ્‌ગીતાની જે વિસ્તૃત ટીકા ટીપ્પણ તેમણે કરી હતી, તેમાંથી જ્ઞાન શોધવા નીકળનારને જરૂર પ્રેરણા મળી રહેતી. તેમની આધ્યાત્મિક શક્તિઓનો પરચો તો એ વખતે કોઈને થયો ન હતો પણ તેમના જ્ઞાનના વિશાળ ભંડારની તો ઝાંખી થવા જ માંડી હતી.

"તેમને બધા માન આપતા; પરંતુ તેઓ સ્વભાવે સંકોચવાળા હતા અને બધા સાથે ભળવાનું ઓછું પસંદ કરતા. વર્ગમાં અંગ્રેજી પાઠ્ય પુસ્તકો તેઓ સમજાવે ત્યારે તદ્દન સાદી અને અલંકાર વિનાની ભાષા વાપરતા; પણ જ્યારે પ્રગલ્ભ શૈલીમાં, અગાઉથી તૈયાર કર્યા વિના મોઢેથી જ નોંધ ઉતારાવવા માંડતા ત્યારે તો અમે તેમની બુદ્ધિ માટે વાહ વાહ પોકારી ઊઠતા તેમનો વાક્પ્રવાહ ક્યારેય ન અટકતાં સરળતાથી વહ્યા કરતો. અમે જ્યારે બી. એ.માં હતા ત્યારે તેમના એક મિત્ર શ્રી એસ. સી. મલ્લિકે સ્વદેશીના વપરાશ વિશે પ્રવચન કર્યું હતું. અને પરિણામે અમારામાંથી ઘણાખરાએ તે વખતે જ સ્વદેશીવ્રત લીધું હતું. એ સભામાં શ્રી અરવિંદે પણ પ્રવચન કર્યું હતું. તેમના શબ્દેશબ્દમાંથી દેશપ્રેમ નીતરી રહ્યો હતો."

## જીવનની સાદાઈ

વડોદરામાં શ્રી. અરવિંદને બહુ સારો પગાર મળતો તે છતાંય તેઓ બહુ સાદું જીવન ગાળતા. તેઓ એશઆરામથી તદ્દન વિમુખ હતા અને ઘરમાં રાચરચીલું, ઘણું જ થોડું રાખતા. રાજમહેલમાં ભોજન માટે તેમને વારંવાર આમંત્રણો મળતાં પણ જ્યારે મહારાજા સાથે પોતાને કાંઇ ખાસ અગત્યની ચર્ચા કરવાની હોય ત્યારે જ તેઓ જતા.

તેમનો મહારાજા સાથે ઘણો મિત્રાચારી ભર્યો સંબંધ છે એમ લોકો જાણતા હતા એટલે તેમની લાગવગ લગાડવા માટે કેટલાય લોકો આવીને તેમને હેરાન કર્યા કરતા. પણ તેમણે કોઇ દિવસ કોઇને ચિઠ્ઠી આપી ન હતી. જો તેઓ વડોદરામાં રહ્યા હોત તો જરૂર દીવાન બની ગયા હોત. તેમણે એ વખતે મુંબઇથી નીકળતા મરાઠી-અંગ્રેજી દૈનિક 'ઇન્દુપ્રકાશ'માં લેખો લખવા માંડયા હતા. એમાં તેઓ કોંગ્રેસની ઢીલીપોચી નીતિ અંગે કડક ટીકા કરતા. એ લેખો પ્રસિદ્ધ કરવા બદલ એ પત્રના તંત્રીની કેટલાક કોંગ્રેસ આગેવાનોએ સખત ખબર લઇ નાખી હતી. થોડાક લેખો લખ્યા પછી શ્રી. અરવિંદે એ લેખમાળા બંધ કરી દીધી.

પાછળના ભાગમાં શ્રી. અરવિંદે વડોદરાના વાંકાનેર થીએટરમાં કેટલાંક ભાષણો આપ્યાં હતાં. આ તરફ બ્રિટિશ સરકારનું ધ્યાન ખેંચાયું. તેમણે, એ પછી વડોદરા રાજ્યને તેની આંચ ન લાગે એ હેતુથી, વડોદરાની નોકરી છોડી દીધી.

('સાંજ વર્તમાન' માંથી)



# વીંટીનો ઈતિહાસ

શાન્તિલાલ ઠાકર એમ. એ.

વીંટી, મુદ્રિકા, અંગુલીયક–આવાં અનેક નામોથી અનેક પ્રકારે માન વીએ ઉપયોગમાં લીધેલી વીંટીનો ઇતિહાસ રમુજભરેલો અને જાણવા લાય છે. તે વીંટી કહેવાય છે, કારણ કે તેનું મંડળ નાજુક આંગળીન આસપાસ વીંટળાઈને રહે છે. તે મુદ્રિકા કહેવાય છે, કારણ કે રાજાઓ સેનાપતિઓ, પહેલાંના મોટા અમલદારોને કાં તો સહી કરતાં ન આવડતં હોય તેથી, સહી કરવામાં બહુ વખત જાય તે બચાવવાના હેતુથી, અને અમલદારી કાગળોમાં સહી કરતાં પાર ન આવે તેવું હોવાથી, ખાનગ માણસોને ખાતરી આપવા માટે કે તે કાગળ અથવા દસ્તાવેજને રાજ કે સેનાપતિ કે અમલદારની અનુમતિ અથવા સંમતિ મળી ચૂકં છે—આવાં અનેક કારણોથી તે પોતાની મુદ્રા (મહોર, ખાસ નક્કં કરેલો અક્ષર કે આકૃતિ કે છાપ) વીંટીમાં રાખતા, અને તેનું જેના વર્ત સીલ મારવામાં આવતું, તેને મુદ્રિકા કહેવામાં આવતી. તે આંગળી પર શોભતી માટે તે અંગુલીયક કહેવાતી. તેનો કોઇ દુરૂપયોગ ન કરી જાય અથવા કોઇ કાવતરાંબાજ તેનો ઉપયોગ કરી સન્યમાં કે સેનામાં પોતાનં મનફાવતું કામ કાઢી ન જાય, તેટલા માટે તે મુદ્રિકાને રાજા કે સેનાપતિ પોતાની આંગળીએ જ પહેરેલી રાખતો, અથવા પોતાનાં ખાનગી તાળાં કૂંચીમાં રાખતો, અથવા પોતાના ખાસ વિશ્વાસુ માણસને જ તે રાખવા આપતો. આ રીતે તે વિશ્વાસ અને પ્રેમનું ચિહ્ન થઇ પડી. તેમાંથી પ્રેમના ચિહ્ન તરીકે પ્રણયી લોકો, જગતના પ્રેમીઓ પોતાના પરમવિશ્વસનીય પ્રેમપાત્રને તે પ્રણયચિહ્ન તરીકે આપવા લાગ્યા !

યુરોપમાં પોપ અથવા બિશપ લોકો પણ પોતાની સત્તાના ચિહ્ન તરીકે વીંટી રાખતા. બ્રિટિશ મ્યુઝીઅમમાં તેના અનેક ચિત્રવિચિત્ર નમૂનાઓ સંઘરી રાખવામાં આવ્યા છે.

શરૂઆતમાં વીંટીઓ લોઢાની બનાવવામાં આવતી. પણ વખત જતાં

તેનો જ્યારે પરમવિશ્વસનીયતા, મમતા અને પ્રેમના ચિહ્ન તરીકે—પ્રતીક તરીકે ઉપયોગ થતો ગયો, તેમ તેમ તે ચાંદીની અને પછી સોનાની બનાવવામાં આવી. સોનાની વીંટીનો ઉપયોગ તો યુરોપમાં બહુ મોડો આવ્યો. પછી તેમાં મોતી, હીરા, પ્રવાલ, મરકત, નીલમ—વગેરે કિંમતી અને પ્રકાશમાન રત્નો જડવામાં આવતાં. જેમ આપનાર માણસ શ્રીમંત અથવા અમીર ઉમરાવ કે રાજા, તેમ તે વીંટીમાં વધારે મૂલ્યનું રત્ન જડવામાં આવતું, કારણ કે સ્વાભાવિક રીતે જ પોતાના વિશ્વસનીય પ્રેમપાત્રને તે પોતાથી બને તેટલી ઉત્તમ વસ્તુ ભેટ અને સ્મૃતિચિહ્ન તરીકે આપવા પ્રેરાતો. પછીથી તે રત્નોની પસંદગી રત્નશાસ્ત્રના જ્યોતિષ અનુસાર કરવાની પ્રથા ઊભરાઇ–જેને શનિની કૃપા જોઇતી હોય, તે વીંટીમાં શનિનું નંગ ધારણ કરતો; જેને ચન્દ્ર સબળ બનાવવો હોય, તે ચંદ્રનું મોતી પોતાની વીંટીમાં જડાવતો; તે જ રીતે મંગળ, ગુરુ વગેરેનું સમજવું. આ પ્રથા પાછળ એક વિજ્ઞાનની શોધ રહેલી છે, કે અમુક પ્રકારના કિંમતી પથ્થરો અમુક ગ્રહ કે જ્યોતિ નક્ષત્રનાં કિરણોને, જેમ ચુંબક લોહકણિકાને સ્વાભાવિક રીતે જ આકર્ષે છે તેમ આકર્ષે છે, અને તેને પહેરનાર માણસનાં મન-શરીર પર તથા ભાગ્યપુરુષાર્થ પર અમુક જાતની ચોક્કસ અસર ઉપજાવે છે. તેના પ્રત્યક્ષ બે દાખલા પ્રસિદ્ધ છે. સૂર્ય કરોડો માઇલ દૂર છે, છતાં સૂર્યકાન્ત મણિ તેનાં કિરણોનો સ્પર્શ થતાં જ દ્રવવા માંડે છે. ચંદ્ર કરોડો માઇલ દૂર છે પણ તેના શીતલ પ્રકાશમાં ચન્દ્રકાન્ત મણિમાંથી પ્રેમરસ પીગળી વહેવા માંડે છે. જેવું માણસોમાં સમાન, અનુકૂલ અંદિલનો જાગતાં પરસ્પર હૃદય દ્રવીભૂત થાય છે, તેવું જ વિરાટમાં, કુદરતમાં પણ બને છે. पिंडे सो ब्रह्मांडे—એ સૂત્ર બહુ જ સાચું અને સર્વવ્યાપી છે.

ઘણી વીંટીઓ માનવીના જીવનમાં તેમ જ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થઇ ગઇ છે. ઇંગ્લંડની રાણી એલિઝાબેથે એસેક્સના ઉમરાવને (Earl of Essex) વીંટી ભેટ આપી હતી. શેક્સપીઅરના પ્રખ્યાત નાટક "વેનીસનો વેપારી'માં એક વીંટીનો (પોર્શિયાની) ઉલ્લેખ આવે છે, જેના પર આ અક્ષરો કોતરવામાં આવ્યા હતા. 'Love me and leave me not (મારા પર પ્રેમ કર; મને કદાપિ ત્યજીશ નહિ) સંસ્કૃત સાહિ-

સ્થિતિ છે. એટલે એ વિષે સહુએ પોતપોતાની અક્કલ પ્રમાણે ઉકેલ કરી રહ્યો. પેલી આપણી જૂની વાતમાં બાળક નચિકેતાને કેઃ મૃત્યુને મળવા પાસે જવું પડ્યું હતું, અને પૂછવું પડ્યું હતું, કે મરણ પામ્યા પછી આત્માની શી ગતિ થાય છે તે વિષે મને કૃપા કરીને જ્ઞાન આપો. એનો સારાંશ એ જ છે, કે આ પૃથ્વી પરનો કોઈ પણ માનવી – પછી તે ઘરડો હોય કે મોટો પંડિત હોય – આ વિષયમાં કશું ખાતરીપૂર્વક જાણતો નથી તો પછી તે બીજાને તો એ વિષે કશું શી રીતે જણાવી શકે!

'ભૂત' એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. એનો અર્થ થયેલું, વીતેલું થયેલું. 'પ્રેત' એ પણ સંસ્કૃત શબ્દ છે, અને એનો અર્થ ગયેલું, આ પૃથ્વી પરથી ગયેલું એવો થાય છે—એ બેઉ શબ્દો, ભૂત અને પ્રેત મરી ગયેલા માણસના જીવની સ્થિતિ દર્શાવવાને સામાન્ય ભાષામાં વપરાય છે. ફલાણાનું ભૂત મેં જોયું કે અમુક માણસનું પ્રેત મને દેખાયું એમ કોઈ કહે છે, ત્યારે આપણે એવું સમજીએ છીએ, કે જે માણસ કેટલાક સમય પહેલાં મરી ગયો હતો તેના જીવની અમુક સ્થિતિ–દેહધારી સ્થિતિ તેને દેખાઈ. હવે આપણે ચોક્કસ જાણીએ છીએ કે મૃત્યુ પામેલા તે માણસના શબને આપણે સ્મશાનમાં લઈ જઈને, ચિતા ખડકીને, બાળીને ખાખ કરી દીધું હતું. તો પછી તેની દેહધારી સ્થિતિ શી રીતે નજરે પડી? આ સવાલ પર બરાબર વિચાર કરશો તો તમને જણાશે કે આમાં કંઈક મનની નબળાઈ છુપાઈ રહેલી છે. મેં આગળ કહ્યું કે અંધકારને અને ભયને ખાસ દોસ્તી છે. રાત્રે અંધારામાં આપણે ગામ બહાર ચાલ્યા જતા હોઈએ અને થોડે છેટે કંઈ કાળું કાળું ઊભેલું નજરે પડે, એટલે મનમાં બીક પેસે, છાતી ધડક ધડક થાય, પગ ઢીલા પડે, આગળ ચાલવાનું મન ન થાય, પણ જરા હિંમત રાખી, મનમાં પ્રભુનું નામ લઈ, આગળ ચાલીએ, ધીમે ધીમે ચાલીએ, અને પેલું કાળું કાળું ઊભેલું માત્ર એક જૂનું ઠૂંઠું છે એમ ખાતરી થાય ત્યારે કેવું હસવું આવે છે, કેવી શરમ આવે છે, આપણા મનની નબળાઈ પર કેવો રોષ ચડે છે એ અનુભવની વાત છે. અરે, એક [illegible]ની વાત લો. ઘરમાં જ રાત્રે અંધારે કંઈ પગે કંઈક વીંટળાયું. આપ[illegible] જેમ મારી ત્યાંથી દૂર ખસી ગયા, દીવો કરીને જોયું તો એક સૂતરની [illegible]ળ ગૂંચળું વળીને પડેલી દીઠી! આ અનુભવ તે

સામાન્ય છે. •પેલો•ધારેલો સાપ આપણી કલ્પના જ હતી કે બીજું કાંઈ? કલ્પના એ તો બહુ જબરી ચીજ છે. પૂનેમની રાત્રે આપણે ચન્દ્ર જોઈએ છીએ, તેમાં કાળા ડાઘા જોઈએ છીએ એ શું હશે? કોઈ કહે છે, કે એ તો સસલું બેઠું છે, કોઈ કહે છે, કે એ તો ડોશી રેંટિયો કાંતે છે! ખરી વાત એ છે કે ચન્દ્રની સપાટી પર ઊપસી આવેલા એ પર્વતો છે. આકાશમાં વાદળાં દેખાય છે; કોઈ વાદળાંને છોકરાં હાથી કલ્પે છે, કોઈને હિન્દુસ્તાનનો નકશો કલ્પે છે! કલ્પના મોટે ભાગે જૂઠી હોય છે, અસત્ય હોય છે.

અંધારી રાતે સામેથી કોઈ કાળાં લૂગડાં પહેરેલી બાઈ આવતી હોય તેને પોચા મનનો માનવી ડાકણ ધારશે! 'મંછા ભૂત ને શંકા ડાકણ' એ કહેવત પ્રમાણે આપણું નબળું મન જ ભૂત ઉત્પન્ન કરે છે ને મનમાં ઊંડેલો વહેમ ડાકણ નિપજાવે છે. કેટલીક વાર માણસને ડરાવવા માટે જ, તેને સારે માર્ગે ચડાવવાના શુભ ઇરાદાથી જ, કેટલાક વહેમ લોકોએ ઊપજાવ્યા છે. 'ચમડી તૂટે પણ દમડી ના છૂટે' એવા કંજૂસને ડરાવવા માટે ધનના ઢગલા પર, દાટેલા ચરુ પર, નાગ બેઠેલો કલ્પવામાં આવ્યો છે. જીવતાં જેણે પોતાના પૈસાનો સદુપયોગ ન કર્યો, નિસ્વાર્થ ભાવે પરોપકારમાં પૈસો ખર્ચ્યો નહિ, એવો સ્વાર્થી લોભી કંજૂસ માણસ મૂઆ પછી સાપ કે નાગ થાય છે એવું કલ્પેલું છે.

કોઈ કોઈ વાર માતાના મંદિરમાં કે હનુમાનજીના દેરામાં ભૂતને ધુણાવવામાં આવે છે. સાળંગપરના પ્રસિદ્ધ હનુમાનના દેરામાં એક બાઈને ધૂણતાં મેં જોઈ છે. ભૂવા લોકો અજ્ઞાન જનતાને ઠગવાની અનેક તરકીબો કરે છે, પૈસા પડાવે છે, ને પોતાના ગજવાં ભરે છે. સ્ત્રીઓને અનેક પ્રકારના રોગો થાય છે, તેમાં મગજની નબળાઈનો રોગ પણ થાય છે. તેના પરિણામે તેને ઘણી વાર વાયુ આવે છે, અને આખું શરીર કંપી જાય છે, ધૂણે છે. આની દાક્તરી તપાસ કરાવવી ઘટે, યોગ્ય દવા ને ઉપચાર કરવા ઘટે, નહિ કે ભૂવાને બોલાવીને ભૂત કઢાવવાની પેરવી કરવી. જાદુ, મન્તર, છુમન્તર, અડદના દાણા નાખવા, વગેરે જુદી જુદી જૂઠી તરકીબો અજમાવાય છે, ને અભણ, અજ્ઞાન, વહેમી લોકોને ઠગવામાં આવે છે.

ચપ્પુના પાના પર રતનજોતનાં ફૂલનો રસ કે કપાસનાં ફૂલનો રસ ચોપડ્યો હોય, તે ચપ્પુને સુકાવા દીધું હોય, અને પછી તે વડે લીંબુ કાપવામાં આવે, તો લીંબુમાંથી લાલ રંગનો રસ નીકળે. તેને લોહી નીકળ્યું એમ ઠરાવી ભૂવાઓ કહે છે, કે કેવી ચોટ લાગી છે, કેવો જબરો વળગાડ છે, જુઓ-લીંબુમાંથી લોહી નીકળ્યું ! અજ્ઞાનીઓને છેતરવાના આવા અનેક પ્રપંચો પોતાના પેટને માટે લોકો કરે છે.

કોઈ માણસ રાત્રે સ્મશાનમાં ભડકા થતા જુએ છે, તેને ભૂતના ભડકા માને છે, અને બીએ છે. ખરી વાત એ છે, કે સ્મશાનમાં પડી રહેલાં હાડકામાંનો ફોસ્ફરસ હવામાંના ઑક્સિજન સાથે ભળી ઊડી જાય છે ત્યારે ભડકો થાય છે. અજ્ઞાનને લીધે માણસના મનમાં ખોટી બીક પેસી જાય છે. 'ભૂતનો વાસ આમલી' એ કહેવત પરથી એટલું જ શીખવાનું કે આમલી તળે રાતવાસો રહીએ તો માંદા પડીએ.

આજથી સો વરસ પહેલાં એક બડો બહાદુર માણસ થઈ ગયો—એનું નામ દુર્ગારામ મહેતાજી ઇ. સ. ૧૮૪૪-૪૫માં સુરત શહેરમાં હજારો માણસોની જંગી સભાઓ સમક્ષ એણે ભૂત, પ્રેત, જાદુ, મન્તર, વગેરે ધતિંગો કરનારાને પડકાર્યાં હતા, અને એક ભૂતિયા મનાતા ઘરમાં પોતે રહ્યા હતા. તે વખતના ભૂવાઓ બધા દુર્ગારામના મોં આગળ મેંઢા જેવા બની ગયા હતા, અને પોતાના સ્વાર્થી ધંધાની પોલ ઉઘાડી પડી ગયેલ જોઈને શરમિંદા બન્યા હતા.

માટે ઈશ્વરે આપેલી બુદ્ધિનો સહુએ ઉપયોગ કરવો, બરાબર વિચાર કરવો, ને વહેમમાં કુટાઈને ભૂતપ્રેત વગેરેની ખોટી બીકને મનમાં પેસવા દેવી નહિ. પેલો અમદાવાદનો સોની અખો ભગત કહી ગયો છે :

"વા વાયાથી નળિયું ખસ્યું, તે દેખીને કૂતરું ભસ્યું;
બહુ થયો ત્યાં શોરબકોર, કોઈ કહે મેં દીઠો ચોર;
લાંબી વિગત કરે વિખ્યાત, અખા વહેમની એવી વાત." *

---

* તા. ૯-૯-૧૯૪૯ને રોજ અમદાવાદ રેડિયો પરથી મજૂરબાળકોને ઉદ્દેશીને કરેલું પ્રવચન.
ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

# કાદંબરીની કથા

- રામચંદ્ર નારાયણજી પંડયા, એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

**આ** સાંભળી, લાંબા સમય સુધી કાંઈક વિચાર કરતી હોય તેમ તે કન્યા મૌન રહી: પછી જાણે, અંતરનો પ્રેમ મોટાં મોતીઓનાં રૂપે બહાર આવતો અને હૃદયશુદ્ધિ કરતો તથા સૂત્ર તૂટી જતાં વિખરાતું જતો હોય તેમ, તેના સુંદર સુકોમળ, કપોલ ઉપરથી અશ્રુધારા ચાલવા લાગી. આવું મૂક રુદન જોઇ ચંદ્રાપીડને થયું

વિધિનું વિચિત્ર કાર્ય સમજાય એવું નથી. કયાં આ અત્યંત સુકુમાર અને સુખયોગ્ય દિવ્ય શરીર અને કયાં આ એને કાયમને માટે જલાવતો અને દિલને વ્યાકુળ કરતો શોક? આવી ગંભીર અને રમણીય મૂર્તિને આમ વિકલ બનાવનાર શોક નાનોસૂનો તો નહિ જ હોય. સામાન્ય આઘાતથી પૃથ્વી કંપે ખરી?

આમ વધેલા કુતૂહલવાળો, પણ આ રુદનનું કારણ પોતે અપરાધી છે એમ માનતો, પાસે વહેતા ઝરણાનું પાણી તે પોતાને સ્થાનેથી ઊઠીને લઇ આવ્યો. તેના ઘણા આગ્રહને લીધે, તે કન્યાએ, રુદનને લીધે જરા લાલ થએલી આંખોવાળું અને અશ્રુવ્યાપ્ત તેનું પોતાનુ મુખ ધોયું અને મોટો નિ:શ્વાસ મૂકી કહ્યું:

" રાજપુત્ર! અત્યંત નિર્દય હૃદયવાળી મારી આ કથા સાંભળીને શું કરશો? છતાં પણ જાણવાની ઘણી આતુરતા હોય તો સાંભળો. અત્યાર સુધીમાં તમારે કાને તો આવ્યું જ હશે કે અપ્સરાઓનાં ચૌદ કુળ છે. તે કમળયોનિ ભગવાન બ્રહ્માના મન, ચંદ્ર, વેદ, અગ્નિ, જળ, પવન, અમૃત, સૂર્યનાં કિરણ, ચંદ્રનાં કિરણ-પૃથ્વી, વિદ્યુત, મૃત્યુ, મકર-

કેતુ અને દક્ષપ્રજાપતિની મુનિ અને અરિષ્ટા નામની પુત્રી–સોમાંથી પેદા થયાં છે. ગંધર્વોના દક્ષપ્રજાપતિની પુત્રીઓથી બે કુળ થયાં છે. ત્યાં મુનિ નામની પુત્રીને સોળ ભાઈઓમાં શ્રેષ્ઠ ચિત્રરથ નામે પુત્ર થયો. અને ચિત્રસેનાદિ બીજા પંદર ભાઈ હતા. તે ત્રણે લોકમાં પ્રખ્યાત પરાક્રમવાળો હતો. દેવરાજ ઇન્દ્રે તેને પોતાનો મિત્ર ગણ્યો હતો. એ નાનપણમાં જ બધા ગંધર્વોનું રાજત્વ પામ્યો અને આ ભારતની ઉત્તરે જ કિંપુરુષથી નામે પ્રદેશમાં આવેલા હેમકૂટ નામે પર્વતમાં, તેના બાહુબળને આશ્રયે આનંદ કરતા હજારો ગંધર્વસમૂહો વસે છે. તેણે જ આ ચૈત્રરથ નામે વન બનાવરાવ્યું છે. અને આ અત્યંત રમણીય અચ્છોદ સરોવર પણ ખોદ્યું છે. ભગવાન શંકરની પ્રતિષ્ઠા પણ તેણે જ કરાવી છે. અરિષ્ટને તુમ્બુરુ અને બીજા છ—એમ સાત પુત્રો હતા. તેમાં સૌથી મોટો હંસ હતો. એને ચિત્રરથે બીજા ગંધર્વકુળમા રાજા બનાવેલો. તે પણ ત્રણે લોકમાં વિખ્યાત હતો. અપાર સૈન્યથી વીંટાઈને તે પણ એ રમણીય પર્વતના પર વસે છે. ભગવાન ચંદ્રનાં કિરણોથી ઉપજેલા અપ્સરા કુળમાં, જાણે ચંદ્રકિરણોમાંથી જ સરજી હોય એવી, સાક્ષાત્ ગૌરી હોય એવી, વળી ભુવનને આનંદ આપનારી, અને ચંદ્રકિરણ જેવા અનુત્તમ રંગવાળી ગૌરી નામે કન્યા થઈ. બીજા ગંધર્વ કુળનો અધિપતિ મહાત્મા હંસ, સાગર જેમ મંદાકિનીને ચાહે તેમ, તેને ચાહવા લાગ્યો. એ પણ સુયોગ્ય અને પ્રેમાળ સ્વામી મળવાથી ઘણો જ આનંદ પામી તેના અંતઃપુરની સ્વામિની બની. અનેક દુઃખના કારણ રૂપ અને શોક આપવા માટે જ હોઉં એવી હું, તેમને ત્યાં પુત્રી રૂપે જન્મી. મારા ત્યાં સુધી અસંતાન પિતાએ પુત્રજન્મ જેટલો જ આનંદ માન્યો અને દશમે દિવસે યોગ્ય વિધિપૂર્વક મારું 'મહાશ્વેતા' એવું નામ પાડ્યું. પિતાને ત્યાં બાળવયે હું સુંદર સુરો સ્વની વીણા જેવી, એકથી બીજા ગંધર્વના ખોળામાં રમતી અને આનંદ આપતી ઉછરતી. એ પછી યોગ્ય ઉંમરે મારા શરીરમાં, જેમ વસંતમાં મધુમાસ, મધુમાસમાં નવપલ્લવ, નવપલ્લવમાં પુષ્પ, પુષ્પમાં ભ્રમર અને ભ્રમરમાં મદ નિવાસ કરે તેમ કામદેવે નિવાસ કર્યો.

“સર્વ લોકોને આનંદદાયક વસંત ઋતુમાં એક વખત સ્નાન કરવા હું આવી. મારી સાથે મારી માતા પણ હતી. ત્યાં ભગવતી પાર્વતીએ દોરેલાં શિવ અને તેમના ગણોનાં ચિત્રોને વંદતી હું, આ સુંદર લતામંડપો અને રમ્ય તરુઓ નીચે આનંદ પામી, મુગ્ધ બની, એક સ્થળેથી બીજે સ્થળે જવા સખીઓ સાથે ફરવા લાગી. એટલામાં પવનના સપાટા સાથે પહેલાં કદી નહિ જાણેલી અમાનુષ લોકોમાંનાં પુષ્પોની સુગંધ આવી. અને તે ક્યાંથી આવે છે તે જોવા, નૂપુરના ઝણકાર સાથે ત્યાં જઇ મેં થોડે દૂર જોયું તો ભગવાન શંકરે દહન કરેલા કામદેવને લીધે એકલા પડી ગએલા વસંત જેવો, તેજસ્વી, મુંજના કટિમેખલાવાળો, બ્રહ્મચર્યના આભૂષણ અને ધર્મના યૌવન જેવો તેમજ દેવાર્ચન માટે પુષ્પ વીણતાં કુમારથી અનુસરાતો, સરસ્વતીના સ્વયંવૃત પતિ જેવો, સર્વ વિદ્યાના સંકેતસ્થાન જેવો, સ્નાન માટે આવેલો એક મુનિકુમાર જોયો.

“તેણે પોતાના કાનમાં, કૃત્તિકા નક્ષત્રના તારાઓનું અનુસરણ કરતી, તથા અમીબિંદુઓ ઝરતી એક પુષ્પમંજરી રાખી હતી. એ તાપસકુમારને જોઇ હું વિચાર કરવા લાગી કે ભગવાન બ્રહ્માની રૂપ ઉપજાવવાની શક્તિ જ અદ્ભુત છે. તેથી જ આ માયામય હોય તેવો, શર અને ચાપ વગરના કામદેવ જેવો, ચંદ્રબિંબ રચતાં જ ભૂલથી બનાવી દીધો હોય એવો, આ તેજના અંબાર જેવો મુનિકુમાર ઘડ્યો તથા પોતાના રૂપરચનાના કૌશલનું પ્રમાણ આપ્યું. નહિ તો, આવા અત્યંત સુકુમાર કુમારનું સર્જન શાને માટે ?”

આમ વિચાર કરતી હતી ત્યારે, જેમ અસામાન્ય સુગંધવાળું કોઇ મનોહર પુષ્પ કોઇ મધુકરીને વશ કરે તેમ તેના રૂપે મને વશ કરી દીધી. સ્પૃહામય નયને, જાણે તેને પી જતી હોઉં, તન્મય થઇ જવા ચાહતી,

હોઉં, મનોભાવથી મને રક્ષ, એમ વિનંતી કરતી હોઉં અને અરે! આ કુમારીને અયોગ્ય એવું મેં શું કર્યું? અથવા આ તો મદન, નવયૌવન તથા સ્નેહ જ કરે છે, અને આમ ઉપદેશ આપે છે; કે પછી, કોઈ બીજા જ પ્રકારથી આમ બને છે તે ન જાણતી હોઉં એમ પરાણે પરાણે હું તેને લાંબા સમય સુધી જોવા જ લાગી, મને પોતાની જાત ઉપર કાબૂ રાખતાં ભારે શ્રમ પડ્યો. અને 'આ શાન્તાત્મા ઉપર મારી પ્રીતિ પેદા કરતા કામદેવે આ અનાર્ય જેવો અનર્થ કર્યો' એમ વિચારવા લાગી.

વળી થયુ:

"આ તપ અને તેજનો પુંજ ક્યાં અને સામાન્ય માણસને જ વશ કરતાં કામદેવનાં ચરિત્ર ક્યાં? ચોક્કસ કામ, આમ કરીને તો, મારો ઉપહાસ જ કરે છે. લજ્જા ધારણ કરવા હવે હું શક્તિમાન નથી. પ્રથમ પણ, કન્યાઓ આમ જ લજ્જા છોડીને પતિઓને વરી હશે." આ પ્રણામ કરવા યોગ્ય મુનિજન છે એમ માની મેં પ્રણામ કર્યા; પણ તે સમયે વસંતની રમણીયતા, તે સમયની અવિનયભરી પ્રકૃતિ, ઇન્દ્રિયોનો ચંચલ સ્વભાવ, અને ભાવિના સામર્થ્ય તથા તે સમયના મારા કમનસીબે મને ચંચલ બનાવી દીધી. તે જ સમયે તેને પણ શરીરે રોમાંચ થયો. નિ:શ્વાસ નીકળવા માંડયા અને અક્ષમાલા હાથમાં જ કંપવા લાગી. તેના મુખ ઉપર પણ વિકાર જણાવા લાગ્યો. એ પછી તેના મિત્રની પાસે જઈ,

"ભગવાન, આ કુમાર કોના પુત્ર છે? તેમનું શું નામ છે? આ પુંપમંજરી કયા વૃક્ષની છે? તે અપૂર્વ સુગંધવાળી હોવાથી મારા મનમાં તે જાણવાની ઘણી ઇચ્છા છે" એમ પૂછ્યું.

તેના મિત્રે જવાબ આપ્યો: "તમારે તેનું શું કામ છે? છતાં જાણવાની ઇચ્છા હોય તો સાંભળો. ત્રણે ભુવનમાં વિખ્યાત કીર્તિવાળા, સુરાસુર અને સિદ્ધાદિથી સેવાતા સ્વર્ગનિવાસી એક મહામુનિ છે. તેમનું નામ ભગવાન શ્વેતકેતુ. તેમનું રૂપ ભગવાન જલકુમારને પણ ટપી જાય છે. તેઓ અપુત્ર છે. તેમને જોઈ મોહ પામેલા લક્ષ્મીથી, લક્ષ્મીનું

સ્ખલન થતાં જન્મેલો આ પુત્ર છે. મહર્ષિ આ વાત જાણતા યે નહોતા. પણ એમણે (લક્ષ્મીએ) તે એમને સોંપ્યો એટલે બાળકને યોગ્ય એવી બધી ક્રિયાઓ કરી. કમળમાં જન્મ્યો તેથી 'પુંડરીક' એવું તેનું નામ પાડ્યું. તે જ આ કુમાર. દેવાસુરોએ સાગરમથન કર્યું ત્યારે ઉપજેલા પારિજાતનાં પુષ્પોની આ મંજરી છે. આજે શિવરાત્રી હોઇ અમે કૈલાસ-વાસી ભગવાન શિવનું પૂજન કરવા આવ્યા છીએ. અમે નીકળ્યા ત્યારે નંદનવનનાં અધિષ્ઠાતા દેવતાએ આ સુંદર મંજરી લાવી તેને આપી અને કહ્યું : " આ તમને સુયોગ્ય અલંકાર છે. અને કાનમાં પહેરો અને પારિજાતને સફળ કરો." છતાં તેને અવગણીને જ એ જવા લાગ્યો. ત્યારે મેં કહ્યું : " મિત્ર, એમાં શો દોષ છે? એની વિનંતીનો સ્વીકાર કર." આમ એની અનિચ્છા હોવા છતાં તે લઇ, તેના કાને પહેરાવી છે."

આ પ્રમાણે તે કહેતો હતો ત્યાં પુંડરીકે જરા સ્મિત કરીને મને કહ્યું : " અરે કુતૂહલવાળી, એમ પૂછવાની શી જરૂર છે? જો કુતૂહલ હોય તો આ લે" અને તે કાનેથી કાઢી મને આપી. તે વખતે એના અડકવાથી મને રોમાંચ થયો અને ગાલે અડકવાના પરિણામે થએલા વિકારથી તે મંજરી તેના હાથમાથી પડી ગઇ, પણ તે ભોંયે પડે તે પહેલા મેં ને લઇ લીધી અને પહેરી.

તે અરસામાં છત્રધારિણીએ મને કહ્યું :

" મહારાણી સ્નાન કરી બહાર આવ્યાં છે અને ઘેર જવાનો સમય થયો છે. માટે સ્નાન કરી લો." એટલે અનિચ્છાએ પણ હું ઊઠી. એ મુનિકુમારને મારા વિષે મોહ થએલો જોઇ તેનો મિત્ર તેને કહેવા લાગ્યો :

" સખે પુંડરીક ! આ તને શોભાસ્પદ નથી. સત્પુરુષોને ધૈર્ય એ જ ધન હોય છે. સામાન્ય માણસની પેઠે તું પોતાના મન ઉપર કાબૂ ન રાખે તે ઘટિત નથી. તારા જેવા પણ મન્મથથી આ પ્રમાણે વિકારને વશ થાય છે, તે જોતાં નિયમાદિ સર્વે તથા પ્રજ્ઞા પણ નકામાં જ છે." એના સ્વરમાં પ્રેમ અને ક્રોધ બેઉ હતાં.

આ ઠપકો સાંભળી તે અસાધારણ સૌન્દર્યમય કુમાર કહેવા લાગ્યો: "સખે કપિંજલ, તું નાહક મને ઊલટો સમજે છે." અને મને કહ્યું :

"ચપલે, તે અક્ષમાલા પાછી આપ્યા વિના, આ પ્રદેશમાંથી તમે એક ડગલુ પણ ન જશો."

તે કૃત્રિમ કોપવાળું વચન સાંભળી, હું પણ "ભગવાન, લો આ તમારી અક્ષમાલા" એમ કહી તેણે લંબાવેલા હાથમાં, મારા ગળામાંની સુંદર મોતીઓની માળા કાઢી, મૂકી, સ્નાન કરવા ગઇ. પછી મહાપરાણે, મન મારીને, હું ઘેર ગઈ અને કન્યાન્તઃપુરમાં ગઇ. પણ મારું મન વિરહે વ્યાકુલ હતું. મને કાંઈ સમજ જ પડતી નહોતી. હું ઘેર આવી છું કે ત્યાં જ છું, એકલી છું કે સખીઓ સાથે છે, મૂંગી છું કે પ્રલાપ કરું છું, જાગું છું કે ઊંઘું છું, રોઉં છું કે નથી રોતી, આ તે સુખ છે, દુઃખ છે કે ઉત્કંઠા, વિરહ કે વહ્નિ છે ? આ તે દિવસ છે કે રાત, સ્વપ્ન છે કે સત્ય તે જ સમજી શકતી નહતી. તેમજ શુ કરું ? ક્યાં જાઉં ? શું સાંભળું ? શું બોલુ ? કોને કહું ? આનો તે શો ઉપાય ?–એમ, કામના વિકારને નહિ જાણતી હોવાથી મારા મનમાં ઘર્યાં જ કર્યું. મેં બધાં જ પરિજનોને કાઢી મૂક્યાં, એનો જ વિચાર કરવા લાગી, વ્યાકુળ મને ત્યાં જ જવા ઇચ્છવા લાગી. જાણે તેના તરફથી આવતા સુગંધિત પવનને જ પામવા મથતી, તેની ખબર સાંભળવા ઉત્કંઠિત અને કાનમાં પહેરેલી મંજરીના સ્પર્શથી તેને જ સ્પર્શવાનું સુખ પામતી, તેના સ્વરને સાંભળ્યાનું સુખ અનુભવતી, રોમાંચિત શરીરવાળી બની, તે દિશામાં પડતી બારીમાં જઈ, એ તરફ દૂર દૂર સુધી નજર નાખતી ઊભી રહી.

મારી તાંબુલવાહિની તરલિકા નામે છે. એ મારી સાથે સ્નાન કરવા અચ્છોદ પણ આવી જ હતી. ઘણીવાર પછી, એવી સ્થિતિમાં ઊભી રહેલી મને, તેણે આવીને કહ્યું :

"સરોવરે સ્નાન કરવા આવેલા તે બે તાપસકુમારોમાંથી જેણે

આપને આ પારિજાતની મંજરી આપી છે તેણે પેલા બીજા કુમારની નજર ચુકાવી, ઘણા જ છૂપા નિઃશબ્દ પગલે આવી, ખીલેલી લતાઓથી છવાએલા મંડપમાં મારી પાસે આવીને, મને આ પ્રમાણે આપને વિષે પૂછ્યું છે : 'હે બાલિકા, આ કોની કન્યા છે ? કોનું બાળક છે ? એનું નામ શું ? એ ક્યાં જાય છે ?'

"મેં જવાબ આપ્યો : 'એ શ્વેતભાનુની અંશભૂત અપ્સરા ગૌરીનાં પુત્રી છે. અને તેમનું નામ મહાશ્વેતા છે. તથા તે હેમકૂટ જાય છે.'

"એ સાંભળી, થોડો વખત મૌન રહી, વિચાર કરી મને કહેવા લાગ્યા :

"બાલે, તારી આકૃતિ બતાવે છે કે તું ખૂબ સરળ હૃદયની છે; માટે તને એક વિનંતી કરવા માગું છું.'

"'હું તે કોણ માત્ર, જે આપ આમ બોલો છો ? આજ્ઞા કરો.'

"એ સાંભળી પોતે ધારણ કરેલા ઉત્તરીયમાંથી એક સ્થળેથી એક પટ્ટી ફાડી પોતાની ટચલી અંગુલિ વડે તે પર કાંઇક લખી, તે મને આપી, કહ્યું: 'એ કુમારિકા જ્યારે એકલી હોય ત્યારે તેને આપજે.' એ તમે લ્યો."

આનંદિત મને તે પત્રિકા મેં લીધી અને વાંચી. તેમાં લખ્યું હતું : "શ્વેતમોતીની માળાથી લોભ પામતો મારો અનુરાગ કમળની દાંડીની આશા બતાવીને દૂર લઇ જવાતા હંસની જેમ, દૂર લઇ જવાયો છે." એ આર્યાને જોઈને મારા મન ઉપર ઘણી ઊંડી અસર થઇ અને હું આતુર બની. તેને '(દાસીને) ફરી દર્શન કરવા મળ્યું માટે મહાન પુણ્યવતી ગણતી અત્યંત આદરથી તેને જોવા લાગી અને અનુનયપૂર્વક પૂછ્યું : "તું કેટલો વખત ત્યાં રહી ? તે કેવી રીતે તને મળ્યો અને શું પૂછ્યું ? તેણે શું શું કર્યું ?" એમ વારંવાર પૂછવા લાગી. બધાં પરિજનોને ત્યાં આવવાની મના કરી, જેમ તેમ તે દિવસ કાઢ્યો.

ભગવાન સૂર્યનારાયણ અસ્ત પામ્યા ત્યારે છત્રગ્રાહિણીએ આવી મને કહ્યું : "તે બે ઋષિકુમારોમાંનો બીજો આવ્યો છે અને દ્વાર પાસે ઊભો છે.

તે તમને મળવા માગે છે. વળી તે 'અક્ષમાલા લેવા આવ્યો છું' એમ કહે છે."

'મુનિકુમાર' શબ્દ સાંભળીને જ, તે આવ્યો હશે એમ શંકાથી, બીજા કંચુકીને બોલાવી તેને પ્રવેશવા આજ્ઞા કરી; પણ થોડા સમયમાં જ તેના મિત્ર કપિંજલને આવતો જોયો. તેનો દેખાવ વ્યાકુળ હતો. તેને સત્કારી, ભૂમિ પર જ, તેની સામે હું બેઠી. તેણે તરલિકા સામે જોયું એટલે મે તેને દૂર મોકલી દીધી. પછી તેણે કહ્યું :

'રાજપુત્રિ, શું કહું'? જે વસ્તુ હું કહેવા આવ્યો છું તેને, મારો વેશ તેમજ અવસ્થા તથા આ સ્થાન અનુકૂળ છે કે નહિ તેની મને ખબર નથી. મારી ઘણી અનિચ્છા છે પણ મારો ઉપાય નથી. ગમે તે ઉપાયે મિત્રના પ્રાણ બચાવવા જરૂરી છે માટે કહેવું પડે છે. તમારી સમક્ષ જ મેં તેને કઠોર વચનોથી ઠપકો આપ્યો હતો. પછી હું અન્ય પ્રદેશમાં પુષ્પ વીણવા ગયો. તમારા ગયા પછી મારો વિચાર બદલાતાં, એ શું કરે છે એ જોવા હું પાછો વળ્યો. પણ મે તેને લતામંડપમાં જોયો નહિ. એ મોહવશ બનીને તમને જ અનુસર્યો હશે એમ લાગવાથી, અથવા મને જ શોધતો હશે એમ માની, ત્યાં થોડો સમય ઊભો રહ્યો. નાનપણથી બિલકુલ એકબીજા વિના રહેલા નહિ, એટલે મારા શબ્દોથી અકળાઇ કાંઇ અવળું કર્યું હશે તો ? એ શંકાથી તેને, આમતેમ જોતો, ખોળતો, ચારે તરફની કુંજોમાં ફર્યો. ત્યાં એક ગહન લતાકુંજમાં નિશ્ચેષ્ટ બની, જાણે ચિત્રમાં જ હોય તેમ, તેને મેં બેઠેલો જોયો. એથી વિષાદ પામી હું વિચાર કરવા લાગ્યો કે કામનો વેગ ખરેખર દુઃસહ છે. નહિ તો, આવા પ્રભાવશાળી તપસ્વી પર પણ એનો પ્રભાવ શાનો હોય ? એને લીધે આ યોગ્યાયોગ્યતા અને જ્ઞાનપ્રજ્ઞા આદિને સાવ જ વિસરી બેઠો છે. અને સામાન્ય માણસની જેમ જ વ્યાકુળ બની રહ્યો છે. એનો તપઃપ્રભાવ પણ નષ્ટ થઇ ગયો છે. ખરે ! કોઇપણ જાતના સ્ખલન વગરનું યૌવન સુલભ નથી.

એમ વિચાર કરતો કરતો હું ધીરે ધીરે તેની પાસે ગયો અને "સખા પુંડરીક! આ શું?" એમ તેને પૂછ્યું. તો ઘણા સમય સુધી રુદન કરવાથી અને અનિમિષ રહેવાથી લાલ બનેલી આંખો તેણે મારા તરફ ફેરવી. અને લાંબો નિઃશ્વાસ નાંખી, શરમથી અચકાતા શબ્દે કહ્યું : "ભાઈ કપિંજલ, જાણવા છતાં તું મને શું પૂછે છે?"

આ સાંભળી મને પણ થયું જ કે એ વિકારનો બીજો કોઈ ઉપાય નથી. છતાં શક્તિ પ્રમાણે તેનેતે માર્ગેથી વાળવાનો પ્રયત્ન કર્યો—શું આ કરવા માંડયું છે? તે ગુરુનો ઉપદેશ છે કે ધર્મશાસ્ત્રમા વાંચેલું છે? ધર્માર્જન કે તપનો બીજો કોઇ પ્રકાર છે? સ્વર્ગગમનનો માર્ગ છે? વ્રતરહસ્ય છે? મોક્ષમાર્ગપ્રાપ્તિ છે? કે નિયમ પ્રકાર છે? તારા જેવા નિયમને અનુસરનાર મહાત્માને તો આ જરા યે શોભતું નથી. કામદેવની તે શી મગદૂર કે એ તારા પર પ્રહાર કરે?"

પણ મને અટકાવી, આંસુથી તરબોળ બનેલી આંખોને લૂંછી, હાથ પકડી મને કહેવા લાગ્યોઃ

"તમે સ્વસ્થ છો. બહુ કહેવાથી શું? બીજાને ઉપદેશ દેવો સહેલો છે. પણ જેને મર્મ, લાગણી અને યોગ્યાયોગ્યનું ભાન હોય તેને ઉપદેશ દેવાનો અર્થ છે. હવે તો ઉપદેશ દેવાનો અને ધીરજ રાખવાનો પણ સમય ગયો. તમારા જેવો મારે બીજો કોઈ હિતકર મિત્ર નથી જેનું હું માનું. પણ અહીં તો લાચાર છું. મારી જાતને અટકાવી શકતો નથી. હવે તો જીવું છું ત્યાં સુધીમાં આ મોહાવસ્થાનો ઉપાય કરવાની ઈચ્છા છે. શરીર બળી જાય છે, હૈયું ઉકળી જાય છે. અને નજર બંધ થઇ જાય છે. માટે તને જે યોગ્ય લાગે તે કર."

એ પછી પણ વારંવાર દલીલો અને શાસ્ત્રવચનાદિથી તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ જ ગયો. અને શીતળ વસ્તુઓનો ઉપચાર કર્યો પણ તેને શાંતિ મળી નહિ. ઊલટું તેનો સંતાપ વધવા લાગ્યો. આથી તો હું મુંઝાયો અને શોકાતુર થયો. છેવટે કામની અપ્રતિહત શક્તિનો વિચાર કરતો તથા ભાવિ પ્રબળ છે એમ માનતો, અન્ય કોઇ

ઉપાયે એને સમજાવવાના અંગ નથી એમ લાગતાં, વિચારમાં પડ્યો. એને કોઈ પણ સારા ઉપાયે બચાવવો તો જોઈએ જ. અને તે તમારા મેળાપ વિના શક્ય નથી એમ લાગ્યું. જે કરવું હોય તે તુરત કરવાની જરૂર પણ મને લાગી. સમય ખોવા જેવું રહ્યું જ નહોતું. તેથી હું તમારી પાસે આવવાનો વિચાર કરવા લાગ્યો. અને રખેને શરમાદિ મને અટકાવે એમ માની, એને કહ્યા વિના જ, બહાનું કાઢી અહીં આવ્યો છું. આ સ્થિતિમાં આવા પ્રેમને, મારા આગમનને અને તમને જે યોગ્ય લાગે તે કરો."

કપિંજલનું આ વચન સાંભળી હું જાણે સુખના સાગરમાં ડૂબતી હોઉં એમ મને લાગ્યું, અને હું ચિંતવવા લાગી: મને સંતાપે છે તેમજ એને પણ અનંગ સંતાપે છે તે એક સદ્ભાગ્ય જ છે. એ જ એક સગો છે. અને બધું સંપાદન કરે છે આવે વખતે મારે શું કરવું યોગ્ય છે?

આ વિચાર ચાલતો હતો તે જ વખતે એક પ્રતિહારીએ આવી જણાવ્યું: 'તમને અસ્વસ્થ જાણી દેવી ખબર કાઢવા આવ્યાં છે.' આ સાંભળી ઘણા માણસોના સંસર્ગમાં આવતાં ગભરાતા કપિંજલે ઊઠીને કહ્યું: 'રાજપુત્રિ, સમય થઈ આવ્યો છે. સૂર્યાસ્ત નજીક છે. હું તમને નમસ્કાર કરું છું. એટલી જ મારી શક્તિ છે.' જવાબની રાહ પણ જોયા વિના, રાણીના માણસોથી બારણાં ભરાયાં હોઈ, જેમ તેમ માર્ગ કરી એ ચાલ્યા ગયા.

મારી પાસે આવી, લાંબો વખત રહી માતા પોતાને સ્થાને ગઈ. પણ હું અન્યમનસ્ક હતી. એણે શું કહ્યું, કર્યું, તેનો મને ખ્યાલ પણ ન રહ્યો.

પછી વિહ્વળ બની હું, રાત્રીનો અંધકાર શરૂ થતાં તરલિકાને કહેવા લાગી: 'તું મારી વિહ્વળતાને જોતી નથી? શું કરવું યોગ્ય છે તે સમજાતું નથી. જો જાઉં તો માતાપિતાની મર્યાદાનો ભંગ થાય છે; ન જતી, તો મારી તેમજ એ મુનિકુમારની પણ આવી શોચનીય દશા છે. તે ઉપરાંત મુનિબાળક કપિંજલે જે વિનંતી કરી તેની અવ-

ગણુના 'પણ થાય. ધર્મ મર્યાદાનો ભંગ કરતાં પહેલાં હું તો મરણને પસંદ કરું. પણ એમ કરતાં કોઇ પણ મુનિકુમારનું જીવન જોખમમાં આવી પડે એમ છે એ પણ મહા ધર્મસંકટ છે.'

હું આમ કહેતી હતી ત્યાં જ પૂર્વ દિશાને, વસન્તમાં ફૂલોની રજથી વનરાજી ધૂસર થાય એમ ધૂસર બનાવતો ચંદ્રોદય થયો. એટલે ચંદ્ર, કામ, વસંત અને મલયજ પવન ચારે આતુરતા પેદા કરનાર એકઠા મળ્યા છે, એમ વિચારતાં મને મૂર્ચ્છા આવી. અનેક ઉપચારોને અંતે તેમાંથી મને ભાન આવ્યું ત્યારે રુદન કરતી તરલિકા કહેવા લાગી:

'મને મોકલો તો આપને આપનો હૃદયનાથ લાવી આપું, અથવા આપણે જ જઇએ.'

એ સાંભળી દિલને વ્યાકુળ બનાવનાર તેની પાસે જવા હું ઊઠી. એ વખતે જ જમણી આંખ ફરકી અને અપશુકન થયા. એથી શંકા પામેલી હું, પેલી અક્ષમાલા પહેરી, જાતને કપડાંમાં ઢાંકી દઇ, આત્મીય જનો પણ ન જુએ એવી રીતે નીકળી, એ મહેલના શિખરેથી ઊતરી. પ્રમદવનના દ્વારમાં થઈ ચાલી. તે વખતે મારી સાથે માત્ર તરલિકા જ હતી. લજ્જા તજાવીને આમ કરાવે એવો પ્રબળ ભાવ હોય ત્યાં અન્ય પરિજનની જરૂર પણ શી? આમ વિચારતી અને અસંબદ્ધ પ્રલાપ કરતી જવા લાગી. એટલામાં સરોવરને કિનારે, લતાપુષ્પોની રજવાળા પગને ચંદ્રકાન્ત મણિઓમાંથી ઝરેલુ જળ ધોતું હતું એવા પશ્ચિમ ભાગના કિનારે, કોઇ પુરુષનો રુદનસ્વર સાંભળ્યો. શંકા તો પહેલેથી જ હતી, એટલે ચિરાતે હૃદયે, 'તરલિકા, આ શું?' એમ પૂછતી ઝડપથી તે તરફ ગઈ. શાંત રાત્રીમાં રુદનના શબ્દો દૂરથી સંભળાતા હતા:

'હા, અરે! હું હણાઇ ગયો, લૂંટાઇ ગયો. દુષ્ટ મદન, તેં આ શું કર્યું? રે પાપી, અવિનીત મહાશ્વેતા, આણે તારું શું બગાડયું હતું? રે ચંડાલ ચંદ્ર! હવે તો તું કૃતાર્થ થયો ને? દક્ષિણાપવન, તારો પણ મનોરથ પૂરો થયો ને? હવે યથેચ્છ વહે. ભગવાન શ્વેતકેતુ પોતાની જાતને લૂંટાયેલી જાણતા નથી. આજે સકળ સદ્‌ગુણ નિરાધાર થયા. હે મિત્ર, તારા

વિના હું કેમ જીવી શકીશ ? મારું તો જગત શૂન્ય થઇ ગયું અને જવાબ આપ '

આ સાંભળીને જ નિષ્પ્રાણ બની હોઉં તેમ, પગને પગને ગેમર પ.તી અને લતાદિમાં ભરાઈ ફાટી ગએલા ઉત્તરીય વાળી, મહાપરાણે, કોઇથી વિચમાઇ ન હોઉ તેમ તે પ્રદેશમાં ગઇ ત્યાં શશિમણિ શિલા પર રચેલી પથારીમાં સૂતેલા અને મને જોઇને 'અપ્રસન્ય' એમ કપિંજલે મોંએથી ચીસ પાડી બેઠેલા, તથા તે જ સમયે પ્રાણહીન બનેલા પુંડરીકને જોયો

એમ જોઇ મૂર્છાના અંધકારમાં પડેલી મે શું કહ્યું કે કર્યું તેનો મને ખ્યાલ જ નથી. છેવટે ભાન આવતા, તેને અડકીને વિલાપ કરવા લાગી

'તારે માટે શું શું કર્યું છે તરલિકાને પૂછ હું દુખી આર્ત અનુરક્ત, અનાથ, અબલા, અગતિકા અને દુખિતા છું તો શા માટે દયા નથી કરતા ? મે શો અપરાધ કર્યો ? શું ન કર્યું ? શા કારણથી ગુસ્સે થઇ છોડી જતા શરમાતા નથી ? હું જ પાપી છું કે હજી પ્રાણ તજી જતા નથી. મારે કોઈ છે જ નહિ ? મારી બાબત તમારી આ દશા થઇ તે અને ધિક્કાર છે હવે મારે જીવીને તથા કુટુંબ; સગાવહાલા વગેરેથી શું કામ છે ? હે વિધાતા, મારા ઉપર દયા કરો '

આમ વિલપતી, તેના હૃદયમાં પેસી જવા માગતી હોઉં તેમ તેને વારંવાર ગોલાવવા લાગી ભેટવા તથા ચુમવા લાગી તથા 'એને જીવાડો ' એમ વારવાર કપિંજલને કહેવા લાગી તરલિકાને ભેગીને તેને પણ રડાવવા લાગી "

આમ કહેતી મહાશ્વેતાને મૂર્છા આવી ગઇ અને તેને પડતી અટકાવવા જલદી જલદી હાથ ફેલાવી ચન્દ્રાપીડે પકડી લીધી તથા આંસુથી ભીના થએલા ઉત્તરીય વડે તે પવન નાંખવા લાગ્યો ધીરે ધીરે તેને ભાન આવ્યુ ત્યારે 'મારી જિજ્ઞાસાને લીધે જ આપને આ કષ્ટ સહન કરવુ પડ્યુ ' એમ કહી વારવાર ક્ષમા માગવા લાગ્યો અને હવે કથા નથી સાંભળવી ' એમ કહેવા લાગ્યો.

એ સાંભળી મહાશ્વેતા બોલી: રાજપુત્ર, તે રાત્રિએ જે પાપી પ્રાણ ન ગયા તે હવે જવાના નથી. મારે પાપીને વળી શોક શો ? પણ તે વજ્રપાત પછી જે આશ્ચર્ય બન્યું અને જેને લીધે હું આ દેહ ધારણ કરું છું તે સાંભળો.

"પછી ઘણો વિલાપ કરી મેં તરલિકાને ચિતા ખડકવા કહ્યું. એટલામાં ચંદ્રમંડળમાંથી એક વિશાળકાય, મહાપુરુષનાં લક્ષણોવાળો, દિવ્યાકૃતિ અને હાથીની સૂંઢ જેવા હાથવાળો પુરુષ નીકળ્યો. તેણે તેને ઉપાડયો અને કહ્યું: 'પુત્રી મહાશ્વેતા, તારે પ્રાણ તજવો નહિ. ફરી તારો આની સાથે મેળાપ થશે.' આમ મેઘગંભીર સ્વરે કહેતો તેને લઈ આકાશમાં ઊડયો. શોકાતુર અને ગુસ્સે થએલો કપિંજલ પણ 'હે દુષ્ટ, તુ મારા પ્રિય મિત્રને ક્યાં લઈ જાય છે ?' એમ કહેતો તેની પાછળ ઊડયો. અને જોતજોતામાં તે સૌ તારામંડળમાં પ્રવેશ્યા. મુનિકુમાર પુંડરીકનો શોક તો હતો જ તેમાં કપિંજલ જતાં હું બમણી વ્યાકુળ થઈ ગઈ. ભયભીત થઈને મૂર્છાવશ પણ થઈ. મહાપરાણે તરલિકાએ મને ભાનમાં આણી. એણે કહ્યું:

'આવા મહાપુરુષો કદી જૂઠું બોલતા નથી, અને ઘણા વિચાર કરવા છતાં, આમને જૂઠું બોલવાનું કારણ જણાતું નથી. ઉપરાંત કપિંજલ ગયા છે તે શું કરે છે તથા તેનું શુ પરિણામ આવે છે, તે જોવા વિના મરવું કોઈ પણ રીતે યોગ્ય નથી. એટલે એ આવે ત્યાં સુધી રાહ જોવી જ જોઈએ. એ બધું જાણ્યા પછી મરણ જ યોગ્ય લાગે તો તેમ કરતાં આપને કોણ અટકાવનાર છે ? એને કોણ લઈ ગયું, ક્યાં લઈ ગયું, અને આ પ્રકારની આશા આપને શા માટે આપી એ બધું પણ જાણવું જોઈએ.'

એના આ કથનથી મને ધીરજ આવી. અને સ્ત્રીસ્વભાવથી, અથવા મૂઢતાથી હું જીવનત્યાગ કરતી અટકી. આશા શું નથી કરતી ? એ રાત્રી એ સરોવરને કિનારે જ વિલાપ કરીને વ્યતીત કરી. કોઈની પાસેથી સમાચાર જાણીને મારાં માતાપિતા તથા સંબંધીઓ બીજે દિવસે મને ખોળતાં ત્યાં આવ્યાં. અને મને ઘણી ધીરજ આપી ઘેર જવા સમજાવવા

થાભ્યાં. તે વખતે મુનિકુમાર પરની પ્રીતિને લીન ધ્યાન રાખવા, સરોવરના સ્નાન કરી મેં વલ્કલ ધારણ કર્યું હતું અને માળા વગેરે ધારણ કરી તપસ્વિનીનો જીવનક્રમ સ્વીકાર્યો હતો. એ જોઇ મારાં માતપિતાને ઘણું દુઃખ થયું પણ મારો નિશ્ચય દૃઢ હતો એથી દુઃખી થએલી માતાએ ઘણું રુદન કર્યું. છેવટે, મને, તમે અહીં જુઓ છો તે શિવાલય બંધાવી આપ્યું. અને માત્ર તરલિકાને જ સાથે રાખી મેં ભગવાન ચંદ્રશેખરનું જ સેવન શરૂ કર્યું. ત્યારથી હું આ સરોવરને જ કિનારે રહું છું. ”

આ બધું સાંભળી ચન્દ્રાપીડને ઘણો ખેદ થયો. મહાશ્વેતાને આશ્વાસન આપતાં તેણે કહ્યું: મરણ પામેલાની પાછળ જીવનનો ત્યાગ કરવો એ ઘણી દૃષ્ટિએ અયોગ્ય છે. જે મરણ પામે છે તેનો મેળાપ એ રીતે થતો નથી. તે તો તેનાં કર્મો પ્રમાણે કોઇક યોનિમાં જન્મ લઈ જ ચૂકે છે. એ ઉપરાંત આત્મહત્યા પણ મહાન પાપ છે. કોઈ પણ કારણસર બળાત્કારે જીવનત્યાગ ન કરવો જોઇએ. કામદહન પછી રતિએ જીવનધારણ કરેલું. અભિમન્યુ પછી ઉત્તરાએ પણ એમ જ કર્યું, અને કુરુવંશ ચાલતો રહ્યો. બીજી પણ અનેક રાક્ષસ દેવ મુનિ ગંધર્વ અને મનુષ્ય કન્યાઓ એ પ્રમાણે પતિના મરણ પછી પણ જીવતી રહેલી જણાય છે. જીવનાર માણસ મૃત માણસના ગુણોનું સ્મરણ કરીને તથા અનેક પ્રકારનું પુણ્યદાન તેને નિમિત્તે કરીને, એના મૃત આત્માને સંતોષી શકે છે. મરણ પામનાર માટે તો એ બેમાંથી એક પણ સંભવિત નથી. વળી સંભવે છે કે એ મહાપુરુષે કહેલું સત્ય પણ થાય. તો જીવનારને એ આશા પણ રહે છે તો ખરી જ. મહાત્માઓનો પ્રભાવ અચિંત્ય છે તેમજ ભાવિ વિચિત્ર છે. એના ગર્ભમાં શું છે તેની આપણને ખબર હોતી નથી. આ પ્રમાણે મરણ પામેલા જીવન્ત થયાનાં ઉદાહરણ પણ છે. વિશ્વાવસુની પુત્રી પ્રમદ્વરા સર્પના ઝેરથી મરણ પામી હતી તેને ભાર્ગવના પૌત્ર રુરુએ પોતાના આયુષ્યના અર્ધ ભાગથી સજીવન કરેલી. અશ્વમેધના અશ્વને રક્ષવા ગએલ, અને પોતાના જ પુત્ર બભ્રુવાહનથી હણાયેલ અર્જુનને તેની પત્ની ઉલુપીએ જીવન્ત કરેલો. અભિમન્યુનો અશ્વત્થામાના અસ્ત્રતેજથી હણાયેલ પુત્ર પરીક્ષિત પણ શ્રીકૃષ્ણની કૃપાથી જીવતો થયો હતો.

તપની મહાન સિદ્ધિ અશક્યને પણ શક્ય બનાવી શકે છે. નહિતર પણ શું થાય? નસીબ જ બળવાન છે. નહિ તો, એક જન્મમાં મળ્યા પછી અનેક જન્મો સુધી પ્રાણીઓને વિયોગ રહે છે તે શા માટે રહે? વળી ભાવિ વિચિત્ર છે. કોઈનું એકાન્તિક સુખ એ જોઇ શકતું નથી. માણસ પોતાની ઇચ્છાથી તો શ્વાસ પણ લઈ શકતો નથી. બધું જ ઈશ્વરાધીન છે. માટે તમારે પોતાનો દોષ પણ ન કાઢવો જોઈએ, જાતને નિંદવાની કે નિરાશ થવાની જરૂર નથી. સંસારમાં તો આ પ્રકારની ભયાનક આફતો આવી જ પડે છે. અને ધીરજવાળાં તેને તરી પણ જાય છે.

આમ અનેક પ્રકારે તેને આશ્વાસન આપી, પરાણે પણ ઝરાનાં પાણીથી મુખ ધોવરાવી શાંત કરી.

મહાશ્વેતાના વૃત્તાંતથી જાણે ખેદ પામ્યા હોય તેમ ભગવાન સૂર્ય અસ્ત પામ્યા. અને ધીરે ધીરે આશ્રમ અને સરોવરને છાઈ દેતા સંધ્યાના સુંદર રંગો પ્રગટવા લાગ્યા. એટલે શોકાતુર મહાશ્વેતાએ ધીરે ધીરે ઊઠીને સંધ્યાવંદન કર્યું. ચંદ્રાપીડે પણ ભારે દિલે જલની અંજલિ કરી સંધ્યોપાસના કરી. અને એક બીજા શિલાતલ પર બેઠો. એના મનમાં વારંવાર આ મહાશ્વેતાનો વૃત્તાન્ત યાદ આવ્યા કર્યો. આવાં સુંદર સદાચારી અને મૃદુ જનો પર પણ આવી આફતો આવી પડતી જોઈ તેને ખેદ અને નવાઇ થયા જ કર્યાં. આવું ભયંકર દુઃખ આવી પડ્યાં છતાં મહાશ્વેતા જીવંત રહી શકી તે પણ તેને મન તો એક નવાઈ જ હતી. થોડી વારે તેણે પૂછ્યું:

"આપની પરિચારિકા તરલિકા આપની સાથે છે એમ આપે કહ્યું, તો તે ક્યાં ગઇ છે?"

જવાબ મળ્યો: "મહાભાગ અમૃતમાંથી અપ્સરાઓનું એક કુળ પેદા થયું છે તે મેં તમને કહ્યું જ છે. તેમાં મદમસ્ત આંખોવાળી મદિરા નામે એક કન્યા હતી. એ અત્યંત સુંદર કન્યા સાથે દેવ ચિત્રરથનું લગ્ન થયું હતું. અને તેને એના અનેક સુંદર ગુણો તથા સૌંદર્યને લીધે પટરાણીપદ આપ્યુ હતુ. એક બીજાના ઉપર અપાર પ્રેમ રાખતાં અને સ્નેહમય જીવન

જીવના તેમનો સમય જતાં, અપાર લાવણ્યમયી કાદમ્બરી નામે એક પુત્રી.' થઇ. આખા ગંધર્વલોક, કે ત્રણે લોકનું જીવન જ હોય એવી એ સુંદર હતી. નાનપણથી જ અમે સાથે જમતાં, સૂતાં, બેસતાં, ઊઠતાં, અને એક પ્રાણ અને બે દેહ હોય એવી અમારે મૈત્રી હતી. એક જ સાથે અમે નૃત્યગીત અને ચિત્રાદિ અન્ય લલિત કલાઓ શીખ્યાં. બાળકોને યોગ્ય રમતો રમતાં બચપણ પણ પસાર થઇ ગયું. મારા આ અભાગી વૃત્તાંતથી તેને ઘણો શોક થવાથી તેણે પણ પ્રતિજ્ઞા લીધીઃ મહાશ્વેતા જ્યાં સુધી દુઃખી છે ત્યાં સુધી હું કોઇની યે સાથે લગ્ન કરીશ નહિ; અને તે દરમ્યાન પરાણે મારા લગ્ન માટે પ્રયત્ન કરવામાં આવશે તો હું કોઇક ઉપાયે મારા જીવનનો અંત આણીશ. મહારાજ ચિત્રરથને તેની આ પ્રતિજ્ઞાની ખબર એક કાનેથી બીજે કાને જતી જતી થઇ. એક રીતે સમય જતાં, પુત્રી જુવાન થએલી જોઇ રાજાને શાંતિ મળી નહિ. એકની એક પુત્રી અને તેના પર ઘણો સ્નેહ હોવાથી, તે રખેને કાંઇક સાહસ કરે એમ માની, તેને પોતે તો કાંઇ જ કહી શક્યા નહિ. બીજો કાંઇ ઉપાય નહિ જણાતાં, રાણી મદિરા સાથે વિચાર કરી, ક્ષીરોદ નામના કંચુકી સાથે મને કહાવ્યું:

'પુત્રી મહાશ્વેતા, તું જ હવે આ કાર્યમાં એક માત્ર આધાર છે. અને કાદમ્બરીને સમજાવીને શાંત કરી શકે તેમ છે.'

"તેથી, ગુરુજનોના વચનના ગૌરવને લીધે, તથા કાદંબરી પરના પ્રેમને લીધે, મેં કાદમ્બરીને તરલિકા સાથે સંદેશ મોકલ્યો છે. શા માટે મને દુઃખી થએલીને વધારે દુઃખી કરે છે? મને જીવતી જોવા માગતી હોય તો ગુરુજનોની આજ્ઞા સ્વીકાર."

"એને ગયે થોડો વખત થયો હશે અને તમે આવ્યા, એમ કહીને તે શાંત થઇ.

એટલામાં તારાપતિ ચંદ્ર ઊગ્યો. મહાશ્વેતાને સૂતેલી જોઇને, ચંદ્રાપીડ પણ, વૈશંપાયન માટે વિચે શું ધારતો હશે વિચારી, પત્રલેખા તથા રાજ-

એને શું થયું-થતું હશે એમ વિચાર કરતો કરતો સૂતો અને બીજા શિલાતલ પર નિદ્રાવશ થયો.

રાત પૂરી થઇ એટલે એણે તથા મહાશ્વેતાએ નિત્યકર્મ અને સંધ્યાવંદન કર્યાં. એટલામાં તેજસ્વી, રાજકુટુંબમાં રહેવામાં ચતુર અને સુંદર કેયૂરક નામે ગંધર્વ બાળકની આગળ ચાલતી ચાલતી તરલિકા આવી. આ કોણ એમ વિચારતી લાંબો સમય ચંદ્રાપીડને જોઇ રહી અને પછી મહાશ્વેતા પાસે જઇ, અને વિનયપૂર્વક પ્રણામ કરી, નીચે બેઠી. મહાશ્વેતાએ ઇશારાથી બતાવેલી શિલા પર, કેયૂરક પણ, નમન કરીને બેઠો. એને પણ ચંદ્રાપીડનું અસાધારણ સૌન્દર્ય જોઇ આશ્ચર્ય તો થયું જ હતું. જપ સમાપ્ત થયે, મહાશ્વેતાએ તરલિકાને પૂછ્યું : 'તમે સખી કાદંબરીને કહ્યું હતું ? એણે શો જવાબ આપ્યો ? તે આપણું કહેલું કરશે ? તે કુશળ તો છે ને ?' એના જવાબમાં, 'કાદંબરી કુશળ છે, અને આપને જવાબમાં સંદેશો કહાવ્યો છે તે કેયૂરક આપને કહેશે.' એમ કહ્યું.

પછી કેયૂરકે કહ્યું: 'મહાશ્વેતા, કાદંબરી આપને સ્નેહપૂર્વક કહાવે છે કે તરલિકાએ મને જે કહ્યું તે શુ ગુરુજનોનાં વચનોને લીધે તમે કહેવરાવ્યું છે કે મારી પરીક્ષા કરવા ધારી છે ? કે હુ ઘરમાં રહી છું તે માટે મને ઠપકો છે ? શું એ સ્નેહ ત્યાગવાનો ઉપાય છે કે ભકતજનને છોડવા ધાર્યું છે કે ક્રોધ છે ? તું મારો સ્નેહ જાણે છે છતાં આવો સંદેશો કહેવરાવતાં શરમ પણ નહીં આવી ? તમે તો મધુર બોલનાર છો. તો આવું કટુ બોલતાં કોણે શીખવ્યું ? પોતાના મિત્રના અવસાનના કારણરૂપ આવું તે કોણ કહે ? જે દુષ્ટ કામદેવના અત્યાચારે તમારી આ દશા કરી છે તેને મારા હૃદયમાં શી રીતે પ્રવેશ મળે ? તમારી આ દશા છે ત્યારે મારા મનમાં કોઇના માટે પ્રેમ ઉપજે જ શી રીતે ? ત્યારે શું હું સુખની ઇચ્છાથી લગ્ન સ્વીકારીશ એમ માનો છો ? તે પણ શી રીતે મળે ? તમારે જ કારણે મેં કુમારિકાને સહજ એવી લજ્જા ત્યાગી આવી કઠોર પ્રતિજ્ઞા કરી, માતપિતાનો અનાદર અને કઠોર લોકનિંદાને સહન કર્યાં

તેનું શું ? હવે હું તને પગે પડું છુ. મારા જીવન સાથે જ હું વનમાં ગઈ માટે હવે ફરી એવી વાત કરીશ મા.'

આ સંદેશો સાંભળી ઘણો વિચાર કરી મહાશ્વેતા કહે : 'હવે તો હું પોતે જ આવી જે યોગ્ય હશે તે કરીશ. તમે જાઓ.'

પછી, કેયૂરકને વિદાય કરી, ચંદ્રાપીડને કહે :

'રાજકુમાર, હેમકૂટ પર્વત સુંદર છે. ચિત્રરથની રાજધાની સુંદર છે. ગંધર્વ દેશમાં અનેક આશ્ચર્યકારક વસ્તુઓ પણ છે. જો ખાસ કાર્ય ન બગડતું હોય અને આવવામા તકલીફ પડે તેમ ન હોય, અને મારા પર કૃપા કરી આ વિનંતીને માન આપવા ઇચ્છતા હો તો આ વિનંતી સ્વીકારો : મારી સાથે ત્યા આવી, તે રમ્યતમ હેમકૂટ પર્વત જોઈ તથા કાદંબરીની આ અવળીમતિને દૂર કરી, એકાદ દિવસ આરામ કરી, બીજે દિવસે પાછા ફરી શકશો. મારો શોક પણ અકારણ સ્નેહી એવા તમારી સહાનુભૂતિને કારણે ઓછો થયો છે દુ:ખી જીવોને પણ સજ્જન સમાગમથી શાંતિ વળે છે. અને આપ જેવાના ગુણ પણ, એવા જન-પારકાને સુખી કરવા માટે જ હોય છે.'

ચંદ્રાપીડે કહ્યુ. 'આપનાં દર્શન થયાં ત્યારથી જ હું આપને આધીન છું અને આપ આજ્ઞા કરો તે પ્રમાણે કરીશ.'

પછી ક્રમે ક્રમે તેઓ હેમકૂટને માર્ગે ચાલ્યાં. છેવટે સોનાનાં તોરણોવાળા અને સપ્ત ભૂમિકાવાળા કન્યાઓના નિવાસ આગળ આવી પહોંચ્યાં. મહાશ્વેતાને જોઈ દૂરથી પ્રણામ કરતા પ્રતિહારે તેમને માર્ગ બતાવ્યો. એ માર્ગે, જાણે બીજું સ્ત્રીમય જગત જ હોય એવું સુંદર કન્યા નિવાસસ્થાન ચંદ્રાપીડે જોયુ. ત્યાં ચારે તરફ સુંદર અને સુગંધિત પુષ્પોની રજ ઊડતી હતી. અને રમ્ય શાંતિ પ્રસરી રહી હતી. એ નિવાસમાં મણિ અને રત્નો જડેલી ભીંતો અને ભૂમિ હતી. સ્ફટિક અને નીલમણિના થાંભલા હતા. હજારો અને લાખો સ્ત્રીઓ ત્યાં હોવાને લીધે જાણે ભગવાન બ્રહ્માએ સ્ત્રીઓનું જ એક જગત રચ્યું હોય તેવું તે સ્થળ દેખાતું હતું. જ્યાં જુઓ ત્યાં પૂર્ણ ચંદ્ર શા સ્ત્રીમુખ દેખાતાં હતાં. કોઈ લલિતકળાનો પરિચય કે અભ્યાસમાં,

કોઈ રસિક વાર્તાલાપમાં, કોઇ અન્યનો, એક બીજાનો પરિહાસ કરવામાં, કોઇ નાના નાના ફૂલછોડને સીંચવામાં કે પીંજરસ્થ પંખીઓને ભોજનાદિ આપવામાં, તો કોઇ સેવા કરવામાં, કોઇ સખીને શણગારવામાં, કોઇ પોતાનું જ પડેલું પ્રતિબિંબ જોવામાં, કોઇ તાલ આપીને હંસાદિને નૃત્ય કરાવવામાં, તો કોઇ મેનાને આનંદથી પઢાવવામાં ગુંથાયાં હતાં. બેઉ બાજુએ સુંદર વૃક્ષોવાળો એક સુગંધિત, પુષ્પની રજભર્યો, લાંબો માર્ગ હતો. તે રસ્તે થઇને જતાં આ બધુ જોતો જોતો ચદ્રાપીડ આગળ ચાલ્યો અને એ સર્વનો અનુભવ કરતો તથા શ્રુતિ-મનોહર વાર્તાલાપ સાંભળવા લાગ્યો.

માર્ગને છેડે તેણે એક શ્રીમંડપ જોયો. સૌન્દર્યમાં પણ તે ખરે-ખર શ્રીમંડપ જ હતો. તેની અંદર અનેક સખીઓથી વીંટાએલી, તારા કણિઓ વચ્ચે ચદ્ર જેવી, અત્યત સુકોમળ, રમ્ય, દીર્ઘ, પુષ્પોથી શણ-ગારાયેલા લાંબા વાળવાળી, સોનાની પટ્ટી જેવા તથા ચંદ્રકે શોભતા કપાળ વાળી કાદંબરીને તેણે જોઈ. તેણે કાનમાં પહેરેલાં કમળનાં પ્રતિબિંબ તેના સ્વચ્છ અને સુકોમળ ગાલમાં પડતાં, તેના રંગ સાથે કપોલનો રંગ મળતાં મુખમંડળ પર તેજ ફેલાઇ જતુ. તેનું નાક દીપશિખા જેવું તેજસ્વી અને સીધું હતું. નાકના આભૂષણ તથા દાંત અને હોઠના રંગના મિશ્ર-ણથી તેનું મુખ જાણે સુંદર રંગધાતુમાં ઢકાયું હોય તેમ શોભતું હતું. એ અત્યત મૂલ્યવાન અને તેજભર્યા મોતીના હારની પ્રભાથી શોભી રહી હતી. અને રેશમવસ્ત્રો તથા નૂપુર કટિમેખલા વગેરે ઉચિત અલંકાર તેણે ધારણ કર્યા હતા. સુંદર સખીઓ એની પરિચર્યા કરતી હતી અને સામે ભોંય પર બેઠેલા કેયૂરકને એ પૂછતી હતીઃ ચંદ્રાપીડ કોણ છે? કોનો પુત્ર છે, તેની ઉંમર કેટલી છે, એને ને તમારે શી વાત થઇ? તેનો મહા-શ્વેતા સાથે પરિચય કેવી રીતે થયો? તે અહીં આવશે કે કેમ? એવા તેના પ્રશ્નોના કેયૂરક યોગ્ય જવાબ આપી રહ્યો હતો. અને તે ધ્યાનપૂર્વક સાંભળતી હતી.

દૂરથી તેને જોઇને–કાદંબરીને જોઇને સાગરનું હૈયું ઉલ્લસે તેમ તેનું હૈયું પણ આનંદ પામ્યું અને તેને વિચાર થયો :

'વિધાતાએ મારાં બધાં જ અંગોને લોચન શા માટે ન બનાવી દીધાં ! અથવા આ મારાં નયનોએ કાંઇ પુણ્ય કર્યું હશે તેથી જ આ શ્રેષ્ઠ સૌન્દર્યને તે જોઇ શકે છે. ભગવાન બ્રહ્માએ જ્યારે આનું રૂપ ઘડ્યું હશે, ત્યારે જે તેજ વધ્યું હશે તેનાં જ બીજા તેજસ્વી પદાર્થો બનાવ્યા હશે, તેમના સ્પર્શના શ્રમથી પડેલાં અશ્રુમાંથી જ કમળ સરજાયાં હશે.'

આ પ્રમાણે તે તેની સુકુમારતા અને સુંદરતાનો વિચાર કરતો હતો ત્યાં જ કાદંબરીની તેના પર નજર પડી. કેયૂરકે કહેલ તે આ જ હશે એમ સમજી તેનું અદષ્ટપૂર્વ રૂપ અને સુકુમાર સુંદરતા જોઇ તે વિસ્મૃત થઈ ગઇ અને તેના તરફ જોઇ રહી!

કાદંબરી પરાણે ઊઠી થોડાંક પગલાં ચાલી ઘણા દિવસે મળેલી પ્રિય સખી મહાશ્વેતાને ઘણા હર્ષથી ભેટી. બેઉ બેઠાં એટલે મહાશ્વેતાએ કાદંબરીને ચંદ્રાપીડની ઓળખાણ આપીઃ

"ભારતના પ્રતાપી ચક્રવર્તી રાજા તારાપીડના આ યુવરાજ દિગ્વિજય કરવા નીકળેલા, ત્યાંથી કુતૂહલને લીધે ફરતા ફરતા આ તરફ આવી ચડ્યા છે. પ્રથમ દર્શને જ નિષ્કારણ બંધુભાવ એમને ઉપજ્યો છે. એમના વિનય સહાનુભૂતિ સ્નેહાદિને લીધે ચિત્તવૃત્તિ સહેજે ખેંચાય તેવું છે. એ ઘણા સરળ હૃદયના છે અને અત્યંત ગુપ્ત વાતોમાં પણ વિશ્વસનીય છે. ભગવાન બ્રહ્માના રૂપઘડતરના ચાતુર્યને જોવા મળશે એમ માની, ઘણા આગ્રહથી એમને અહીં આણ્યા છે. માટે અપરિચિત છે એમ માની સંકોચ નહિ રાખતાં મારી સાથે વર્તો છો તેમજ એમની સાથે પણ વર્તન રાખજો."

આમ કહેતાં જ ચંદ્રાપીડે પ્રણામ કર્યાં અને કાદંબરીએ પ્રતિ-પ્રણામ કર્યાં. પછી કાદંબરી અને મહાશ્વેતા એક જ પલંગ પર બેઠાં. એક પરિજને ઉતાવળે આણેલા અને શયનીયના ઉશીકા તરફ મૂકેલા આસન પર ચંદ્રાપીડ પણ બેઠો. કાદંબરીએ મહાશ્વેતાના પગ પખાળ્યા અને પોતાના ઉત્તરીય વસ્ત્રે તેને લૂછ્યા પછી ફરી પલંગમાં બેઠી. તેની સખી જેવી અને વિશ્વસનીય મદલેખાએ ના કહેતા. ચંદ્રાપીડના ચરણ પણ પરાણે પરાણે ધોયાં અને સ્વાગત કર્યું. મહાશ્વેતાએ કાદંબરીને ખભે હાથ મૂકી તેની કુશળતા પૂછી. ઘરે રહેવાનો જાણે પોતે અપરાધ કર્યો હોય એમ શરમાતી કાદંબરીએ એનો જવાબ આપ્યો. પછી પાનબીડું આપવા જતી તેને મહાશ્વેતાએ કહ્યું: 'હું તો જાણે પરિચિત છું. પણ આ રાજકુમાર મારા અને તારા બેઉના અતિથિ છે. એટલે તેમને જ પ્રથમ આપવું જોઇએ. શરમાળ કાદંબરીને એમ ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે તે બીડું આપવાનુ સ્વીકાર્યું. અને મહાશ્વેતા તરફ નજર રાખી, ધ્રુજતા હાથે ચંદ્રાપીડને બીડુ ધર્યું, એની સાથે જ, જાણે 'આ દાસજનનો સ્વીકાર કરો' એમ વિનવતી ન હોય એમ લાગ્યું. જયકુંવરના કુંભસ્થળને અફાજેવીથી વધારે શોભતો અને કુદરતી રીતે જ ગુલાબી હાથ ચંદ્રાપીડે ધર્યો. તેમા શરમ અને આકુળતાને લીધે અકળાતાં કુંકણો વગે બોલતો હોય તેવો હાથ લંબાવી કાદંબરીએ તાંબૂલ મૂકી દીધું પછી મહાશ્વેતાને બીજુ પાન આપ્યુ.

એટલામાં કંચુકીએ આવી મહાશ્વેતાને જણાવ્યું: 'ગંધર્વરાજ અને રાણી મદિરાદેવી તમને મળવા ઇચ્છે છે.' એટલે તે જવા ઊઠી. જતાં જતાં ચંદ્રાપીડને ક્યાં બેસાડવા ? એમ પૂછતાં ' જોયા ત્યારથી એ શરીરનાં પણ માલિક છે તો પછી ભવન-પરિજનોનું તો શું ?'' એમને રુચે ત્યાં બેસે'—એમ જવાબ મળ્યો. એટલે ' અહીં જ મહેલની પાસેના પ્રમદવનમાં આવેલા ક્રીડાપર્વત પર ભલે બેસે ' કહી એ ગંધર્વરાજને મળવા ગઇ. ચંદ્રાપીડ પણ તેની સાથે જ નીકળો, લલિત કળાઓમાં

કુશળ કન્યકાઓ સાથે ગયો. એના ગયા પછી કાદંબરી થોડીક સેવિકાઓ સાથે મહેલ પર ચડી અને ચંદ્રાપીડનો જ વિચાર કરવા લાગી:

'મેં આને પહેલાં જોયો નથી છતાં આ અવિચારી કર્યું. મારે માટે એ દર્શનયોગ્ય—હું એને માટે પણ-છે કે નહિ તેનો વિચાર મેં ન કર્યો. હું એવી ચપળ છું. ગુરુજનોની શરમ કે લોકાપવાદનો ભય ન રાખ્યાં કે મહાશ્વેતાના દુઃખનો પણ ખ્યાલ ન રાખ્યો. જડ માણસો પણ આવા વિકારને સમજે જ, તો સખીઓ અને ચતુર મહાશ્વેતાનું તો પૂછવું જ શું? હવે તો શરમાવે તેવા જીવન કરતાં મરણ જ મારે માટે વધુ યોગ્ય છે. શાને લીધે આવું થઇ ગયું તે હું અભાગણી જાણતી નથી. એ ચાલ્યા રાજકુમારનું મારે શું કામ છે?' એમ વિચારતી તે, તેના જ વિચાર અને કલ્પનાચક્ષુએ તેનાં જ દર્શન કરવા લાગી.

ચંદ્રાપીડ ક્રીડાપર્વત પર જઇ બેઠો. અને પરિજનો તેની અનુકૂળતા સાચવવા પડ્યાં હતાં. કેયૂરક પણ ત્યાં જ હતો. ચંદ્રાપીડ વિચારવા લાગ્યો. શા માટે આ નિર્દય મદન મને આતુર કરે છે? આવા વૃથા પ્રયાસ કે દુઃખની શી જરૂર છે? જો મને જોતાં તેની પણ આવી જ દશા થઇ હશે તો થોડા જ સમયમાં જણાશે.' આમ વિચાર કરતો અને સાથે હતાં તેની સાથે વાર્તાલાપ કરતો તે સમય પસાર કરવા લાગ્યો.

ચાલુ ]

# સાક્ષાત્કાર

'લજ્જા'

૧

ઘોર અંધારી રાત હતી. વાતાવરણ ભયંકર હતું. જગદંબાનું મંદિર અત્યારે શાંતિમાં પોઢતું હતું. પાસે જંગલ હતું. અંધકાર જંગલને વધુ ને વધુ ભયંકર બનાવતો હતો. લોકો કહેતાં કે ત્યાં પહેલાં કબ્રસ્તાન હતું. એક જણ અત્યારે જંગલમાં પ્રવેશ કરતો હતો. પાછળ બીજો એક જણ હતો. એણે એક પથ્થર ફેંક્યો. બીજો પથ્થર ફેંક્યો. બીક લાગે તેવો અવાજ કર્યો. આગળનો માણસ વગર જોયે આગળ વધ્યો.

આમળાના વૃક્ષની નીચે પેલો માણસ તદ્દન વસ્ત્રહીન દશામાં સમાધિસ્થ હતો. યજ્ઞોપવીત પણ બાજુએ પડી હતી. પથ્થર ફેંકનાર પેલો માણસ ધ્રૂજતો ધ્રૂજતો ત્યાં સુધી આવ્યો. બીકથી એનું મન ભરેલું હતું, વાતાવરણ એને એથી યે વધુ બિહામણું બનાવતું હતું. હિંમત માંડ માંડ ભેગી કરી એણે બૂમ મારી. પણ પથ્થરની મૂર્તિ જેવો પેલો હાલ્યો યે નહિ. પવનથી પાંદડાં ખખડ્યાં. પેલો પથ્થર ફેંકનાર દોટ મૂકીને પાછો ભાગ્યો!

૨

એ જ જગદંબાનું મંદિર હતુ શિલ્પના ઉચ્ચતમ નમૂના રૂપ મૂર્તિ હતી. પેલો રાતવાળો ધ્યાનસ્થ માણસ અહીં હાજર હતો. અત્યારે તો એ જોરથી રડતો હતો. જમીન સાથે માથું પછાડતો હતો. એનું આક્રંદ હૈયાફાટ હતું:

"ઓ, મા! તું ક્યાં છે? તું મને દર્શન દે. તારી કૃપા મારા પર કેમ નથી ઊતરતી? શુ હું એટલો પતિત છુ કે તું મારી પાસે નથી આવતી? મને બીજું કશુ ન ખપે, હું તો કેવળ તને જ જોવાને તલસું છુ."

આતુરભાવે પ્રાર્થના કરતાં એની આંખમાથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. કલાકો પસાર થયા. સાંજ પડી ગઈ. એ હજુ ત્યાં જ પડ્યો હતો, મંદિરમાં સંધ્યા-આરતીના ઘંટનાદ સંભળાયા. તે વધુ શોકાતુર થઈ ગયો.

"મા, વધુ એક દિવસ પસાર થઈ ગયો, તારાં દર્શન ન જ થયાં."

વ્યથા ઉગ્ર બની. તે વારંવાર પોતાનું મુખ જમીન પર ઘસવા લાગ્યો. તેનું આક્રંદ દયાજનક હતું. વારંવાર તે 'ઓ, મા! . . . ઓ, મા! . . .' એમ બોલતો હતો. લોકો ટોળે મળી ગયા. ઘણાની આંખમાં પાણી આવી ગયાં. એક જણે કહ્યું, "બિચારાની મા મરી ગઈ લાગે છે."

૩

એ વિચિત્ર માણસ તે મંદિરનો પૂજારી હતો. લોકોને એ પાગલ લાગતો.

"ગઈ કાલે પાગલ જેવી ચેષ્ટાઓ કરતો હતો, આજે બાળકની માફક સેવાપૂજા જ કરવામાં લાગી ગયો છે! તે દિવસે પોતાના જ મસ્તક પર ફૂલ મૂકીને કેટલાયે કલાક બાઘા જેવો બેસી રહ્યો. વળી પેલે દિવસે નૈવેદ્ય ધરાવીને જાણે મૂર્તિ ખરેખર આરોગતી હોય એમ ટગર ટગર જોઈ જ રહ્યો હતો! એકવાર કેટલાયે કલાક સુધી આરતી જ બંધ ન રહી! એને તે પાગલ સિવાય બીજું શું કહેવાય?" લોકો વાતો કરતાં.

લોકોની એને પરવા ન હતી. એ પાગલ પણ ન હતો. એને તો સાક્ષાત જગદંબાનાં દર્શન કરવાં હતાં.

એને રોમેરોમ વેદના વ્યાપી ગઈ હતી. દર્શન માટે એ આતુર થઈ ગયો હતો. ભીના ટુવાલને નીચોવીએ એમ જાણે એનું હૃદય કોઈ નીચોવી રહ્યું છે એમ એને લાગતું. ઉદ્વેગનો માર્યો એ ટળવળતો હતો. એને થતું.

"શું આ જન્મે માનું દર્શન મારા નસીબમાં નહિ હોય?"

વિરહપીડા એટલી વધી ગઈ હતી કે એ ખમી પણ શકતો નહિ, અને જીવન અકારું અકારું લાગતું. એવામાં એની નજર મંદિરમાં રાખેલી તલવાર પર ગઈ જીવનનો અંત લાવવાનો નિશ્ચય કરીને એ પાગલની જેમ કૂદ્યો. તે તલવાર પકડે એટલામાં જ જગદંબા ત્યાં પ્રગટ થયાં, અને અચેતન બનીને એ જમીન પર પટકાયો! જગદંબાનો પરમ સાક્ષાત્કાર થઈ ચૂક્યો હતો!

એ પૂજારી તે સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ. *

---

* 'પરમહંસ શ્રી રામકૃષ્ણ' ના આધારે.

# વૈજ્ઞાન-વર્તમાન

## વિષ્ટામાંથી ઉપયોગી ખાતર

**અનાજનો** પ્રશ્ન આપણા દેશમાં મહાપ્રશ્ન બની ગયો છે. 'વધારે અનાજ પેદા કરો 'ની ઝુંબેશ ચાલી રહી છે. આપણા નેતાઓએ આ પ્રશ્નને ખૂબ અગત્યનો ગણ્યો છે અને પ્રજાના સહકારની માગણી કરી છે. અનાજની તંગી દૂર કરવા પેદાશ વધારવી જોઇએ. પેદાશ વધારવા માટે એક તો જમીન સારી હોવી જોઇએ અને બીજું બી સારું વાપરવું જોઇએ. જમીનની ફળદ્રુપતા વધારવા ખાતરની જરૂર રહે છે. વિલાયતી બનાવટી ખાતર થોડો વખત સારો પાક આપે છે, પણ ત્યારબાદ જમીનનો કસ ઊતરી જાય છે. આપણા દેશી ખાતરોમાં એમ થતું નથી. દેશી ખાતર છાણ અને બીજા કચરાને જમીનમાં દાટી દઇને બનાવવામાં આવે છે. આને 'કોમ્પોસ્ટ' પણ કહેવામાં આવે છે. ચીનમાં શાંઘાઇમાં ચીલૂ યુનિવર્સિટીના જમીન વિભાગના પ્રોફેસર જે. રી. રેકોટે માણસના મળનો (વિષ્ટાનો) ઉપયોગ કરી બનાવેલ કોમ્પોસ્ટની અસર પેદાશ પર કેવી થાય છે તે જોવા અનેક અખતરાઓ કર્યા છે. આવા કોમ્પોસ્ટમાં બનાવટી ખાતર પણ ઉમેરવામાં આવ્યું હતું. તેમનાં પરિણામો નીચે પ્રમાણે છે:

(૧) કચરામાંથી બનાવેલુ કોમ્પોસ્ટ, માનવીના મળમાંથી બનાવેલું છાણું અને એમોનિયમ સલ્ફેટ જલદી કામ આપે છે. સાદું કોમ્પોસ્ટ અને કુકરની ગમાણના કચરામાંથી બનાવેલું કોમ્પોસ્ટ ઘણું ધીમું કામ આપે છે.

(૨) માનવીના મળમાંથી બનાવેલ ખાતર ખૂબ સરસ કામ આપે છે. તેમાં રહેલો નાઇટ્રોજન સહેલાઇથી પ્રાપ્ય થાય છે.

(૩) જમીનમાં જુદા જુદા ખાતરો નાખવાથી જમીનની ભેજ ધારણ કરવાની શક્તિમાં ફેરફાર પડતો નથી, એમ લાગે છે.

આપણા દેશમા બજારની પદ્ધતિ ફેરફાર માગે છે ખુલ્લોમાં બજાર જઈ ભળીને નહી ઢાકવાથી રોગ ફેલાવાનો સભવ છે એથી ઊલટુ બજાર ઢાકીને દાટવાથી કીમતી ખાતર બને છે

## જનાવરની વૃદ્ધિ માટે બનાવટી ગર્ભધારણ

કેમ્બ્રીજની કૃષિવિજ્ઞાનની સ્કૂલમા આદરેલો એક અદ્ભુત અખતરો હવે પૂર્ણ થવા આવ્યો છે થોડા વખત પછી ગાય એવા વાછરડાને જન્મ આપશે કે જેની તે સાચી માતા નથી ઢોરની વસતી જલદી વધારવા માટે આવા પ્રયોગો હાથ ધરવામા આવ્યા હતા

જાતીય હોરમોનનો ઉપયોગ કરીને અને બનાવટી રીતે વીર્ય દાખલ કરીને કેમ્બ્રીજ સ્કૂલના નિયામક ડૉ હમ્મન્ડે એવી રીત શોધી કાઢી છે કે એક ઊચી ઓલાદની ગાયને એક સાથે વીસ જેટલા વાછરડાં થાય. એ ગાય પોતે ગર્ભ ધારણ કરીને વીયાતી નથી ગાય ગર્ભ ધારણ કરે અને બચ્ચુ સાવ ઘડાની અવસ્થામા હોય ત્યા જ તેને કાઢી લઈ બીજી ગાયોના ગર્ભમા દાખલ કરી દેવામા આવે છે આ ગાયો પાલક માતા બને છે અને વાછરડાને જન્મ આપે છે આવા વાછરડા ઊચી ઓલાદના થાય છે આ નવી રીતની પુષ્કળ શક્યતાઓ છે જે ગાયો તદ્દન જૂજ દૂધ આપે છે તેમના વાછરડા એવા થાય છે કે દરરોજ છસાત ગેલન દૂધ આપે છે. ઢોરની જાતની સુધારણાના ક્ષેત્રમા પણ આ અખતરો ખૂબ ઉપયોગી નીવડવાનો વળી દુનિયાની જનાવરની વસ્તી વધારવા તેમજ સુધારવા માટે બીજી વિશેષ અદ્ભુત રીતો વિકસાવી શકાય એમ છે

કેમ્બ્રીજના સશોધકોએ શોધી કાઢ્યુ છે કે દિવસના પ્રકાશ ઉપરથી ઢોરને ખબર પડે છે કે એ સમય સજોગ માટે અનુકૂળ છે કે નહી. જુદા જુદા ઢોરો પર પ્રયોગો કર્યા બાદ માલૂમ પડ્યુ છે કે ઘેટીને બનાવટી પ્રકાશમા છેતરી શકાય છે આ રીતે વરસમા તેને બે વાર બચ્ચા પેદા કરી શકાય.

## હિદમાં વિકસતુ વિજ્ઞાન

હિદની ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સશોધન સમિતિએ રાષ્ટ્રીય સશો-

ધન ખીલવણી મંડળ (Natural Research Development Corporation) સ્થાપવાનો નિર્ણય કર્યો છે. સંશોધનનાં પરિણામો ઉદ્યોગોમાં ઉપયોગમાં લઈ શકાય એ તેનો હેતુ છે, અને તેનું સંચાલન અમેરિકા અને ઈંગ્લાંડમાં એવી સંસ્થાઓનું ચાલે છે એ રીતે કરવામાં આવશે. આ યોજનાની વિગતો નક્કી કરવા એક સમિતિ નીમવામાં આવી છે.

આવતા ઓક્ટોબર માસમાં દિલ્હી ખાતે રડર અને અલ્ટ્રા-શોર્ટ અને અતિ સૂક્ષ્મ મોજાંઓ (waves)ના વિષય પર એક ચર્ચા ગોઠવવામાં આવી છે. તે વખતે રડર અને એવાં બીજાં સાધનોનું પ્રદર્શન પણ ભરવામાં આવશે. દેશના રક્ષણ માટે જરૂરી રડર-સંશોધકોને માટે એ વિષયની તાલીમ આપવાનો વર્ગ કાઢવાની ગોઠવણ કરવામાં આવી છે.

રેશમ અને બનાવટી રેશમનો માલ બનાવનાર વેપારીઓના એસોસિયેશન તરફથી પંદર લાખ રૂપિયા હિંદની ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સમિતિને રેશમને લગતી એક સંશોધન પ્રયોગશાળા કાઢવા માટે આપવામાં આવ્યા છે.

આ પ્રયોગશાળા મુંબઈમાં કાઢવામાં આવશે.

કોલસામાંથી બનાવટી પેટ્રોલ તૈયાર કરવાની બે યોજનાઓ હિંદી સરકારની વિચારણા નીચે છે. આ અંગે હિંદી કોલસાના નમૂનાઓ અમેરિકા મોકલવામાં આવ્યા છે.

દેશી ઓસડિયાં માટે વપરાતી વનસ્પતિને લગતી સંશોધન યોજના શરૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. આને લગતું કામ કરવા મધ્યસ્થ ઔષધ સંશોધન સંસ્થા લખનૌમાં શરૂ થશે.

સ્વતંત્ર હિંદમાં વિજ્ઞાનને લગતી બાબતોમાં ખૂબ ખિલવણી થઈ રહી છે એ શુભ ચિહ્ન છે.

હિંદની જૂનામાં જૂની વિજ્ઞાન વિષયક વિદ્વત્સંસ્થા 'માઇનીંગ, જીઓલોજિકલ અને મેટાલરજિકલ ઇન્સ્ટીટ્યૂટ ઓફ ઇન્ડીઆ' એ કલકત્તામાં બધી

વિજ્ઞાન-સંસ્થાઓનો એક મધ્યસ્થ મકાનમાં સમાવેશ કરવાની યોજના ઉપાડી છે. આ યોજનામાં વૈજ્ઞાનિક અને યંત્રોદ્યોગ વિષયક લાયબ્રેરી, વિજ્ઞાનનું મ્યુઝીઅમ અને બીજી સગવડો પૂરી પાડવાની વ્યવસ્થા કરવામાં આવી છે. ઇગ્લેન્ડમાં જેમ રસાયનને લગતી સંસ્થાઓ એક મકાનમાં બેસે છે તેવી જાતની આ યોજના છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં કાર્ય કરનારાઓ વચ્ચે આજે જે અંતર ઊભું થાય છે તે આથી દૂર થવાનો સંભવ છે. આથી સંશોધકો એક બીજાના સંસર્ગમાં આવશે અને કાર્યની ચર્ચા કરી શકશે. આ યોજનામા હિંદની લગભગ બધી વિજ્ઞાન-સંસ્થાઓએ સહકાર આપવાનું નક્કી કર્યું છે.

* * *

ઑસ્ટ્રેલિયાની સરકારે જુદા જુદા દેશોની ચાર યુનિવર્સિટીઓને રાજધાનીના શહેર કેનબેરા નજીક માઉન્ટ સ્ટ્રોમ્બો પાસે વેધશાળા કાઢવાનું આમંત્રણ આપ્યું છે. આમા અમેરિકાની બે, સ્વીડનની એક અને હોલેન્ડની એક-એમ ચાર યુનિવર્સિટીઓ છે. આ વેધશાળામાં ૭૪ ઇંચનું દૂરબીન ગોઠવવામા આવનાર છે. આ વેધશાળાને કેટલાક કુદરતી ફાયદા છે. અહીંઆ લાગલાગટ પખવાડીઆ સુધી આકાશ નિર્મળ રહે છે એટલે ખગોળને લગતાં અવલોકનો માટે આ જગ્યા ખૂબ અનુકૂળ"

# સંગીત કે સંશ્રુત ?

ચિન્તામણિ છ. મહોમેલવાળા

રેડિયો સંગીતની મોજ માણવાનું ઉત્તમ સાધન થઈ ગયું છે. તેનો ફેલાવો સારા પ્રમાણમાં થતો જાય છે. શહેરની શેરીઓમાં ફરતા સો-બસો કદમમાં કોઇ ને કોઇ બાજુથી રેડિયાનો અવાજ આવતો સંભળાય છે. હોટલોમાં ચાલુ વાગતો હોવાથી તેનો અવાજ ઘણીવાર કર્ણકટુ બની જાય છે.

સાંભળવાથી સંગીતનો પૂરો આસ્વાદ મળતો નથી. સંગીત એ સંગીત ખરોખર ગવાયેલું છે, નહિ કે સંશ્રુત ખરોખર સાંભળેલું. ખુદ પોતે ન ગાઇએ ત્યાં સુધી સંગીતનો ખરો આનંદ અજ્ઞાત જ રહે છે.

ગાવું એટલે સ્નાનગૃહમાં કે બેચાર મિનિટની ફુરસદમાં થોડું ગણગણવું, એ નથી. આલાપ સાથે કવિતા, ગીત કે ભજનનો આસ્વાદ માણવો એ સંગીત છે. દરેક જાતનો આનંદ ભોગવવાનું સાધન મન છે. આનંદ માણતી વખતે શરીર નિષ્ક્રિય હોઇ મનમાં કોઇ જાતના બીજા વિચારો આવતા નથી. ત્યાં શાંતિ ને સમતા પ્રવર્તે છે. આ સ્થિતિ સંગીતના આલાપ છેડયા પછી ને ગીત દિલથી ગવાઇ રહ્યા બાદ જ પ્રાપ્ત થાય [illegible]ંગીત સંશ્રુત બનતાં આવી સ્થિતિ ઓછા પ્રમાણમાં મળી શકે તે[illegible] સંગીતનો ખરો આનંદ લૂંટી શકાય નહિ.

સત્યની સાધના[illegible]ને સંગીતને ગાઢ સંબંધ છે. સત્ય તરફની કૂચ શિથિલ ન થતાં વધુ વેગવાળી બને એ માટે તહેવારો યોજાયા છે. તે દિવસોમાં સંગીતનો કાર્યક્રમ અચૂક હોય છે. તેથી મન પ્રસન્ન બને છે. શાંતિ ને સમતાની સ્થિતિ ઊભી થાય છે. સત્યની સાધના માટે શાંતિ ને સમતા ઘણાંજ અગત્યનાં છે. સંગીત, નહિ કે સંશ્રુત સત્ય મેળવવા માટે તૈયારી રૂપ બને છે.

સંગીત સંશ્રુત બનતું જાય છે એ ભય શું નામનો જ છે ? દરેક નાગરિક હોવાનો દાવો કરતા માનવીને ગીત, કવિતા ભજન, દોહરા, બધું મળીને ઓછામાં ઓછી ૩૦૦ લીટીઓ કંઠસ્થ હોવી ઘટે. આ પરીક્ષામાં આપણે કેટલે સુધી પાર ઉતરીશું ? સત્યની સાધના સારુ રોજનાં કામોનો થાક ઉતારી નવો ઉત્સાહ મેળવવા સંગીતનું આટલું સાધું તો જોઇએ જ. નહિ તો તે સંશ્રુત બનશે ને તેના ખરા આનંદથી આપણે વંચિત રહીશું.

# ઓ અભ્ર ! ઓ નદી !

અવિનાશ મુનશી

## ૧ ઓ અભ્ર !

**અરે** ઓ શ્યામરંગી અભ્ર ! તું શું એમ માને છે કે તેં ચાંદ છુપાવી રાખ્યો છે એટલે હું એનાં દર્શન જ નહિ કરી શકું ?

એને નિહાળવા તો હું અત્યારે જીવી રહ્યો છું, એનું પણ શું તને ભાન નથી ?

અને શું તને એવી ખાત્રી જ છે કે આપણી લડતમાં જીત તને મળવાની છે ? હું ચંદ્રને જોઉં એવી તારી ઇચ્છા નથી; અને મારી એને જોઉં જ એવી ઇચ્છા છે. તો, મારી અને તારી વચ્ચે જે રસાકસી ચાલી રહી છે એમાં તારે જીત મેળવવી છે. જીત મળશે એમ શું તું માને છે ?

ના, એ નહિ જ બને. તારા વધારે પડતા આત્મવિશ્વાસ ઉપર હું હસું છું. પણ તારી એ રૂપેરી સ્મિતરેખા હું જોઇ જાઉં છું. એનું જ તેજ છે. એને લઇને જ એ રૂપરેખા છે.

અને કેટલો વખત તું એને છુપાવી રાખીશ ? હું જાગ્રત જ રહીશ, કો મુમુક્ષુની જેમ. તપ હશે તો તપની સિદ્ધિ જરૂર છે, જરૂર છે જ.

## ૨ ઓ નદી !

**નદી** ! તને જોઉં છું ત્યારે ખરેખર મુગ્ધ થઇ જાઉં છું. તારાં વહેતાં પાણીને જોઉં છું ત્યારે લાગે છે કે સૌંદર્ય દોડી રહ્યું છે ! સૌંદર્યની દેવી ! તું અજબ છે !

દિવસના બે સુંદર સમયો—સવાર અને સાંજ—ત્યારે તું ખરેખર અનેરી લાગે છે ! અરે અદ્ભુત લાગે છે ! કુદરતની લીલા કાંઇક સમજાય છે. મને સમજાયું નથી પડતી કે તું તારી તે રંગીન સાડીઓ ક્યાં રાખે છે ?

દિવસ અને રાત, તારું સંગીત સંભળાયાં જ કરે છે. તું થાકતી

પણ નથી ? તારું એ સંગીત મેં બીજે ક્યાંએ નથી સાંભળ્યું. રાત્રીમાં તારું એ સંગીત દૂર દૂર પણ સંભળાય છે, ત્યારે હું ગાંડો બની જાઉં છું. કહે, કહે, એ સંગીતથી તેં કોને નથી મુગ્ધ કર્યાં ?

એ શ્રીકૃષ્ણ જ્યારે વાંસળી વગાડતા હશે અને તું, તારું ગીત રેલાવતી હોઇશ ત્યારે વાતાવરણ કેવું જામતું હશે !

કવિઓએ તારો આશરો લીધો છે. ઋષિઓ તારે કાંઠે વસ્યા છે. ચિત્રકારોએ પણ તારે ચરણે મસ્તક નમાવ્યાં છે. આ વીસમી સદીના ફોટોગ્રાફરે પણ તારાં દશ્ય ઝડપ્યાં છે. અને. . .અને આજનાં યુગલો પણ તારી ઓથે ક્યાં નથી વિહરતાં ?

પર્વતોની ગલીકુંચીઓમાંથી આવે છે ત્યારે તું કેવી લાગે છે ! અથડાતી, પછડાતી તું આવે છે; જાણે તને ચાલતાં જ ન આવડતું હોય !

પણ મને લાગે છે કે તને દોડવાનો બહુ મોહ છે. તું કદીએ ઊભી રહી છે ખરી ?

ખરેખર, તું પળે પળે પ્રગતિ જ કરે છે. શું તું મનુષ્યોને સમજાવવા માગે છે કે જીવનમાં પ્રગતિ જ કરવી જોઇએ ? તું નાના નાના છોડવાઓને કચડતી કચડતી આવે છે ત્યારે તું બહુ આનંદમાં હોય એમ લાગે છે. તું ખાડાઓ અને ટેકરાઓ ઓળંગતી પડતી આખડતી દોડે છે ત્યારે, લાગે છે કે તું અમને કહે છે કે જીવનમાં ખાડાઓ અને ટેકરાઓ જ છે. અને...અને દોડી દોડી તું ક્યાં જાય છે ?

એ અઘોર અને વાત્સલ્યભર્યા અને રમ્ય એવા એ મહાસાગરમાં ! એ મહાસાગરને મળતાં તને જરાએ આંચકો નથી લાગતો ! ઊલટી, તું તો જાણે વધારે જોરથી દોડી જેટી પડે છે !

શું તું એમ સમજાવવા માગે છે કે મૃત્યુ ફક્ત દેખાય છે જ ભયાનક ! પણ એ તો ફક્ત બીજા દેહમાં જવાનો દરવાજો છે ! તું મહાસાગરમાં મળી, સૂર્યની મદદથી ઊંચે જઇ, વાદળું બની પાછી નદી જ બને છે ! સૃષ્ટિનો ક્રમ, પણ આવો ચક્રરૂપ નથી શું ?

જો આમ જ હોય તો તે ખરેખર અદ્‌ભુત જ છે !



# 卐 પ્રસ્થાન-પ્રકાશનો 卐

### ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| પ્રેમનો દંશ | ૨-૮-૦ |
| નવો અવતાર ભા. ૧ થી ૩ | ૬-૦-૦ |
| દૃષ્ટિપરિવર્તન | ૨-૮-૦ |
| કથાવલિ ભા. ૨ | ૨-૮-૦ |
| લગ્નસુખ | ૨-૮-૦ |

### શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ચતુરંગ અને બે બહેનો | ૨-૮-૦ |
| નૌકાડૂબી | ૫-૦-૦ |

### બૃહદ્‌ગ્રંથાવલિ

| | |
|---|---|
| ક્રાન્તિકારની આત્મકથા ભા ૧-૨ | ૫-૦-૦ |
| માતા આસોપાલવ | ૩-૦-૦ |
| દ્વિરેફની વાતો ભા ૨ | ૨-૮-૦ |
| લગ્નપ્રપંચ | ૫-૦-૦ |

### પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| રશિયાનું ઘડતર | ૪-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૩-૦-૦ |
| સાબરમતી | ૨-૮-૦ |
| ખાંડાની ધાર | ૪-૦-૦ |
| દિનચર્યા | ૩-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવ અંક | ૨-૮-૦ |
| ચુંબન અને બીજી વાતો | ૨-૮-૦ |
| શહીદનો સંદેશ | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ | ૧-૦-૦ |
| અને મહાવીર | ૧-૦-૦ |
| તમને એ નહિ સમજાય | ૦-૧૨-૦ |

### સસ્તી ગ્રંથમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૬-૦ |
| અમેરિકાનું સ્વા. યુદ્ધ | ૦-૮-૦ |
| ક્રાન્તિ | ૦-૧૨-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૬-૦ |
| ઈટાલીનો મુક્તિમંત્ર | ૦-૧૨-૦ |
| ચીનની હાકલ | ૧-૮-૦ |
| ,, ભા ૨ | ૦-૬-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૮-૦ |
| આધીકૃત આશ્રમ | ૨-૦-૦ |
| ઘૂંટાતું હિંદ | ૦-૬-૦ |
| ગુફાનું કમળ | ૦-૦-૬ |
| ક્રાન્તિને માર્ગે | ૦-૮-૦ |
| રૂપિયાનું ઝાડ | ૦-૧૦-૦ |
| પરદેશી કાપડની હરીફાઈ | ૧-૦-૦ |
| ચબૂતરો | ૧-૧-૦ |
| કોયા ભગતની કડવી વાણી | ૧-[illegible] |
| પ્રિન્સ બિસ્માર્ક | ૨-[illegible] |
| કળાકુસુમ | [illegible] |
| કન્યાને પત્રો | ૦-૧૨-૦ |
| જીવનચર્યા | ૧-૦-૦ |
| દરિયામાં ડોકિયું | ૧-૦-૦ |
| જાપાનની યાત્રા | ૧-૦-૦ |
| ચરીબાઈનો ગુનો | ૦-૬-૦ |
| ઑસ્ટ્રોવિઝમ અને બીજી વાતો | ૦-૧૨-૦ |
| લગ્ન કે પ્રપંચ? | ૧-૦-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૧૨-૦ |
| કમાલ | ૦-૬-૦ |
| આપણો આહાર | ૦-૧૨-૦ |
| ગિરિરાજ આબુ | ૧-૦-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | ૨-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર : અમદાવાદ**

પ્રકાશક: રણછોડજી કેસુભાઈ મિસ્ત્રી, ૨૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અ
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, : અમદાવાદ

The KISHOR Regd. No. B 347




આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સંપાદક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

હિંદમાં . રૂા. ૬-૮-૦ પરદેશના રૂા. ૧૦-૦-૦

દર ઇંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય

પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર રાયખડ : અમદાવાદ

# કિશોર

તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી

વર્ષ ૧૪ ૧૯૪૯

અંક ૧૦ ૧૧ ઑક્ટોબર-નવેંબર



એક વાર ફરીથી હું ભાર દઈને કહું છું કે આજના ગૂંચવાડાવાળા જમાનામાં રાજ્યે ઉપર આવી પડતી ફરજ બજાવવા અને સમાજના સાંસ્કૃતિક જીવનમાં માર્ગદર્શન કરાવવા માટે યુનિવર્સિટીએ પ્રજાને નેતાઓ, શિક્ષકો અને વહીવટકર્તાઓ આપવા જોઈએ... આવા જ્વલંત વિકટ માર્ગ પર જનતાને દોરવણી આપવામાં આનંદ માને અને ભાવનાની સિદ્ધિ માને એવા યુવાનો અને યુવતીઓ સર્જવાનું યુનિવર્સિટીઓનું કામ છે.

ચક્રવર્તી રાજગોપાલાચારી







વર્ષ ૧૪ | અંક ૧૦-૧૧

કિશોર

૧૯૪૯
ઓક્ટો૦-નવે૦

# વિક્રમવીર

પુરુષ પુત્ર! તું કંપે છે શું? કાળજડાં કંપાવણહાર!
તને ન આ કાયરતા શોભે, થા શૂરાઓનો સરદાર.
ઝંઝા જેવો જોર-ઝપાટો કરતા છો ને દુશ્મન આજ,
પર્વત જેવો પ્રૌઢ બની જા, વૈરીઓ સૌ આવે વાજ.

પ્રકંપનોના પ્રકોપ કેરા પડકારાઓ સુણતાં વાર
શાકુમે પ્રોત્સાહિત થઈને ગરુડરાજ પ્રત્યુત્તરકાર
ભળ પ્રસારી પાંખ પ્રતાપી ઘૂમે ગગને ગૌરવવંત,
પાંખી નાખી પવન-તુફાનો મનમોજે મ્હાલે જયવંત;

તું યે તેવો ઊછળ બળિયા! ઝૂઝ ઝનૂને રણમેદાન,
નાખ નિસાસા નહિ નિર્બળનાં, મેઘનાદ કર જયજયગાન.

હૃદયશોણિતે રંગાયેલાં રાજવસ્ત્ર ધારી રણધીર,
ધરતો કેરો ધણી બની જા, ધર્મધુરંધર વિક્રમવીર.

પૂજાલાલ

૧૭-૧૧-૪૧

卐

# કિશોરોને

## [પત્રાંક ૨૮]

આ પત્રમાં આપણે ગુજરાતને આંગણે આવેલા એક મહારાષ્ટ્રના પંડિતનો પરિચય કરીશું. એ પંડિતનું નામ **શ્રીપાદ દામોદર ભટ્ટ સાતવળેકર** છે. તેમની ઉમર અત્યારે લગભગ ચોર્યાશી વર્ષની હશે. સતારા જિલ્લામાં ઔંધ કરીને એક નાનકડું રાજ્ય હતું, જ્યાં તેઓ વર્ષોથી **'સ્વાધ્યાય મંડળ'** નામની સંસ્થા ચલાવતા હતા. આ સંસ્થા તરફથી વૈદિક સાહિત્યનાં ઘણાં પુસ્તકોનું પ્રકાશન થયું છે. આ પુસ્તકોનું હિંદી સરળ અર્થવાહી ભાષાંતર પણ કરવામાં આવ્યું છે. જેમ પ્રાચીન કાળમાં મોટા મોટા પંડિતોએ ગીતા પર પોતાની ટીકાઓ લખી છે તેમ પંડિત સાતવળેકરે પણ 'પુરુષાર્થબોધિની' નામની એક વિસ્તૃત ટીકા લખી છે. તેનું ગુજરાતીમાં ભાષાંતર થયું છે.

મહાત્માજીની હત્યા થયા પછી મહારાષ્ટ્રમાં જે તોફાની વાતાવરણ થયું હતું તેની અસર આ પંડિતજીને પણ થઇ અને તેને પરિણામે તેમણે પોતાનું તે સ્થાન છોડયું અને અત્યારે સુરત જિલ્લામાં આવેલા પારડી મુકામે પોતાનુ કાર્ય કરી રહ્યા છે. તેઓશ્રી હમણાં જ અમદાવાદ આવી ગયા. તેમના ઘણાં પ્રવચનો પણ થયાં.

તેમને જોતાં સૌથી વધુ અસરકારક અને પ્રેરક વાત એ છે કે આટલી ઉંમરે પણ તેઓ એક જુવાનથી પણ વધારે શક્તિ ધરાવે છે. 'સૂર્યનમસ્કાર' નામની વ્યાયામ પદ્ધતિના તેઓ આદિ પ્રયોજક છે પોતે પણ દરરોજ તે વ્યાયામ કરે છે. તેમની શારીરિક સ્વસ્થતા, મનની પ્રસન્નતા અને પ્રાણની ધગશ, ફોરતો, આપણે માટે પ્રેરણાદાયી હકીકત છે. આટલી ઉંમરે પણ તેઓ રાતદિવસ પોતાનું કાર્ય ઉત્સાહપૂર્વક કર્યે જાય છે. ખંત, ધીરજ, ઉત્સાહ, ખડતલતા, પ્રસન્નતા, વિદ્વત્તા, એવા અનેક ગુણો આપણે તેમની પાસેથી શીખી શકીએ.

આ ઉપરાંત તેઓ આપણા વેદસાહિત્યના એક જાણીતા સંશોધક અને વિદ્વાન છે. દોસ્તો, આપણી સંસ્કૃતિનાં મૂળ પુસ્તકો જે વેદ કહેવાય છે તે વિષે ઘણા થોડા લોકો યથાર્થ જાણે છે. અરે, તમારામાંના ઘણાએ તેનું દર્શન સુદ્ધાં નહિ કર્યું હોય! પશ્ચિમના દેશોમાં કોઇ એવો ભાગ્યે જ મળશે જેણે પોતાના ધર્મપુસ્તક બાઇબલને જોયું નહિ હોય, મુસલમાન પણ એવો ભાગ્યે મળશે જેણે કુરાનનાં દર્શન નહિ કર્યાં હોય! અને આપણે અનેક પ્રકારની મોટી મોટી વાતો કરીએ છીએ, મોટા મોટા વાદોનાં નામ લઇને મોઢું મલકાવીએ છીએ, પણ આપણી પોતાની સંસ્કૃતિના મૂળનું દર્શન સુદ્ધાં ન કર્યું હોય એ કેવી વિચિત્ર અને દુઃખદ વાત છે! એવા આપણા ગ્રંથોનું યોગ્ય સંપાદન કરીને બની શકે તેટલી સસ્તી કીંમતે તેઓ આપણને આપવા માગે છે. વેદનું રહસ્ય અને તેની વિદ્યા ગૂઢ ગણાય છે. તેને વિષે અનેક પ્રકારના મતમતાંતર છે. આપણને તેની સાથે અત્યારે ખાસ લેવાદેવા ભલે ન હોય, પરંતુ એક દિવસ કદાચ એવો આવે જ્યારે કોઈ મહાપુરૂષ આપણને તેને સમજવાની ચાવી આપે. પં. સાતવળેકરે પણ એક વ્યાખ્યાનમાં આ પ્રકારના અર્થમાં કહ્યું હતું કે આપણી વેદવિદ્યાનો ખજાનો અપૂર્વ છે, પણ તેની ચાવી આપણી પાસેથી ખોવાઇ ગઇ છે. કોઇ વિદ્વાન કે મહાપુરૂષ આપણને એ ભંડાર ખોલી આપે તો તેમાંથી આપણે સમૃદ્ધ, સસ્કારી અને જગતના સાચા અર્થમાં ગુરુ થઈ શકીએ તેટલી અકલ્પ્ય વસ્તુઓ તેમાં ભરી છે. એટલે, દોસ્તો, તેમનો બીજો પરિચય છે વેદસાહિત્યના એક પ્રેમી સંશોધક તરીકેનો.

આ રીતે ભારતીય સંસ્કૃતિના એક અખંડ ઉપાસક તરીકે તેઓ પોતાનું જીવન ગુજારી રહ્યા છે. આપણને તેમના મહાન કાર્યમાંથી પ્રેરણા મળો. આપણે શરીરે સુદૃઢ, મને સ્વસ્થ અને પ્રસન્ન, અને આત્મે ઊંચે ગતિ કરનારાં થઇએ.

લિ૰ તમારો

' અલગારી '

卐

# હું શું કરી શકું?

કુરંગી દેસાઇ

આજકાલ જ્યાં જઇએ ત્યાં દરેક બાબતમાં કંઇ ને કંઇ ફરિયાદ કરતા લોકોને આપણે સાંભળીએ છીએ. "સરકારને કોઇની પડી નથી", "મ્યુનિસિપાલિટી રસ્તા સાફ નથી રાખતી", "રેલવે ખાતું લાંચીઉં થઇ ગયું છે", "કાળા બજારિયાઓને કેમ જોઇએ તેટલી શિક્ષા થતી નથી?"—આ ને આનાં જેવાં વાક્યો ઠેરઠેર કાને પડે છે.

આવાં વાક્યો ઉચ્ચારનાર તેમજ તે સાંભળીને તેમાં હોંકારો ભણનાર વ્યક્તિઓને ભાગ્યે જ વિચાર આવતો હશે કે આ બધી સામાજિક બદીઓને ચાલુ રાખવામાં જાણે-અજાણે તેઓ પોતે પણ ફાળો આપી રહ્યા છે!

નીચે આપેલી પ્રશ્નમાળાના સવાલોનો છાતી ઠોકીને "ના" શું આપણામાંથી કેટલા જવાબ આપી શકીશું? એ સવાલોમાંથી બધાનો નહિ તો અરધોઅરધના પણ નકારાત્મક જવાબ જ્યારે આપણે—આઝાદ હિંદના નાગરિકો—આપી શકીશું ત્યારે જ આપણે આપણા સ્વરાજ્યને સાચા અર્થમાં રામરાજ્ય બનાવવાનો પ્રયત્ન કર્યો ગણાશે.

બીજાનો વાંક કાઢવો એ અત્યંત સહેલી વસ્તુ છે. મહાત્મા ઇસુખ્રિસ્ત પાસે એક અકુલીન સ્ત્રી આવી ત્યારે ત્યાં હાજર રહેલા દરેકે તેને ધિક્કાર આપ્યો. પણ જ્યારે ખ્રિસ્તે કહ્યું કે "જેણે કોઈ દિવસ કશું પાપ ન કર્યું હોય તે જ આ સ્ત્રીને પથરો મારે" ત્યારે કોઇની પથરો મારવાની હિંમત ચાલી નહિ! તે જ પ્રમાણે આપણે આપણા દોષોનો જો વિચાર કરીએ ને તેને સુધારવાનો યત્ન કરીએ, તો આપણે પરનિંદામાંથી બચીને સાચો નાગરિકધર્મ સમજી શકીએ.

અવા આત્મપરીક્ષણમાં મદદ થઇ શકે એવા નીચેના સવાલો છેઃ

## પ્રશ્નમાળા

૧ હું રસ્તા ઉપર કે ટ્રેન–ટ્રામમાં કેળાંની છાલ કે એવો કચરો ફેંકું છું ?
૨ મારા ઘરનાં બાળકોને રસ્તા ઉપર ગંદું કરવા દઉં છું ?
૩ ટ્રામ-બસમાં ચડતી વખતે લાઇન તોડી આગળ જવા પ્રયત્ન કરું છું ?
૪ ટ્રામ-બસમાંથી ટિકિટ લીધા વિના ઊતરી જવાની વૃત્તિ રાખું છું ?
૫ કોઇવાર ટ્રેનની ટિકિટ લેવી રહી જાય તો ટિકિટ તપાસનારને આઠ-બાર આના આપી પતાવી દેવા પ્રયત્ન કરું છું ?
૬ ઘાસતેલ, કપડાં, અનાજની એકાદ વસ્તુ વગેરેના રેશનિંગ ઉપરાંત બહારથી વસ્તુઓ મેળવવાનો પ્રયત્ન કરું છું ?
૭ લગ્નપ્રસંગે જમણવારમાં જે સંખ્યાનો નિયમ બાંધ્યો છે તે તોડું છું ?
૮ મારા નોકરોને લુચ્ચાઈથી કામ કાઢી લેતાં શીખવું છું ?
૯ બાળકો આગળ બેસી ખોટી રીતોની બહાદુરી વર્ણવું છું ?
૧૦ મારા કોઈ સ્નેહી કાળાબજારમાં પકડાય તો તેને સજા થાય તે વખતે સજા કરનારનો વાંક કાઢું છું ?

આમાંના ઘણા સવાલો નજીવા લાગશે. પણ 'ટીપે ટીપે સરોવર ભરાય' એ ન્યાયે આમાંનું થોડું પણ આપણામાંથી દરેક જણ અમલમાં મૂકવાનો નિશ્ચય કરે તો અત્યારની આપણી સ્થિતિ ઘણી સુધરી જાય.

જો દલીલો જ કરવી હોય તો આમાંના દરેકની વિરુદ્ધ દલીલો થઈ શકે. જેમકે, છેલ્લા સવાલના જવાબમાં કોઇ એમ કહે કે "મોટા મોટા કાળાબજારિયાઓને કોઇ ના પકડે ને બિચારો મારા મિત્ર એક બસો રૂપિયાનું કાળુંબજાર, કર્યું તેમાં તેને સરકાર શું કામ સજા કરે ?" પરંતુ આવું નકારાત્મક વલણ રાખવાને બદલે આપણે આમ રચનાત્મક વિચાર

[અનુસંધાન પૃ ૪૮૭

# ઇમાનદાર છોકરો

હરીશ નાયક

## : પાત્રો :

વસંત : એક ગરીબ નિરાશ્રિત છોકરો.
પ્રતાપ : વસંતનો નાનો ભાઈ.
રાજકિશોર : એક નેતા
ભીખુભાઈ : વસંત અને પ્રતાપને આશરો આપનાર એક ગૃહસ્થ.
ડાકટર તથા રસ્તે હરતા ફરતા બે સજ્જનો.

## પ્રવેશ પહેલો

[ એક મોટા શહેરનું બજાર—સ્ટેજ પર આવતાં જતાંનો અને હેવટહેવટનો શોરબકોર ધૂમ ગીરદીનું એક દશ્ય, ફેરિયાઓની બૂમો ! આ બધાંની વચમાં ઉઘાડે પગે અને ફાટેલાં કપડામાં નજરે પડતો એક બાર વર્ષનો નિરાશ્રિત છોકરો એના એક હાથમાં થેલો છે અને તે થેલામાં સામાન છે બીજા હાથમાં ગરણી, બટન અને દિવાસળી એમ વેચવા માટે રાખ્યું છે. તે આ સામાન વેચવા માટે અહીંથી-તહીં દોડાદોડ કરે છે તેનું નામ વસંત છે. તે બૂમ મારે છે ]

વસંત : કોઈ ગરણી લો, કોઈ બટન લઈ લો, કોઈ દિવાસળી લઈ લો ભાઈ.

[ તે ગાતો હોય એમ બોલે છે. પણ કોઈ એને સાંભળતું નથી બધા એને જુએ છે પણ જોઈને આગળ ચાલ્યા જાય છે. એટલામાં એક ખાદીધારી સજ્જન ત્યાં આવે છે. તે મજૂરનેતા પંડિત રાજકિશોર છે. વસંત એમને જોઈને એમની પાછળ દોડે છે ]

વસંત : " સાહેબ, બટન લેશો ? આ દેશી બટન છે સાહેબ. દિવાસળી... "

રાજકિશોર : " મારે કંઈ જોઈતું નથી. "

વસંત : "સાહેબ, કંઈક તો લો. જુઓ આ બટન, કેટલા સસ્તા છે."

રાજકિશોર : "ભાઇ, મારે કંઇ જ જોઈતું નથી, જા, કોઇ બીજાને આપ."

વસંત : "સાહેબ,......એ સાહેબ, આ ગરણી લો. બહુ જ નાની નાનાં કાણાં વાળી છે. ચા બહુ સરસ ગળાશે. સાહેબ..."

રાજકિશોર : "મારે કંઇ જોઇતું નથી, કહ્યું ને એકવાર."

વસંત : "બટન...?"

રાજકિશોર : "નહિ."

વસંત : "દિવાસળી... ?"

રાજકિશોર : "નહિ. નહિ. નહિ."

વસંત : (નમ્રતાથી) "સાહેબ, એક ગરણી તો લઇ જાવ. બે આના તો કિંમત છે ખાલી."

રાજકિશોર : "આ તે કેવો માણસ છે! મારે ન જોઇતી હોય તો પણ લેવી એમ?"

વસંત : "સાહેબ, તમે ૭ પૈસા આપજો બસ?"

રાજકિશોર : "ભાઈ, તું તો ..."

વસંત : (કાલાવાલા કરતો) "એક લો ને સાહેબ હવે, એવું શું કરો છો? ૭ પૈસા..."

રાજકિશોર : (ગુસ્સે થઇને) "ખસી જા અહીંથી. આઘો જા. એકવાર કહ્યું કે કંઈ જોઇતું નથી તો યે માથું ખાઈ જાય છે! જંગલી!"

વસંત : (રડી પડે છે) "સાહેબ, હજી સુધી કંઈ જ વેચાયું નથી. આશા હતી કે તમે કંઈક લેશો. પણ તમે તો...તમે તો...એક ગરણી લો ને, સાહેબ?"

રાજકિશોર : (છોકરાની આંખમાં આંસુ જોઈ, દયા લાવતાં, ગજવામાંથી બે પૈસા કાઢે છે) "લે, તારે પૈસા જોઇએ છે ને? આ બે પૈસા લે ને મારો જીવ ખાતો દૂર જા અહીંથી."

વસંત : " [illegible] સાહેબ. મારે એ પૈસા નથી જોઈતા."

રાજકિશોર : " [illegible] નથી જોઈતા ! કે...મ !"

વસંત : " [illegible] સાહેબ. તમે, આ ગરણી ખરીદી લો ને..."

રાજકિશોર : " એક ગરણીમાં તને શું મળશે ?"

[illegible] પૈસા."

[illegible]કિશોર : "તો એ પૈસા લઈ લે. અને એમ માનજે કે મેં એક ગરણી વેચાતી લઈ લીધી."

[illegible] : "ના રે સાહેબ, એ તો ભીખ કહેવાય. હું ભીખ નથી માગતો. તમે ગરણી જ લઈ લો "

[ રાજકિશોરના મન પર આ વાતની અસર થાય છે. તે ગજવા ફંફોળે છે. પણ ગજવામાં પૈસા નથી હોતા. ]

રાજકિશોર : "ભાઈ, શું કરું, મારી પાસે પૈસા છૂટા નથી. નહિ તો તો હું લઈ લેત તારી આ ગરણી. મારી પાસે નોટ છે."

વસંત : "નો...ટ ? ( માથું ખંજવાળતાં ) છૂટા તો મારી પાસે પણ નથી. હજી સુધી કંઈ વેચાયું જ નથી ને સાહેબ, છૂટા ક્યાંથી હોય !"

રાજકિશોર : "એટલે તો હું કહેતો હતો. કાલે લઈ જઈશ, જા. અથવા તો મારે ઘેર આવીને લઈ જજે. મારું ઘર અહીં માંડવીની પોળમાં આવ્યું છે."

વસંત : (એકદમ) "સાહેબ ! આજે જ લઈ લો ને ! તમે મને નોટ આપો, હું હમણાં જ અહીં ક્યાંકથી છૂટા લઈને આવું છું."

રાજકિશોર : "ભાઈ, તું તો ખરો ચોટણિયો છે. ભલે લે છૂટા લઈ આવ. પણ જલદી પાછો આવજે હોં ?"

વસંત : (ચપટી વગાડતાં) "આ આવ્યો સમજોને સાહેબ ! પણ, .

તમે અહીં જ ઊભા રહેજો હાં ! આંખ મીંચીને ઉઘાડો એટલામાં તો...આ...આવ્યો. ”

[ વસંત દોડતો બજારમાં જાય છે રાજકિશોર ત્યાં જ ઊભા રહે છે. ધીરે ધીરે પંદર વીસ મિનિટ પસાર થઈ જાય છે જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ તેઓ ઉત્સુક થઈને બજારમાં આમતેમ જોયા કરે છે. ત્યાં જ એમનો એક મિત્ર આવે છે રાજકિશોરને ઊભેલા જોઈને તે પણ ત્યાં ઊભો રહે છે. તેમનું નામ ભાઈલાલ છે. ]

ભાઈલાલ : “ જય હિન્દ પંડિતજી, કેમ, અહીં કેમ ઊભા છો ? ”

રાજકિશોર : “ ભાઇ શું કહું ? એક નિરાશ્રિત છોકરો મળી ગયો હતો. કહે ‘ બસ એક ગરણી લઇ લો. ’ છૂટા પૈસા ગજવામાં હતા નહિ. નોટ એને આપી છે. તે છૂટા લેવા ગયો છે. અને હું રાહ જોઇને ઊભો છું. ”

ભાઇલાલ : “ તે છોકરો છૂટા લેવા ગયો છે ને ? ”

રાજકિશોર : “ હા, કેમ ? ”

ભાઈલાલ : “ કેટલી વાર થઇ ? ”

રાજકિશોર : “ પંદર-વીસ મિનિટ તો થઇ ગઈ. ”

ભાઈલાલ : “ મારા સાહેબ ચાલવા માંડો ત્યારે તો, હવે આવી રહ્યો ! ”

રાજકિશોર : “ હેં . ? ”

ભાઇલાલ : જ્યાં હોય ત્યાં હમણાં તો આવા છોકરાઓ હોય છે. ગરીબ ભિખારી નિરાશ્રિત હોવાનો ઢોંગ કરે છે ને પછી લોકોને છેતરી જાય છે—ચોરી કરી જાય છે. ”

રાજકિશોર : “ ભાઇ, એક રૂપિયામાં ઠગાવા જેવું છે યે શું ? ”

ભાઇલાલ : “ એક એક કરતાં જ અનેક થાય છે ને ? પણ હા, ત

તો ગરીબ અને મજૂરોના સેવક છો. લઇ ગયો તો પણ જાણે ઘરમાં જ છે ને!"

રાજકિશોર : (હસીને) "આ બધો એનો જ પ્રતાપ છે ભાઇ! બેઇમાન સાથે બેઇમાની કરવાથી કંઇ બેઇમાની જતી રહેવાની નથી. આપણે કોઇ પર વિશ્વાસ રાખીશું તો કોઇ આપણા પર જરૂર વિશ્વાસ રાખશે."

ભાઇલાલ : "જોઇ લેજો ત્યારે."

રાજકિશોર : "મને તો એ છોકરો ભલો લાગતો હતો. પછી કોણ જાણે! ચાલો, કંઇ નહિ. સમજીશું એક રૂપિયો આપીને એક પાઠ શીખવાનો મળ્યો."

ભાઇલાલ : (ખડખડાટ હસતા) "વાહ! કેવો સરસ પાઠ શીખવાનો મળ્યો. અને તે પણ ભલા છોકરા પાસેથી! તમારા જેવા ભલા માણસો આ દુનિયામાં વસતા ના હોત તો પછી એ લોકોની જાળમાં ફસાય પણ કોણ! ચાલો ત્યારે. હું તો જાઉં છું. જય હિન્દ."

રાજકિશોર : "જય હિન્દ."

[બન્ને જણા જુદે જુદે રસ્તે જાય છે. પડદો પડે છે.]

## પ્રવેશ બીજો

[શહેરની એક પોળ કે જ્યાં મધ્યમ વર્ગના લોકો રહે છે. પોળને નાકે 'માંડવીની પોળ'નું બોર્ડ લાગેલું છે. સાંજનો વખત છે. ધીમો કોલાહલ સંભળાય છે. લોકો બહાર ખાટલા પર કે ઓટલા પર બેઠા છે. એક દૂબળો પાતળો છોકરો જલદી જલદી આવે છે. એના પગ ઉઘાડા છે. કપડા ફાટેલાં છે. એની ઉંમર નવ વર્ષની છે. એની સુરત વસંતને મળતી આવે છે. તે વસંતનો નાનોભાઈ છે. એનું નામ પ્રતાપ છે. તે આવતા જતા માણસોને વચમાં કંઇક પૂછી રહ્યો છે. એના મોઢા પર વ્યગ્રતા છે.]

પ્રતાપ : "ભાઇ, માંડવીની પોળ આ જ છે ને!"

એક માણસ : "હા."
પ્રતાપ : "રાજકિશોર ક્યાં રહે છે ?"
માણસ : "રાજકિશોર ? કોણ રાજકિશોર ?"
પ્રતાપ : "પેલા ભાષણો કરે છે. મજૂરોની વસ્તીમાં પણ જાય છે."
માણસ : "ભાઈ મને ખબર નથી. આગળ પૂછી જો."

[ પ્રતાપ આગળ જાય છે અને એક બીજા માણસને પૂછે છે. ]

પ્રતાપ : "અહીં પંડિત રાજકિશોર ક્યાં રહે છે ?"
બીજો માણસ : "કોણ પંડિતજી ? પે...લા મજૂરોના નેતા છે એ તો નહિ ?"
પ્રતાપ : "હા, હા, એ જ..."
બીજો માણસ : "પેલું ઘર, જો લાઇટના થાંભલા વાળું જ. ઘર આગળ નામનું પાટિયું પણ છે."
પ્રતાપ : ભાઈ તમારો આભાર માનું છું. ભગવાન તમારું ભલું કરે."

[ તે માણસ જતો રહે છે. પ્રતાપ લાઇટના થાંભલાવાળા ઘર આગળ જઈને બૂમ મારે છે ]

પ્રતાપ : "પંડિતજી, અ...રે પંડિત સાહેબ, પંડિત સા...હે...બ !"
રાજકિશોર : (બહાર નીકળી આવી) "કોણ છે ભાઈ ? શું કામ છે મારું ? અંદર તો આવ !"
પ્રતાપ : "જી, મને મારા ભાઈએ મોકલ્યો છે."
રાજકિશોર : "તારો ભાઈ ! (યાદ કરતાં) કોણ છે તારો ભાઈ ? તેનું નામ ?"
પ્રતાપ : "આજે બપોરે તમે એની પાસેથી ગરણી લીધી હતી ને, ચા ગાળવાની..."
રાજકિશોર : ' અરે હા. આજે મેં એક છોકરા પાસે ગરણી લીધી હતી ખરી, અને તેને એક રૂપિયાની નોટ..."

પ્રતાપ : "તે એક રૂપિયાની નોટ વટાવવા ગયો હતો. પણ...જેવો તે છૂટા લઈને પાછો ફર્યો તેવો જ તે એક મોટરની હડફેટમાં આવી ગયો! મોટર તેના ઉપરથી ચાલી ગઈ!"

રાજકિશોર (નવાઈ પામતાં) "શું...! મોટર તેની ઉપરથી ચાલી ગઈ!"

પ્રતાપ : (ધીમા અવાજે) "એના હાથમાંથી પૈસા પડી ગયા. સામાન કોણ જાણે ક્યાં વેરણખેરણ થઈ ગયો. એના બન્ને પગ કચરાઈ ગયા."

રાજકિશોર : (ભય સાથે) "પગ કચરાઈ ગયા...!"

પ્રતાપ : (રડતાં) "અને..અને. એટલે એ તમારી પાસે આવી શક્યો નહિ. તે બેભાન થઈ ગયો. ઘણી મુશ્કેલી પછી એને ઘેર લઈ ગયા. ઘણીવાર પછી તેને જ્યારે ભાન આવ્યું ત્યારે એણે મને સાડા ચૌદ આના તમને આપી આવવા કહ્યું, અને હું સીધો તમારી પાસે આવી પહોંચ્યો."

રાજકિશોર : (પ્રતાપની હથેલીના પૈસા લેવા કરે છે. 'સાડા ચૌદ આના!' 'એક બાળકનો જીવ!' 'હાય રે ભગવાન!' વગેરે. વાહનો સ્વપ્ન જોવે છે.) "વસંત અત્યારે ક્યાં છે?"

પ્રતાપ : "ઘેર જ છે."

રાજકિશોર . "ઘેર બીજું કોણ છે?"

પ્રતાપ : "કોઈ નથી."

રાજકિશોર : "કોઈ નથી?"

પ્રતાપ : હું અને મારો ભાઈ વસંત અમે બન્ને ભીખુભાઈ નામના એક દયાળુ ગૃહસ્થના ઘરમાં રહીએ છીએ..."

રાજકિશોર : "તમારાં માબાપ નથી?"

પ્રતાપ : (ડૂસકાં ખાતાં) "એ તો મરી ગયાં. ગઈ સાલ એ લોકો

પાકિસ્તાન છોડીને હિંદ આવતાં હતાં ત્યાં રસ્તામાં જ એમને બન્નેને કોઈએ મારી નાંખ્યાં, અથવા જીવતા હોય તો પણ તેમની અમને ખબર નથી."

રાજકિશોર : ' કોઇએ મારી નાંખ્યાં ? ભગવાન ! ભગવાન ! ભગવાન ! આ શું થવા બેઠું છે આ દુનિયાનુ ? બચુ, રડ નહિ. હું હમણાં જ તારી સાથે આવું છું."

પ્રતાપ : ' તમે આવશો ?"

રાજકિશોર : "હા ભાઇ, ચાલ, નહિ તો મોડું થશે. તારું ઘર ક્યાં છે ?"

પ્રતાપ · "રાયપુરમાં."

રાજકિશોર : બૂમ મારે છે) "અરે અમરસિંહ, જો હું જરા રાયપુર જાઉં છુ. તું અત્યારે જ ડાક્ટર વર્માને લઇને ત્યા આવ. લે સરનામું તને કાગળ પર લખી આપું છુ. અને જો ડાકટરને એમ કહેજે કે એક છોકરાનો પગ મોટર નીચે આવતાં કચરાઇ ગયો છે. જલદી જા." (અને એમ કહી એક ચિઠ્ઠી પર સરનામું લખી તેને આપે છે.) (પ્રતાપને) ' ચાલ ભાઈ, જલદી ચાલ."

[ પ્રતાપ ચકિત થઈને એમને જોયા કરે છે. પછી આગળ આગળ ચાલે છે. ]

(પડદો પડે છે)

## પ્રવેશ ત્રીજો

[ સ્ટેજ પર એક ઓરડાનુ દૃશ્ય. એક આરામ્ટપી ખાટલો પડયો છે તેન પર વસત સૂતો છે તેણે એક ફાટેલો ધાબળો ઓઢ્યો છે તે થોડી થોડી વાર દર્દથી પીડાતો બૂમ મારી ઊઠે છે

બાબુભાઈ ગુસ્સે થઇને બોલે છે ],

ભીખુભાઈ : "મેં તને કેટલી વાર કહ્યું કે 'ભાઈ જરા જોઈને ચાલ. પણ સાંભળે છે કોણ મારું ! આજકાલનાં છોકરાંને તો બસ હવામાં ઊડવા જોઈએ છે. આવડું મોટું બજાર છે; મોટર, ઘોડાગાડી, સાયકલ, કંઈ નહિ ને કંઈની હડફેટમાં આવી જવાય. કહેતાં કહેતાં થાકી ગયો કે ભાઈ આંખો ઉઘાડી રાખીને ચાલો. પણ મોટા સાહેબ થવાનાં જ સ્વપ્નાં ધોળે દહાડે સેવે તે શું થાય ! લો દોડો હજી. ."

વસંત : "કાકા, ગુસ્સે શું કામ થાઓ છો. આહ ! બહુ દર્દ થઈ રહ્યું છે."

ભીખુભાઈ : "દર્દ તો થશે જ ને હવે. દર્દ નહિ થાય તો શું ગલગલિયાં થાય ! એક મહિના સુધી આમ પડી રહેજે, બૂમો મારતો. કહેતો હતો કે બેટા હોસ્પિટલ ચાલ્યો જા. ત્યાં જઈશ તો કંઈ દવા મળશે તો આરામ થશે."

વસંત : "કાકા, હવે નથી સહન થતું. હવે ..હવે હોસ્પિટલમાં મોકલી દો ...ઓ ઓ ..અરે .."

ભીખુભાઈ ' હું મોકલી આપું ? મારી પાસે કેમ જાણે મોટી દોલત ના હોય તારા બાપની ? ક્યાં ગયો પેલો પ્રતાપ. ? પ્રતાપ ..અરે ઓ પ્રતાપ."

[ પ્રતાપ અને રાજકિશોર પ્રવેશ કરે છે ]

પ્રતાપ : "આ આવ્યો કાકા."

રાજકિશોર : "અરે આ તો દર્દને લીધે બૂમો મારી રહ્યો છે."

ભીખુભાઈ : (એકદમ ચકિત થઈને) "નમસ્તે સાહેબ, જય હિન્દ સાહેબ, ગરીબ છોકરો છે, બીચારો મરી જતો હતો. ટાંટિયા તો ભાગી જ ગયા છે..."

વસંત : (ચકિત થઈને, ભાવાવેશમાં) "તમે ..આવ્યા છો ?"

રાજકિશોર : "ક્યાં વાગ્યું છે, ભાઈ, તને ?"

[ રાજકિશોર પાસે જઇને પગ જુએ છે. કોઇએ ફર્સ્ટ એઇડ આપી છે. પાટો બાંધ્યો છે. એના પગને હાથ અડકાડતાં જ તે બુમ મારે છે. વસંત આંખો બંધ કરીને 'આહ! આહ! કર્યાં કરે છે ]

વસંત : ( દર્દથી કણસતો ) હું...હું મોટરની સાથે અથડાઈ પડ્યો એટલે તમારા પૈસા આપવા ન આવી શક્યો. તમે તો કોણ જાણે શો એ વિચાર કર્યો હશે..."

[ ડાક્ટરને લઈને ભીખુભાઇ આવે છે ]

ભીખુભાઇ : ( સહર્ષ ) "ડાક્ટર સાહેબ આવી ગયા. ડાક્ટર સાહેબ, આ રહ્યો મારો વસંત. ડાક્ટર સાહેબ, મેં એને હળધરવાળું દૂધ પાયું હતું અને અને...થોડોક દારૂ પણ. ત્યારે તો આ આટલો સ્વસ્થ છે. સાહેબ બીચારો ગરીબ છોકરો છે."

[ ડાક્ટર પગ જુએ છે પ્રતપની આંખોમાં આંસુ ઉભરાઈ આવે છે. તે ક્યારેક ભાઇને જુએ છે તો ક્યારેક ડાક્ટરને. રાજકિશોર ઉત્સુકતાથી પૂછે છે. ]

રાજકિશોર : "ડાક્ટર સાહેબ, સારું તો થઈ જશે ને?"

ડાક્ટર : "પંડિતજી, એવું લાગે છે કે એક પગનું હાડકું ભાંગી ગયું છે. ફોટો પાડીને જોવું પડશે. બીજો પગ તો ઠીક છે. પણ એને હમણાં જ હોસ્પિટલે લઈ જવો પડશે. મોડું થયું છે ને તો...."

રાજકિશોર : "તો અત્યારે જ લઇ જઇએ. હું એમ્બ્યુલન્સ કાર માટે હમણાં જ ટેલીફોન કરૂં છું."

ડાક્ટર : "બરાબર છે. એટલામાં હું એક ઇન્જેકશન આપી દઉં."

વસંત : ( આંખો ખોલીને ) "ડાક્ટર સાહેબ, શું કહ્યું તમે? ઇન્જેકશન! ઓ બાપ રે...! પણ હું તો ગરીબ છું!"

રાજકિશોર : "તું ગરીબ છે ભાઇ, પણ તારી પાસે તો એવું ધન છે કે જેને માટે દુનિયા તડપે છે (ડાક્ટરને) ડાક્ટર સાહેબ, જ્યાં સુધી

હું ના આવું ત્યાં સુધી તમે અહીં જ રહો. પૈસાની બિલકુલ ચિંતા કરશો નહિ. એ ગરીબ છે પણ એનામાં એક સદ્‌ગુણ છે જે આજકાલ દુર્લભ છે. એ ઇમાનદાર છે, સાચો છે. અને ઇમાનદારી એ જ મનુષ્યનું જીવન છે. ઈમાનદારી અને સાચ વગરનું જીવન એ મૃત્યુ છે."

ભીખુભાઇ : ખરું કહ્યું તમે પંડિતજી. છોકરો સાચું સોનું છે. હજૂર, એટલે તો હું એમને મારે ઘેર રાખું છું. એ લોકોનાં માબાપને હુલ્લડમાં ક્યાંક કોઇએ મારી નાંખ્યાં. શરણાર્થી છે હજૂર. દોઢ વર્ષથી મારી પાસે જ રહે છે. દિવસ આખો બજારમા મહેનત મજૂરી કરીને કમાય છે. બહુ ઈમાનદાર છે હજૂર અને ઇમાનદારને હમેશાં ભગવાન બચાવે છે. સત્યનો સદા જય થાય છે."

[ ભીખુભાઈ બોલતા બોલતા રાજકિશોરની પાછળ જાય છે ડાક્ટર પ્રતાપની મદદથી ઇન્જેક્શન તૈયાર કરે છે વસંત આંખ બંધ કરી જાય છે, ક્ષણભર માટે એના ચહેરા પર સંતોષ અને કૃતજ્ઞતાની રેખાઓ ઉપસી આવે છે

પડદો ધીમે ધીમે પડે છે; તે વખતે ડાક્ટર ઉભા થાય છે વસંતના હાથે સોય લગાવે છે પ્રતાપ વસંતનું માથું દાબે છે અને પડદો પડે છે. ]

[ સમાપ્ત ]

હિંદી ઉપરથી )

# કાદંબરીની કથા

રામચન્દ્ર નારાયણજી પંડયા એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

'મહાશ્વેતાને ઘણીવાર થઇ, એમ કહી કાદંબરી ઊઠી, અને તેના ઉપરના ભાગમાં ચડી ઝરૂખાવાળા ભાગમાં ઊભી. ચંદ્રલેખાને જ પોતાની સાથે રહેવા દીધી. તેને ભેટી અને હસતાં હસતાં લાંબો સમય પસાર થઈ જવા છતાં તે ત્યાં જ રહી. છેવટે કંચુકીએ મહાશ્વેતા પાછા ફરવાના સમાચાર આપ્યા એટલે નીચે આવી. મહાશ્વેતાના આગ્રહથી સ્નાનાદિ નિત્યકર્મ કર્યાં.

ચંદ્રાપીડે પણ સ્નાન, દેવપૂજા વગેરે કરી આહારાદિ પણ તે જ સ્થળે પતાવી દીધાં. પછી મરકતશિલાના બનાવેલા આસન પર બેસી દિવસનું સૌન્દર્ય જોતો હતો ત્યાં થોડીક કન્યકાઓ અને તમાલિકા સાથે, શ્વેત વસ્ત્રમાં રાખેલા અત્યંત તેજસ્વી હાર લઈને આવતી મદલેખાને તેણે જોઇ: અને તે આવી એટલે તેણે તેનો યોગ્ય સત્કાર કર્યો. થોડીવાર તે જ શિલાતલ પર બેસી, તે હાર તેની સમીપ લઈ જઈ બોલી, "તમે તો બધા જગતને જીતનાર છો. એટલે તમને જે કાંઇ આપીએ તે ઓછું જ છે. આ હાર આપીને કાદંબરી પોતાનો વૈભવ નહિ પણ અનુરાગ જ પ્રકટ કરે છે. તમને જીવિતેશ્વરને તો બીજું શું અપાય ? એટલે આ અતિરેકને કાદંબરી પોતાનો અપરાધ જ માને છે. આ હારનું નામ શેષ છે. એ બધાં રત્નોમાં ઉત્તમ છે એમ માની સાગરે પોતાને ત્યાં અમૃતમંથન વખતે આવેલા વરુણને આપેલો. એમણે ગંધર્વરાજને તથા તેમણે તમને મોકલાવ્યો છે. ચંદ્રને યોગ્ય તો આકાશ જ છે, ધરતી નહિ; એમ તમે જ આ હારને યોગ્ય છો એમ એમણે માન્યું છે. સ્વગુણોથી જ શોભના મહાપુરૂષો બીજાનું મોકલેલું પ્રિય અને સુંદર આભૂષણ સ્વીકારતા નથી પણ સ્નેહને લીધે જ કાદંબરીએ આ મોકલાવ્યું છે. ભગવાન નારાયણના

કૌસ્તુભમણિથી આ હાર કોઇ પણ રીતે ઊતરતો નથી. તમે પણ રૂપ..
તેમના સમાન જ છો, તો આ હાર આપ સ્વીકારો. નહિ તો, મહાશ્વેતાને
અનેક ઉપાલંભ આપી એ પોતાના પ્રાણનો ત્યાગ કરશે. મહાશ્વેતાએ પણ
, એમ જ કહાવ્યું છે" એમ કહી તે હાર તેને પહેરાવ્યો.

"મદલેખા તું વસ્તુનો સ્વીકાર કરાવવામાં ઘણી કુશળ છે, તેમાં
કહેવાનું શું ? દેવી કાદંબરીના ગુણોથી હું તો તેમને વશ જ છું, ચાહે
તે કાર્ય કરવા કહે અથવા રોકે." આમ લાંબે સુધી કાદંબરી સાથે
વાતો કરી તેને રજા આપી. પછી પોતાના પરિજનોને દૂર કરી - હાર
પહેરેલા ચંદ્રાપીડને જોવા કાદંબરી તમાલિકાને સાથે રાખી તે મહેલની
અગાસીમાં ગઈ, અને અનેક પ્રકારના વિલાસથી તેનું મન હરણ કરતી
સૂર્યાસ્ત સુધી ત્યાં જ રહી. દૂર જોઇ ન શકાય એવો સમય થયો એટલે
કાદંબરી અને ચંદ્રાપીડ પોતાને સ્થાનેથી નીચે ઊતર્યાં.

થોડા જ સમયમાં સર્વને આનંદ આપનાર ચંદ્રનો ઉદય થયો. અને
કાદંબરીનાં પરિજનોએ બનાવેલા મોતીમય આસન પર ચંદ્રાપીડ બેઠો.
એટલામાં કેયુરકે આવી કાદંબરી મળવા આવ્યાના સમાચાર આપ્યા. તરત
ઊઠીને જોયું તો થોડા પરિજનો સાથે, બધો વૈભવ દૂર કરી, મદલેખાને
ખભે હાથ મૂકીને આવતી કાદંબરી જોવામાં આવી. એ આવીને સામાન્ય
પરિજનની જેમ જમીન પર બેઠી, એટલે મદલેખાના શિલાતલ પર બેસવાના
આગ્રહને નહિ ગણકારી ચંદ્રાપીડ પણ જમીન પર બેઠો. થોડા સમય
પછી ચંદ્રાપીડ બોલ્યો.

"દેવી, દર્શનથી જ મારા પર અનુગ્રહ થઇ ચૂક્યો છે તો પછી
સંભાવવું મારે શા માટે તસ્દી લીધી ! "

"દેવી કાદંબરીને અનિમંત્રણથી ખેદ થાય છે. માટે આમ
કહેવું રહેવા દો." રાજાએ તારાપીડ કેવા છે, ભારત કેવો મુલક છે, ઉજ્જ-
યિની, રાણી વિલાસવતી, આર્ય શુકનાસ—સૌ વિષે લાંબા વખત સુધી

આ પ્રમાણે વાત કરી. પછી કેયૂરકને ચંદ્રાપીડ સાથે રાખી, મદલેખા સાથે કાદંબરી એની શયનીયની તૈયારી કરવા ગઈ. ચંદ્રાપીડ ત્યાં જ બેઠો બેઠો કાદંબરીની સુંદરતા, નિરભિમાનતા, ગંભીરતા અને મહાશ્વેતાનું નિષ્કારણ વાત્સલ્ય, મદલેખાની નિપુણતા, પરિજનોની મહાનુભાવતા તથા ગંધર્વલોકની રમ્યતા અને સમૃદ્ધિનો વિચાર કરવા લાગ્યો. કેયૂરક તેના ચરણ તળાંસતો હતો. ક્ષણમાં જ હોય એમ રાત વીતી ગઈ. સૂર્યોદય વખતે ઊઠી, મુખકમળ ધોઈ, સંધ્યાવંદન કરી, તાંબૂલ લઈ, કેયૂરકને પૂછવા લાગ્યો: " દેવી કાદંબરી ઊઠયાં છે કે ? તે શું કરે છે, ક્યાં છે ?" તો "ચંદનપ્રાસાદ નીચે મહાશ્વેતા સાથે છે" એમ સમાચાર મળ્યા. એટલે તે તેને મળવા ગયો. કાદંબરીને નમસ્કાર કરી ત્યાં જ રહેલા આસન પર બેઠો. અને થોડો વખત મહાશ્વેતા સામું જોઈને મંદ મંદ હસ્યો એટલે મહાશ્વેતાએ કાદંબરીને કહ્યું :

"તારા ગુણોથી બંધાયેલ ચંદ્રાપીડ હવે પાછા જવા ઇચ્છે છે પણ રજા માગી શકતા નથી. પણ રાજમંડળને તેમના ખબર નહિ હોવાથી ચિંતા થતી હશે. તમારો સ્નેહ અનંતકાળ સુધીનો અને કુમુદચંદ્રના જેવો છે. તો એમને રજા આપો."

પછી કાદંબરીએ ગંધર્વકુમારોને બોલાવી ચંદ્રાપીડને પોતાની ભૂમિમાં મૂકી આવવા કહ્યું. એટલે મહાશ્વેતા અને કાદંબરીને પ્રણામ કરી, તેમની રજા લઈ ચંદ્રાપીડ બહાર નીકળ્યો. કાદંબરી સિવાય બધાં, તેના ગુણથી ખેંચાઈને હોઈ, તેને દરવાજા સુધી વળાવવા નીકળ્યાં. તે બધાં પાછાં નીકળ્યાં-વળ્યાં એટલે કેયૂરકે આણેલા અશ્વ ઉપર આરૂઢ થઇ ચંદ્રાપીડ હેમકૂટથી નીકળ્યો અને અચ્છોદ સરોવરે આવ્યો. ત્યાં આવીને જુએ છે તો ઇન્દ્રાયુધનાં પગલાંને નિશાને નિશાને આવી, પડાવ નાંખીને પડેલું પોતાનું સૈન્ય જોયું. એણે સાથે આવેલા ગંધર્વકુમારોને રજા આપી.

આનંદ અને આશ્ચર્ય પામેલા સૈન્યના લોકોએ પ્રણામ કરેલો તે ભવનમાં ગયો અને રાજાઓને યથાયોગ્ય માન આપ્યું. વૈશંપાયન સાથે કાદંબરી, ગંધર્વલોક, મહાશ્વેતા, કેયૂરક, મદલેખા અને મૃણાલિકા વગેરે વિષે વાત કરતાં અને તેમના જ વિચારો કરતાં રાત વીતાવી.

સવારમાં જ તેણે, કેયૂરકને પ્રતિહાર સાથે પ્રવેશ કરી પ્રણામ કરતો જોયો. દૂરથી જ તેને ' આવ, આવ, ' એમ સ્નેહપૂર્વક બોલાવી સત્કાર્યો અને તેને ભેટી પોતાની સાથે બેસાડ્યો. તેમજ કાદંબરી અને મહાશ્વેતાના કુશળ સમાચાર પૂછ્યા. એને યોગ્ય જવાબ આપી, બીજા જણમાં લાવેલ વસ્તુ ઉઘાડી કાદંબરીએ મોકલેલ વસ્તુઓ બતાવી, ગારુડન જેવાં હરિત અને જાલવગરના પુંગીફલ સુંદર તાંબુલ દલ અને કર્પૂર ચંદનનો લેપ વગેરે બતાવી કહે :

“ દેવ ! કાદંબરી આ વસ્તુઓ વડે આપનો સત્કાર કરે છે. મહાશ્વેતા કુશળ સમાચાર પૂછાવે છે અને મૃણાલિકા, મદલેખા—આદિ પરિજનો પ્રણામપૂર્વક કુશળ પૂછાવે છે. આપને ગયે ગંધર્વલોક આનંદહીન થઈ ગયો છે. મહાશ્વેતાએ કહાવ્યું છે કે મેં તો બધી વસ્તુઓનો ત્યાગ કરેલો છે છતાં આપને જોવાને મારું મન ઝંખ્યા કરે છે. તે અકારણ સ્નેહને તાંતણે બંધાયેલું છે. કાદંબરીનું શરીર અસ્વસ્થ અને અવ્યવસ્થિત છે.” તો ફરી પધારવા કૃપા કરશો. આપની પધારોમાં જ રહી ગયેલો આ ' શેષ ' હાર પણ મોકલાવ્યો છે ચંદ્રાપીડે આ સર્વને મહાશ્વેતાની આરાધનાનું જ ફળ માન્યું અને આ બધી વસ્તુઓ સ્વીકારી માનપૂર્વક ધારણ કરી. એ પછી તાંબુલ ગ્રહણ કરી ઊઠ્યો, માનપૂર્વક રાજાઓને વિદાય કર્યા; અને કેયૂરકને બંને હાથ ઝાલી ગંધમાદન હાથીને જોવા ચાલ્યો. પોતાને હાથે જ તેને ઘાસ નાખી અનેક રીતે તેને પ્રસન્ન કરી, પોતાના પ્રિય અશ્વને જોવા ચાલ્યો તેના અભિપ્રાયને જાણનાર પરિજનો એને એકાંત જોઈએ છે એમ સમજી, એક પછી એક, રજા લઈ ચાલ્યાં ગયાં એટલે એ બે જણ જ ત્યાં રહ્યા. ઇન્દ્રાયુધના ગૃહાનો ચાણુઆર એક

આજુ જરા સરકી ગયો હતો. તેને ઠીક કરતાં કરતાં અશ્વશાળાના ચાંભલાને અઢેલી એણે કેયૂરકને પૂછ્યું :

"મારા આવ્યા પછી ગંધર્વકુળમાં શું બન્યુ? દેવી કાદંબરીએ કેવી રીતે દિવસ પસાર કર્યો? મહાશ્વેતાએ શું કર્યું, મદલેખા શું કહેતી હતી? મારી કાંઇ વાત થઈ હતી?"

કેયૂરકે જવાબ આપ્યો : "મહારાજ સાંભળો તમે નીકળ્યા તે પ્રાસાદની અગાસી ઉપર ચડી ઘોડાના ચાલવાથી ઊડતી ધૂળ દેખાઈ ત્યાં સુધી દેવી કાદંબરી તે દિશામાં જોઇ રહ્યાં અને તે દેખાતી બંધ થઈ એટલે મદલેખાના ખભા ઉપર માથું મૂકી ઘણા સમય સુધી ત્યા જ ઊભાં રહ્યાં. તે પછી પરાણે ત્યાંથી ઊતરી તમે રહેતા તે ક્રીડાપર્વત ઉપર આવી, અહીં તમે ભગવાન શંકરની પૂજા કરી, અહીં બેઠા હતા, સુતા હતા, અહી વાત કરી હતી, એમ વારંવાર તમારા વિષે પરિજનો કહેતાં હતાં તે સાંભળવામાં જ સમય પસાર કર્યો. અને તે જ સ્ફટિકમણિના મહેલમાં, પોતાની અનિચ્છા છતાં, મહાશ્વેતાના ઘણા આગ્રહથી ભોજન કર્યું. ચંદ્રોદયે થોડો વિચાર કરતાં, ત્યાં થોડો સમય રહી શય્યાગૃહ તરફ ગયાં. અને માથું દુખવાથી પીડાતાં ઘણા સમય સુધી આમતેમ પાસાં ફેરવી, અત્યંત દુઃખથી રાત પૂરી કરી. સવારમાં મને બોલાવી, ઠપકા સાથે ખબર લેવા મોકલ્યો.

એ સાંભળી, ત્યાં જવાની ઇચ્છાથી ચંદ્રાપીડ, "ઘોડો, ઘોડો," એમ બોલતો બહાર નીકળ્યો. અને પત્રલેખાને પોતાની પાછળ ઘોડા ઉપર બેસાડી, શિશિર વૈશંપાયનને સોંપી, ઊપડ્યો. કાદંબરીના ભવન પાસે આવી, ઘોડા ઉપરથી ઊતરી, ઘોડો દ્વારપાળને સોંપી, કાદંબરીને જોવાની ઇચ્છાથી, 'દેવી કાદંબરી ક્યાં છે?' એમ સામે જ આવતા વર્ષધરને પૂછવા લાગ્યો. પ્રણામ કરી તેણે કહ્યું : 'મહારાજ, મત્તમયૂરના ક્રીડાપર્વતની નીચે કમલિનીવાળા સરોવરને તીરે હિમગૃહમાં છે.'

એટલે કેયૂરકે બતાવેલા રસ્તે તે આગળ ચાલ્યો, તો કમળોના પત્રોને

લીધે અટકેલાં સૂર્યકિરણોવાળું અને સર્વત્ર લીલા રંગનું હિમગૃહ તેણે જોયું. તે બધી બાજુએ કમળપત્રોથી બરાબર છાઈ દીધેલું હતું. અને અત્યંત સુંદર અને શીતળ સ્થળે ત્યાં તેણે કાદંબરીનાં વિશ્વસનીય પરિજનોને જોયાં.

એને જોઈને એ પરિજનોએ તુરત માર્ગ કરી આપ્યો. તે રસ્તે આગળ જતાં તેણે અત્યંત શીતળ, અને જાણે હિમાલયનું હૃદય જ હોય એવા મંડપમાં, ઉપચાર કરવામા કુશળ પરિજનોને એ જ કાર્યમાં રોકાઇ ગએલાં જોયાં અને સર્વત્ર કમળોના ઉપયોગ અને અસ્તિત્વને લીધે જાણે આખું જગત અને પોતે પણ કમળમય જ થઇ ગયો હોય એમ લાગતું હતું. આખું જ જગત જાણે તુષારમય અને શીતળ બની ગયું હતું. એ અપાર શીતળતામા, પોતાના સખીજનો અને પરિજનોની વચ્ચે અન્ય નદીઓથી વીંટળાયેલી ભાગીરથી જેવી કાદંબરીને પુષ્પ શય્યામાં સૂતેલી તેણે જોઇ. ચંદ્રાપીડના આગમનની ખબર આપવા આવેલ પરિજનોને, વગર બોલ્યે જ, ખરેખર આવેલ છે? ક્યાં છે? કેટલે દૂર છે—એમ પૂછતી હોય એવી કાદંબરીને તેણે જોઈ.

ચંદ્રાપીડે આગળ વધી મહાશ્વેતાને વિનયપૂર્વક પ્રણામ કર્યા અને કાદંબરીને પે પ્રણામ કર્યા. તે શય્યામાં બેઠી એટલે તે પણ બેઠો અને સ્નેહથી વારંવાર હાથ ફેરવવા લાગ્યો. તે ઉપરાંત એને જોઈને વિચારવા લાગ્યોઃ મારું અશ્રદ્ધાળુ હૈયું હજી પણ વિશ્વાસ પામતું નથી. તો હજી પે કુશળતાપૂર્વક પૂછું. અને એમ વિચાર કરી બોલ્યો :

"આ વ્યાધિ જેમ તમને તેમજ મને પણ હેરાન કરે છે. મારો દેહ આપીને પણ તમને મુક્ત કરવા ઇચ્છું છું. ભરપૂર સુંદરતાવાળું તમારૂં શરીર આનાથી અત્યંત ક્ષીણ અને તપ્ત બન્યું છે."

કાદંબરી મુગ્ધા હોવા છતાં પણ તેના કથનનો ગૂઢ મર્મ સમજી ગઈ. પણ એટલું બધું સૌભાગ્ય તે મારૂં ચાનુ હોય એમ અશ્રદ્ધાથી મીન

જ રહી, અને બીજે બહાને જરા સ્મિત કર્યું. એ પછી મદલેખાએ જવાબ દીધો :

"કુમાર, શું કહીએ ? આ સંતાપની તો કાંઈ વાત જ કરી શકાય તેમ નથી. જે જે વસ્તુ તેને ઠંડક આપવા માટે કરીએ છીએ તે તેને સંતાપ આપે છે. કમળના સુંદર શીતળ બિસ પણ અને ચંદનો પ્રકાશ પણ ગરમ લાગે છે." આવો જવાબ સાંભળી, ઘણા સમય સુધી મહાશ્વેતા સાથે સ્નેહભરી વાતો કરતો તે બેઠો અને મહાપરાણે ત્યાંથી નીકળી સ્કંધાવાર તરફ ગયો.

બહાર નીકળ્યો અને થોડેક ગયો ત્યા કેયૂરકે આવી પ્રણામ કરી કહ્યું: "દેવી કાદંબરીને પત્રલેખા પર સ્નેહ ઉપન્યો છે. અને તેને અહીં રાખી જાઓ એવી વિનંતી કરે છે. પછીએ આવશે. આ સાંભળી આપને ઠીક લાગે તે કરો."

"પત્રલેખા નસીબદાર છે કે તેના ઉપર દેવીની આટલી કૃપા થઈ" —એમ કહી તેને રહેવા રજા આપી સ્કંધાવારમાં ગયો. ત્યાં તેના પિતાનો સંદેશ લઈ એક ઘણો જ કુશળ માણસ આવ્યો. દૂરથી જ એને માન આપી તેને રાજા, માતા, પ્રજા, શુકનાસ આદિના સમાચાર પૂછયા.. તેણે પ્રણામ કરી એક પત્ર આપ્યો, એ લઈ એણે યત્નપૂર્વક વાંચ્યો:

"ઉજ્જયિનીથી મહારાજાધિરાજ તારાપીડની યુવરાજ ચંદ્રાપીડને આશિષ. પ્રજા બધી સુખી છે. રાજકુળમાં સૌ કુશળ. પણ તમને નીકળ્યે ઘણો સમય ગયો છે અને સકળ પ્રજા તથા રાણીઓ તમને જોઈ નયનાનંદ લેવા ઘણાં ઉત્સુક છે. માટે અમારી ઇચ્છા છે કે આ પત્ર મળે કે તુરત જ આવો અને અમને સૌને મળો."

સાથે જ એક બીજો પત્ર હતો. તે શુકનાસનો લખેલો હતો. એમાં પણ એ જ વસ્તુ લખેલી હતી. તે પણ વાંચ્યો એટલામાં વૈશંપાયન ત્યાં આવ્યો. તેને પણ તે બેઉ પત્રો બતાવ્યા અને 'જેવી પિતાજીની આજ્ઞા' કહી, તુરત પ્રયાણની નોબત વગડાવી. એ જ સમયે મેઘનાદ નામના સેનાપતિને પડખા રોકાવા અને પત્રલેખાને

લઇને આવવા કેહ્યું અને કાદંબરીને કેયૂરક સાથે કહાવ્યું. પિતાની આજ્ઞાને આધીન થઈ મારે જવું પડે છે. પણ મારું દિલ તો અહીં જ છે. મારે લીધે આપને પણ ઠપકો સાંભળવા વખત આવ્યો. મોટા માણસો પણ અયોગ્ય સ્થળે સ્નેહ બતાવે તો તે નકામો જાય છે. દેવીના તરફ અને જે શરમ આવે છે તેથી યે વધારે મહાશ્વેતાની આવે છે. એમને પણ દેવી કાદંબરી ઉપાલભ આપશે. પિતાની આજ્ઞા માનવી જોઇએ, માટે જ મન હેમકૂટમાં છતાં, હું જાઉં છું. કોઇ વખત વાતવાતમાં આ અવગુણી ચંદ્રાપીડને યાદ કરશો. મહાશ્વેતાને પ્રણામ, તમાલિકા અને મદલેખાને યથાયોગ્ય.

પછી હેમકૂટની રજા લઇ, વૈશંપાયનને સૈન્યનો અધિપતિ બનાવી, પોતે જુવાન ઘોડાઓ ઉપર બેઠેલા લશ્કર સાથે ઊપડ્યો. વચ્ચે વચ્ચે એ પત્રવાહકને ઉજ્જયિનીના સમાચાર પૂછતો અને તેનું મન તો કાદબરીના જ વિચાર કરતું. એ રીતે ઝડપથી પ્રસ્થાન કરનાર તે સાંજને જ સમયે એક જૂના, સૂના જંગલમાં આવી પહોંચ્યો. ત્યા દૂરથી એક લાલ ધજા ઊડતી જોઇ. તે સ્થળે એક ઘરડો દ્રવિડ રહેતો હતો. એ દેવસ્થાનમાં જ રાત રહેવા વિચાર કર્યો.

ઘોડા ઉપરથી ઊતરી ભક્તિભાવે પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યા અને એ પ્રદેશ જોવાની ઇચ્છાથી ફરવા લાગ્યો તો એક અકળાયેલા દ્રવિડને ગોટેથી બોલતો તેણે સાંભળ્યો. કાદંબરીના વિરહે વ્યાકુળ છતાં તે ત્યાં ગયો અને એની મશ્કરી કરતા, તેની સાથે કજિયો કરતા પોતાના સૈનિકોને વારી, મધુર વચનથી તેને પૂછવા લાગ્યો. એ માણસે જૂના સમયમાં પોતે કેવો શૂરવીર હતો તેની બડાશભરી વાત કરવા માંડી એથી વિનોદ પામેલા તેણે, તેને, ઓળખાણ થતાં બીડું અપાવ્યું. સર્વ લશ્કરની સૂવાની વ્યવસ્થા થઇ. એક સ્થળે ઇન્દ્રાયુદ્ધને બંધાવ્યો ત્યાં પ્રતિહારે તૈયાર શય્યાના સમાચાર આપ્યા એટલે એ ત્યાં ગયો. અને ત્યાં બેઠો એટલે વળી પેલું દુઃખ યાદ આવ્યું. સૌ રાજાઓને રજા આપી, સૌની સાથે બોલવાનું બંધ

કરી, આંખો મીંચી, હેમકૂટની સુંદરતા અને ગંધર્વલોકને જ યાદ કરવા લાગ્યો. મહાશ્વેતાની ભલાઈ, કાદંબરીનું સૌંદર્ય, અને મદલેખા તથા તમાલિકા તેને યાદ આવવા લાગ્યાં. કેયૂરક યાદ આવ્યો. કાદંબરીને હિમ-ગૃહમાં જોઇ હતી તે જાણે નજરોનજર જોવા લાગ્યો. નિસાસો મૂકી શેષ-હારને સ્મરવા લાગ્યો. પત્રલેખા પાછળ રહી હોઇ ભાગ્યશાળી મનાઇ. એ રીતે પણ રાત વીતાવી. ઘરડા દ્રવિડને યથેષ્ટ ધન આપી, સંતોષી, ઊપડયો અને જલદી જલદી સફર કરતાં થોડા જ દિવસે ઉજ્જયિની આવી નગરમાં પ્રવેશ્યો. આટલો વહેલો એ આવો પહોંચશે એ કોઇને ખ્યાલ જ નહોતો. એટલે સૌ આશ્ચર્ય પામ્યાં. તથા પ્રણામ કરી સત્કાર કરવા લાગ્યાં. તેના આવવાની વધામણી વહેલી ખાવા માટે નોકરવર્ગે દોડાદોડ કરી મૂકી. એમની પાસેથી, ચંદ્રપીડ દ્વાર પામે જ આવ્યાના સમાચાર જાણી, મહા-રાજા તારાપીડે તેના સામે જવા માંડયું. અનેક રાજાઓ પણ તેમની સાથે જ ચાલવા લાગ્યા. ચંદ્રાપીડે, રાજાને જોઇ દૂરથી જ પ્રણામ કર્યાં. રાજાએ 'આવ, આવ' કહી, હાથ પસારી તેને સત્કાર્યો અને ભેટી જ પડયા. છૂટા પડયા પછી કુંવરે તેને નમન કર્યું. પછી તેનો હાથ પકડી રાજા તેને રાણી પાસે લઇ ગયા. ત્યાં પણ રાણી તેની સામે આવી. એના ઉપર અનેક મંગળક્રિયા કરી ઓવારણાં લીધાં, દિગ્વિજયની જ વાતો ચાલી.

પછી થોડા સમયે તે શુકનાસને મળવા ગયો. અને ત્યા પણ એ જ રીતે લાંબો સમય રહ્યો. વૈશંપાયન કુશળ છે તથા સૈન્યના અધિપતિ તરીકે પાછળ રહ્યા છે એ સમાચાર આપી, મનોરમાને મળી માતાને ત્યાં જ સ્નાનભોજનાદિ પતાવ્યાં. બપોરે તે પોતાને સ્થાને ગયો.

ત્યાં ગયો કે વળી કાદંબરી યાદ આવી. અને ગૃહ તથા આખું જગત તેને સૂનાં લાગવા માંડયાં. કાદંબરીના સમાચાર સાંભળવા આતુર મને તે પત્રલેખાની રાહ જોવા લાગ્યો.

ત્યાર પછી થોડા જ દિવસે મેઘનાદ પત્રલેખાને લઇને આવ્યો. તેને

દૂરથી જ આવકાર આપ્યો. પહેલેથી પત્રલેખા ઉપર તેને સ્નેહ હતો અને વળી લાંબો સમય કાદમ્બરીને ત્યાં રહી આવી એટલે હેતમાં વધારો થયો. એણે કાદમ્બરી, મહાશ્વેતા, કેયૂરક, મદલેખા, તમાલિકા અને ગંધર્વ લોકના સમાચાર પૂછ્યા. એણે જવાબ આપ્યો.

'દેવ, બધા કુશળ છે અને કાદમ્બરીએ તમને નમસ્કાર કહાવ્યા છે' એ સાંભળી, બધાંને રજા આપી, પત્રલેખા સાથે મહેલમાં ગયો અને ત્યાં એની પૂછવા લાગ્યો. 'મારા આવ્યા પછી કેવી રીતે અને કેટલા દિવસ તું રહી? કાદમ્બરીએ તને કેવી રીતે રાખી? શી શી વાતો થઈ? કોને એ યાદ કરે છે? મને કોણ ખાસ યાદ કરે છે? કોનું મારા પર ઘણું હેત છે?"

એણે જવાબ આપ્યો.

"તમારા ગયા પછી હું કેયૂરક સાથે પાછી વળી તે ફૂલની પથારી પાસે ગેઈ. કાદમ્બરીએ મારા પર નવી નવી કૃપાનો વરસાદ વરસાવ્યો, અને મારા ઉપર જ પોતે ધ્યાન રાખ્યું. મારી સંભાળ લેતા લેતા જ એ દિવસ પૂરા થઈ જવા આવ્યો. સાંજે મારી જ સાથે એ મહેલથી નીકળ્યાં અને વલ્લભ-વહાલા-બાલબાગમાં ગયાં. ત્યાં બેઠક પર બેઠાં અને કાંઈક કહેવાની ઇચ્છાથી લાંબા સમય સુધી મારી સામે જોઈ જ રહ્યાં. પણ એમના મુખમાંથી કાંઈ કહેવાયું નહિ. મનના વિચાર બહાર જણાવાયા નહિ અને આંખોમાંથી આંસુની ધારા ચાલી. મને તે જોઈને નવાઈ લાગી. એમની આંખો લૂછી, ધીરજ આપી એમ કરવાનું કારણ પૂછ્યું. વારંવાર પૂછ્યા છતાં, નિશ્વાસ મૂકી લાંબા સમય સુધી મુખ નીચું કરી બેસી રહ્યાં. છેવટે કહેવાનો વિચાર કરી, મારા સામું જોઈ બોલ્યાં.

"'પત્રલેખા, તું મને, મારા પિતા, માતા, મહાશ્વેતા અને પરિજનો કરતાં ઘણી વધારે પ્રિય છે. એવા સ્નેહનું કારણ તો નનગતું નથી, પણ તને જોઈ ત્યારથી જ તારા પર મારો વિશ્વાસ બેસી ગયો છે. બીજા કોનો

છે, મને આ વાતથી ઘણી શરમ આવે છે. આ મારા પર કલંક આવી પડ્યું છે. બીજું કોણ આ રીતે કુળની આબરૂ તજે? સામાન્ય કન્યાની માફક મનને ડગાવે? મને કોઇએ સંકલ્પથી આપી નથી. માતા, પિતા, વડીલોએ રજા આપી નથી. કાંઇ કહેતી નથી કે દેખાવ ઉપરથી 'કાંઇ' ખબર પડવા દેતી નથી. બીકણ બની અનાથની માફક રહું છું. કુમાર ચંદ્રાપીડે બળાત્ મારું મન હરી લીધું છે. એને હું રોકી શકતી નથી. કહો, આ તે કેવી રીત કહેવાય? કમળની દાંડલી જેવું મારું મન આ વાતને લીધે દુ:ખી થયા જ કરે છે. મનમાં ચેન પડતું નથી. કામદેવનાં બાણ પહેલાં જ, લજ્જા અને વિનય વિચારનો નાશ કરે છે અને પછી મનને વીંધી નાખે છે. હવે તમારી રજા લઉં છું. બીજા જન્મમાં મળીશું. તમે મને ઘણાં પ્રિય છો જીવ આપીને જ હવે તો આ વસ્તુનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છા છે.' આમ કહીને શાંત રહ્યાં.

"તેમની આ વાત સાભળી, શરમાઇ અને બી ગઈ હોઉં એવી થઇ ઘણા વિનયથી મેં પૂછ્યું:

'દેવિ, ચંદ્રાપીડે શું કર્યું તે જણાવો. તમારું કમળસુકોમળ મન તેમણે શું કરીને દુભવ્યું? એ સાંભળી પ્રથમ હું જ મરવા માગું છું. પછી તમને યોગ્ય લાગે તેમ કરજો.'

તો જવાબ મળ્યો: 'હું કહું છું તે સાંભળો. એ રોજ સ્વપ્નમાં આવે છે. પાંજરામાં રહેલી મેના સાથે સંદેશા મોકલે છે. મારો ઉપહાસ કરે છે. રોજ વારંવાર યાદ આવે છે. આ સઘળું જાણીને પણ ન જાણતા હોય એમ કરે છે. અને શરમનો ઉપહાસ કરે છે. નિંદાને યશ ગણે છે. અને આમ હું હેરાન થાઉં છું.'

"આ સાંભળીને મને મનમાં ઘણો જ આનંદ થયો અને મેં વિચાર્યું કે જો સાચે જ આમ હોય તો તો કુમારની કીર્તિ દિગંતમાં ફેલાઇ જશે. પ્રભુની દયા જ થઇ કહેવાય. મેં કુમારીને કહ્યું:

'અરે, આપ કુમાર પર તો નકામાં ગુસ્સે થાઓ છો. આ તો

દૂરથી જ આવકાર આપ્યો પહેલેથી પત્રલેખ ઉપર તેને સ્નેહ હતો અને વળી લાંબો સમય કાદમ્બરીને ત્યાં રહી આવી એટલે હેતમાં વધારો થયો એણે મદમ્બરી મહાશ્વેતા કેયૂરક મદલેખા તમાલિકા અને ગંધર્વ લોકના સમાચાર પૂછ્યા એણે જવાબ આપ્યો

'દેવ બધા કુશળ છે અને મદમ્બરીએ તમને નમસ્કાર કહાવ્યા છે' એ સાંભળી બધાને રજા આપી પત્રલેખા સાથે મહેલમાં ગયો અને ત્યાં એને પૂછવા લાગ્યો મારા આવ્યા પછી કેવી રીતે અને કેટલા દિવસ તું રહી? મદમ્બરીએ તન કેવી રીતે રાખી? શી શી વાતો થઈ? કોને એ યાદ કરે છે? મને કોણ ખાસ યાદ કરે છે? કોનું મારા પ ધાર્યું હેત છે? એણે જવાબ આપ્યો

તમારા ગયા પછી હું કેયૂરક સાથે પ છી વળી તે ફૂલની પથારી પાસે બેઠી કાદમ્બરીએ મારા પર નવી નવી કૃપાનો વરસાદ વરસાવ્યો, અને મારા ઉપર જ પોતે ધ્યાન રાખ્યું માગી સલાહ લેતા તેના જ એ દિવસ પૂરો થઈ જવા આવ્યો સાંજે મારી જ સાથે ચ ન્દ્રમણી નીક ળ્યાં અને બહાર-વહાલા-બાલ્યગમા ગયાં ત્યાં પેઠક પર બેઠાં અને કાઇક કહેવાની ઇચ્છાથી વા ર સમય સુધી મારી સામે જોઈ જ રહ્યા પ ણ એમના મુખમાંથી મા ડ કહેવાયું નહિ મનના વિચાર બહાર જણા વાયા નહિ અને આંખોમાંથી આંસુની ધારા ચાલી મને તે જોઈને નવાઈ લાગી એમની આંખો લૂછી ધીરજ આપી એમ કરવાનું કાર ણ પૂછ્યું વારંવાર પૂછ્યા છતાં, નિશ્વાસ મૂકી લાંબા સમય સુધી મુખ નીચું કરી બેસી રહ્યા, છેવટે કહેવાનો વિચાર કરી, મારા સામું જોઈ બોલ્યાં

'પત્રલેખા, તું મને મારા પિતા માતા મહાશ્વેતા અને પરિજનો કરતા પણ વધારે પ્રિય છે એવા સ્નેહનું કારણ તો સમજાતું નથી, પ ણ તને જોઈ ત્યારથી જ તારા પર મારો વિશ્વાસ બેઠો ગયો છે બીજા કોના પ ર હવે કે કોના પર પ્રકાશ ક રું? મારા દુ ખની વાત કહી બીજા ને એમાં ભાગી દાર બનાવું? તને આ અસહ્ય દુ ખ કહી હવે ત મરવું

છે. મને આ વાતથી ઘણી શરમ આવે છે આ માગ પણ કલંક આવી પડ્યું છે. બીજું કોણ આ રીતે કુળની આબરૂ તજે? સામાન્ય સ્ત્રીની માફક મનને ડગાવે? મને કોઈએ સંકલ્પથી આપી નથી માતા, પિતા, વડીલોએ રજા આપી નથી કાંઈ કહેતી નથી કે ધ્યાન ઉપરથી 'દાંઈ' ખબર પડવા દેતી નથી બીજણ મની અનાથની માફક રડું છું. કુમાર ચંદ્રાપીડે બળાત્ મારું મન હરી લીધું છે એને હું રોકી શકતી નથી. કહો, આ તે કેવી રીત કહેવાય? કમળની દાંડી જેવું મારું મન આ વાતને લીધે દુ:ખી થયા જ કરે છે મનમાં ચેન પડતું નથી કામદેવના બાણ પહેલાં જ, લજ્જા અને વિનય વિચારનો નાશ કરે છે અને પછી મનને વીંધી નાખે છે હવે તમારી રજા લઉં છું બીજા જન્મમાં મળીશું તમે મને ઘણા પ્રિય છો જીવ આપીને જ હવે તો આ વસ્તુનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છા છે' આમ કહીને શાંત રહી.

'તેમની આ વાત સાંભળી શરમાઈ અને બી ગઈ હોઉં એવી થઈ ગયા વિનયથી મેં પૂછ્યું

'દેવિ, ચંદ્રાપીડે શું કર્યું તે જણાવો તમારું કમળસુકોમળ મન તેમણે શું કરીને દુભવ્યું? એ સાંભળી પ્રથમ હું જ મરવા માગું છું. પછી તમને યોગ્ય લાગે તેમ કરજો'

તો જવાબ મળ્યો 'હું શું કહું છું તે સાંભળો એ રોજ સ્વપ્નમાં આવે છે પાંજરામાં રહેતી મેના સાથે સંદેશા મોકલે છે મારો ઉપહાસ કરે છે એની વારવાર યાદ આવે છે આ બધું જાણીને પણ ન જાણતા હોય એમ કરે છે અને શરમનો ઉપહાસ કરે છે નિંદાને પણ ગણે છે. અને આમ હું હેરાન થાઉં છું'

"આ સાંભળીને મને મનમાં ઘણો જ આનંદ થયો અને મેં વિચાર્યું કે જો સાચે જ આમ હોય તો તો કુમારની પ્રીતિ ચિત્તમાં વિચાર જગે અનુરાગી દયા જ થઈ કહેવાય મેં કુમારીને કહ્યું

'અરે, આપ કુમાર પર તો નકામા ગુસ્સે થાઓ છો આ તો

હરામખોર કામદેવનું જ કામ છે. એણે જ તમને હેરાન કરવા માંડ્યા છે.'

એમણે પૂછ્યું.

'એ કામ કેવો છે? એનું રૂપ કેવું છે? એ શા માટે માણસોને આમ હેરાન કરે છે!'

મેં કહ્યું: 'એને રૂપ છે જ નહિ, એ તો રૂપ વગરનો અગ્નિ છે. ત્રણે લોકના ઉપર નિશાન તાકે છે અને ધુમાડો કર્યા વિના રડાવે છે. ફિક્કાશ લાવે છે. જે એના બાણનું નિશાન બન્યું ન હોય એવું કોઇ ત્રણે જગતમાં છે જ નહિ.'

એમ સાંભળી એ બોલ્યા 'પત્રલેખા, તું કહે છે એવી જ મારી દશા થઇ છે. હવે, તારી આગળ હૃદય ખોલ્યું જ છે તો તને પૂછું: મને આવી બાબતનો કાંઇ અનુભવ નથી. ગુરૂજનોની નિંદા થાય એવું કરનારો હું મરણ જ ઇચ્છું છું.'

મેં જવાબ આપ્યો

'દેવિ, નકામો મરણનો વિચાર કરવાથી શો ફાયદો? માબાપની પેઠે સ્વયં કામદેવે જ તમારું દાન કર્યું છે. પ્રસન્ન થઇ તમને વર આપ્યો છે અને જે વસ્તુ તમે નહોતા જાણતાં, તે, સખીજનની પેઠે જણાવી છે. આમાં માબાપના યશને કલંક લાગે તેવું કાંઇ છે જ નહિ. પહેલાં થઇ ગએલી અનેક એવી સ્ત્રીઓએ પોતાના પતિ પોતે જ પસંદ કર્યા હતા અને સ્વયંવરનો રિવાજ તો શાસ્ત્રસંમત છે જ. માટે તમારાં ચરણ પકડી સોગન દઉં છું. મરણનો વિચાર મૂકી, મને જ મોકલો અને જે સંદેશ કહાવવો હોય તે મને કહો.'

"આ સાંભળી ઘણો આનંદ પામી ધીમે ધીમે મને કહેવા લાગ્યાં 'તમારી પ્રીતિ જાણું છું છતાં મારો એટલી બધી હિંમત ચાલતી નથી. કેહેવરાવવું તે સૂઝતું નથી. તમે પ્રિય છો એમ કહાવું તો પુનરુક્તિ થાય. પ્રિય આત્મા છો એમ કહેવરાવું તો મગ'જનો થાય છે. તમારા

ઉપર ઘણો સ્નેહ છે એમ કહાવું તો અવિનય બને છે. તમારા વગર છું તેમ નથી એમ પણ ન કહેવરાવાય કેમકે, અનુભવ જુદો છે. મદન સતાવે છે તો તે મારો જ દોષ. મનોભવે તમને સોંપી છે, તો પામે આવવાનો ઉપાય બને. 'જરૂર આવો,' તો સૌભાગ્યનો ગર્વ અને 'પોતે જ આવું છું' તો સ્ત્રીચાંચલ્ય બને છે. સ્વીકાર થશે કે નહિ એવી અશ્રદ્ધાથી કહેવરાવવા મન જ થતું નથી. માટે જ મરણને યોગ્ય ગણું છું. કુમારને, અહો પોતે આવે તો પણ કાંઇ કહી શકાતું નથી. જો ગુરુજનોની શરમ, કે રાજ્યનાં આવશ્યક કાર્ય કે ઘણો સમય સાથે ઊછરેલા બંધુઓનો સ્નેહ કે મિત્રોનાં મુખકમળ જોવાની ઇચ્છા કે ફરી આવવાના થાકનો ભય કે ઘેર રહેવાની ઇચ્છા, જન્મભૂમિનો સ્નેહ કે અનિચ્છા કે સ્વજનના પાદપતનથી, પ્રિય સખી પત્રલેખા, તારાથી એ ન આવે તો થઇ જ રહ્યું. પછી કોઇ આશા રહેતી જ નથી. વળી પુષ્પશય્યામાં સૂતેલી મને કુમારે જોઈ છે જ. છતાં મેં તેમની આગળ અનુરાગ જાહેર ન કર્યો, ગુરુજનોની બીકથી, શંકાથી મૂંગી જ રહી. એ ચંદ્રાપીડ બીજાની પીડા જોઇ શકતા નથી, તેથી જ એ વખત આવીને પાછા ગયા છે. વળી મહેશ્વરના સમક્ષ 'તું દુ:ખી હશે ત્યાં સુધી હું લગ્ન નહિ કરું' એવી પ્રતિજ્ઞા લીધી છે.'

એ સાંભળી મેં કહ્યું : 'દેવિ, એમ માનશો નહિ. ઘણી વખત પ્રિય જનના અદર્શનથી, આ દુષ્ટ કામ, પ્રાણ પણ હરી લે છે. તેને અવગણવો ન જોઇએ. એ કહે: એમ પણ નહિ થાય. કારણ કે વિરહથી, નસીબજોગે, જુવાની, સ્નેહ, અભિમાન, અન્ય હૃદય કે કોઇનાં દીધાથી સંકલ્પમય કુમાર મારી પાસે જ છે. એ પણ જાણે મારાથી દૂર રહેતાં અચકાય છે. બેસતાં, ઊઠતાં, ફરતાં, સૂતાં, ચાલતાં, જાગતાં, આંખ મીંચતાં શયનમાં, ઘરના કમળોના ઉદ્યાનમાં, રમત માટેનાં તળાવો કે ક્રીડાપર્વત પર, નાનકડી ગિરિનદીઓમાં, હું એ અજાણ માણસને પીડનાર કુમારને જોઉં છું. તેથી તેમને લાવવાની વાત છોડી દે.'

'આમ કહી એ બોલતાં બંધ થયાં. એ સ્નેહકથા સાંભળતાં હતાં ત્યાં જ સાંજ થઇ. હાથમાં દીવા લઇ અનેક કન્યાઓ ચારે બાજુ ઊભી રહી.

'દેવિ, શોક છોડો. આ હું કુમારને બોલાવી લાવું છું.' એમ સાંભળી તે જાગ્રત—સાવધ—બન્યાં અને ' અરે, કોણ છે અહીં ! ' એમ બોલી ઊઠયાં. એ સાંભળી હુકમનું પાલન કરવા દોડી આવેલાં પરિજનોની તરફ જોઇ એમણે મને કહ્યું :

"પત્રલેખા, તું મને પ્રિય છે. તુ અહીં છે તેથી જ હું જીવી શકું છું. તું મને કહે છે તે મને ગમતું નથી. પણ તને ગમતું હોય તો તેમ કર.' આમ કહી, મને પાન અને અલંકાર વગેરે આપી રજા આપી. થોડીવાર મૂંગી રહી તે બોલી : "આપને તો હું શું કહું ? પણ કાદંબરીને એ દશામાં મૂકીને આવ્યા તે યોગ્ય થયું છે શું ?"

ધીરે ધીરે આંસુથી ગદ્ગદ્ કુમારે તેને કહ્યું : "અરેરે હું ખરેખરો દુષ્ટ છું. આ મારાથી શું થઇ ગયું ? હું અવિનયી, જ્ઞાનનો અભિમાની, અધુરિયો, દુર્બુદ્ધિ અને ધીર હોવાનો ડોળ કરનાર છું. પણું શૃંગારનો નાચ નચાવવામાં કુશળ કામ બળાત્કારે, મારા તરફ, કોઇ બાળાને સ્નેહ બતાવતી કરે છે. છતાં દેવીની આવી દશાનું કારણ થઇ પડયો માટે મને લાગે છે કે મને ભ્રમમાં નાંખતો આ કોઈ શાપ છે. નહિ તો અજાણને પણ, જે નિશાનીઓથી ખ્યાલ આવી જાય તે જોઇને પણ મને સમજ ન પડી એ શું ? હિમગૃહના બનાવની તો તને ખબર છે, ત્યાં મેં નજરે ચઢેલ દેવીએ કાંઇ કર્યું નહિ. તે પણ મારો જ દોષ છે. હવે તો દેવી મને નઠોર ન ગણે એવું જ કાંઈ કરું છુ " એમ કહ્યું. એટલામાં તો પ્રતિહારીએ આવી, પ્રણામ કરી, દેવી વિલાસવતીનો સંદેશો કહ્યોઃ " પરિજનો પાસેથી જાણ્યું છે કે પત્રલેખા પાછી આવી છે અને તમને જોયે પણ ઘણો વખત થયો, તો તેની સાથે આવો."

ચંદ્રાપીડ વિચારવા લાગ્યો : "અરે, એક તરફ માતાનો આવો સ્નેહ છે અને બીજી તરફ કાદંબરીનો નિષ્કારણ પ્રેમ છે. માતા મને પત્રલેખાને બહાને મળવા બોલાવે છે. એક તરફ પિતાજીની ચરણસેવા અને બીજી તરફ મનની વ્યાકુળતા છે. બાંધવો તરફની પ્રીતિ છે ખરી, પણ આ નવી વિનંતી છે. રાજાઓ મારું મુખ જોવા આતુર છે પણ પ્રિયતમાનું મુખ જોવું તે જ જીવનનું ફળ છે. પ્રજા સ્નેહાળ છે, તો કાદંબરીનો સ્નેહ ઘણો છે. પ્રજા અને કાદંબરીમાંથી કોઈને તરછોડી શકાય તેમ નથી. હવે વિલંબ સહન થતો નથી. પણ ક્યાં વિંધ્ય અને ક્યાં હેમકૂટ! અંતર ઘણું મોટું છે."

આમ વિચારતો માતા પાસે ગયો, અનેક પ્રકારનું વાત્સલ્ય અનુભવતાં ત્યાં જ દિવસ પૂરો કર્યો. રાત્રિએ અંધકાર વ્યાપ્યો હતો, ઠંડો પવન આવતો હતો અને તે આંખો બંધ કરી શય્યામાં પડ્યો.' પણ ઊંઘ આવી નહિ. કાદંબરીની યાદ આવ્યા જ કરી. રાત પણ પરાણે વીતી. શું કરવું તે સમજાય નહિ અને મનમાં ઉદ્વેગ રહ્યા જ કરે.

એમ થોડા દિવસ પછી એ કાર્તિકેયના મંદિર ભણી ફરવા નીકળ્યો હતો. ત્યારે એક ઘોડેસ્વારને ઘણા વેગથી પોતાના તરફ આવતો એણે જોયો. અને એક જણને તે કોણ છે તે જોવા મોકલી, પોતે રાહ જોતો મંદિરમાં જ બેઠો. પાસે બેઠેલી પત્રલેખાને હાથ પકડી કહે :

"જો જો પાસે આગળ જે ઘોડો આવે છે તેમાં એક ઘોડેસ્વાર તો કેયૂરક છે." એટલામાં, તેણે મોકલેલા માણસ પાસેથી તેનું સ્થાન જાણી, કાદંબરીની અવદશા જણાવતો હોય એમ, ઘોડા પરથી ઊતરી કેયૂરકને આવતો જોયો. તેને બે હાથ પહોળા કરી ભેટ્યો. નમસ્કાર કરી કેયૂરકને કહ્યું : "તમારા આગમનથી જ સર્વનાં કુશળ સમાચાર જાણ્યા. હવે જે કહેવાનું હોય તે થોડો આરામ લઈ કહેજો." પછી એક ઝડપથી હાંકી લાવેલી હાથણી પર બેસી બેઉ ઘેર ગયા. ત્યાં કોઈ પણ રાજાને ય ન આવવા દેવા હુકમ કરી, કેયૂરકને સાથે લઈ, બગીચામાં જઈ, નિત્ય

કર્મ કરી, પત્રલેખાને સાથે રાખી, કેયૂરકને સૌના સમાચાર પૂછવા લાગ્યો.

કેયૂરકે કહ્યું : "મારી પાસે કાદંબરી કે મહાશ્વેતાદિ કોઈના સમાચાર નથી. પત્રલેખાને મેઘનાદને સોંપી હું હેમકૂટ ગયો અને તમારા ઉજ્જન આવવાના સમાચાર કહ્યા એટલે ઊંચું જોઇ, નિસાસો નાખી, 'એમ !' એટલું જ કહી મહાશ્વેતા તપ કરવા પોતાના આશ્રમે ચાલ્યાં ગયાં કાદંબરી પણ વજ્રહત, લૂંટાયેલા, બેભાન, પરાભવ પામેલાં, છેતરાયેલાં, તજાએલાં, અને મહાશ્વેતાની ખબર ન હોય એવાં બનીને 'મહાશ્વેતાને ખબર આપો ' એમ બોલ્યા. મદલેખાના ખભા પર માથું નાંખી, 'મદલેખા, ચંદ્રાપીડે કર્યું તેવું કોઈએ કર્યું સાંભળ્યું છે ?' એમ કહી, બધાં પરિજનોને રજા આપી, પલંગ પર બેઠા અને મૂંગાં મૂંગાં જ દિવસ પસાર કર્યો.

"બીજે દિવસે મારી પાસે આવી ઠપકો દેતાં હોય એમ–મારે તમારૂ પરિજનોનું કામ જ નથી. અને શા માટે અહીં ઊભા છો ? આમ ઊભા રહેતા શરમાતા યે નથી ?

"એ રીતે જોવાયેલો હું દેવીની નજરથી જ, મને તમારી પાસે આવવાનો આદેશ મળ્યો હોય એમ, બનતી ઝડપે આપની પાસે આવ્યો છું. હવે આપને યોગ્ય લાગે તે કરો. કાદંબરી આપના વિના ઘણી વેદના અનુભવે છે. અને તમારી આગળ શી રીતે કહી બતાવવી તે સમજાતું નથી. આશ્રય–મદદ મેળવવા મારું મન ઘણું વ્યાકુળ છે."

ચંદ્રાપીડે કહ્યું : "બસ આથી વધારે સાંભળવાની મારી શક્તિ નથી." છતાં તેને (ચંદ્રાપીડને) મૂર્છા આવી જ અને સફાળા કેયૂરકે તેને પકડી રાખ્યો અને પત્રલેખાએ ઉપચાર કર્યા ત્યારે જેમ તેમ તે ભાનમાં આવ્યો. પોતાના અપરાધના સ્મરણથી તે ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો, "કેયૂરક મારા ફરવાની બાબતમાં નિરાશ મહાશ્વેતા, કાદંબરી અને મદલેખાએ મને ઠપકો આપ્યો છે તેવો હજી કોઈએ આપ્યો નથી. કુલીન, ઉદાર અને

મહાન હોવાથી દેવી કાદંબરી પોતાની જાતને સંભાળતાં નથી. તેમાં પણ તેમની આજ્ઞા જ અપરાધી છે. હુ તેમને ઇશારે આજ્ઞા મુજબ કરવા તૈયાર હતો છતાં તેમણે આજ્ઞા ન કરી. શરમ રાખી. પોતાની શારીરિક અસ્વસ્થતાનો ખ્યાલ ન રાખ્યો. સેવક સાથે વળી શરમ શી ? મોટાઇ શી ? અનુરોધ શો ? અવિશ્વાસ શાને ? કે એમણે પોતાના શિરીષપુષ્પ સુકુમાર શરીર માટે પીડા સ્વીકારી, પણ મારી ઇચ્છા પૂરી ન પાડી ! માનો કે કુલકન્યાઓની સનાતન રીત પ્રમાણે એ લજ્જા છોડી ન શક્યાં, તો મદલેખા તો તેમનું બીજું હૃદય છે. એની પણ ભૂલ, કે દેવીની આવી દશા તરફ મારુ ધ્યાન ન દોર્યું. ત્યા હતો ત્યાં જ મારા કાનમાં જ કહ્યું. હવે સાંભળીને યે આટલે દૂર પડેલો હું શું કરુ ? દેવીનુ શરીર ઘણું કોમળ છે. પળમાં શું થાય તેની કોને ખબર છે ? એમને પણ ખબર છે ? પણ નસીબ જ વાંકું. નહિ તો કિંનર યુગલ પાછળ પડ્યો, તરસ્યો થના અચ્છોદ સર જોયું ગીત સાંભળ્યું, દેવી મહાશ્વેતાનો મેળાપ થયો, અને તેમની સાથે ત્યાં આવ્યો —આ બધુ થાત જ શાને ? ''

આમ વાત કરતાં જ ભગવાન સૂર્ય અસ્ત પામ્યા. થોડી વારે ચંદ્રોદય થયો અને તેનાં કિરણ ચારે પાસ રેલાવા લાગ્યાં. તે વખતે તે જ ઉદ્યાનમા શિલા પર બેસી ચંદ્રાપીડે પૂછ્યુ :

"કેયૂરક, તને શું લાગે છે ? આપણે ઝડપથી જઇ પહોંચીએ ત્યાં સુધી દેવી જીવશે ? મદલેખા તેમને આનંદ આપી શકશે ? મહાશ્વેતા કાંઈ આશ્વાસન આપવા આવશે ? તે બેઉ જણની વાત તે સાભળશે ? હું એમને જોઇ શકીશ ?"

તેણે જવાબ આપ્યો, "દેવ, ધીરજ રાખીને જવાનો પ્રયત્ન કરો. પરિજન તો શું ? તમને નિરખવા પાંપણ પણ પાડતાં નથી. રાતદિવસ એ જ લગની લાગી છે માટે તો એ જીવી શકે છે."

એ સાંભળી, કેયૂરકને આરામ કરવા કહી, પોતે જવાનો વિચાર

કરવા માંડ્યો. જો પોતે રાજાને કહ્યા વિના ચાલી નીકળે તો તેમની આશિષ વિના જ નીકળે તો સુખી થાય ખરો ? એ વાત જવા દઈએ, પણ રાજાએ તેને બેગાને રાજ્યભાર સોંપ્યો હતો એટલે તે એમ ચાલી નીકળે તો રાજાઓ તેની પાછળ દશે દિશામાં દોડાદોડી જ કરી મૂકે. એવા કરનારા રાજાઓ તો ઠીક, પણ પ્રજા યે તેની પાછળ જ દોડે. પિતાને પણ તેના વિના કોણ હતું કે તે ચાલ્યો જાય ત્યારે, 'ભલે ગયો આવશે આવવું હશે ત્યારે' એમ કરીને રહે ? માતા પણ કોનું મુખ જોઈને મન ઠારે ? તે તો શોકથી પિતાને વ્યાકુળ કરે અત્યારે પણ થોડો સમય ન જુએ તો પણ એમ જ થાય છે–પિતા પણ. એટલે, પાછળ જ આવે અને ત્યારે મારે શું કરવું ? ક્યાં જવું ? ક્યાં છુપાવું ? જો પકડાઈ જવાય તો શો જવાબ દેવો ? કદાચ નીકળું. તો પણ માતાપિતાને દુ:ખમાં નાખીને જવું યોગ્ય ગણાય ? ઘણા દિવસના પ્રવાસથી થાકેલી મારી સેનાનો પડાવ પણ હજી આવી પહોંચ્યો નથી એટલે માતપિતાની રજા લઈને જ જવું. પણ શું કહીશ ? મહાશ્વેતાએ સંદેશ મોકલ્યો છે, અથવા ગાંધર્વ રાજપુત્રી કાદંબરી મારા વિરહે વ્યાકુળ છે એમ કેમ કહેવાશે ? પાછા વળવા માટે કાંઈ કહી શકાય નહિ. ઘણે વર્ષે હમણાં આવ્યો છું. જવાનું કારણ ન કહું તો શી રીતે જવાય ? એકનો શું કરું ? વૈશંપાયન છે નહિ બીજો ઉપાય સૂઝતો નથી. માતાપિતા આગળ મારી વતી કોઈ યોગ્ય કરી શકે એમ નથી. બીજા કોને મારા સુખની કે મદદ કરવાની પડી હોય ? તેને મારા પર અસાધારણ સ્નેહ છે, તે જ રહસ્ય જાણવાને યોગ્ય છે. એ શુકને કહેતા માતાપિતાને તેના વિના કોણ સમજાવીને શાંત કરે ?

આવા વિચાર કરતાં તેની આખી રાત પૂરી થઈ. બીજે દિવસે તેના સૈન્યનો પડાવ દશપુર સુધી આવ્યાના સમાચાર મળ્યા તેથી તેને ઘણો આનંદ થયો. અને વૈશંપાયન આવશે તેથી સંકટ દૂર થવા જેવું લાગ્યું. પુરકને પણ એમ જ થયું. તેનો આનંદ જોઈ કેયૂરકને પણ લાગ્યું કે તે જરૂર આવશે અને કાદંબરીને મળશે. પણ વૈશંપાયન આવે અને

ચંદ્રાપીડ તેને વાત કરે તેમાં પણ ઘણો સમય જાય, ત્યાં સુધીમાં તો નિરાશ કાદંબરીનું કોણ જાણે શું યે થાય. માટે તેણે કહ્યું :

"હવે આપ મનથી ત્યાં આવી ચૂકયા જ છો. માટે જો આજ્ઞા કરો તો હું આગળ જાઉં અને આપ આવવાના સમાચાર દેવીને કહી તેમને ધીરજ મળે અને તે આશા પામે એમ કરું."

એ સાંભળી ચંદ્રાપીડને આનંદ થયો, કહ્યું :

"તમારા જેવો દેશ અને કાળને જાણનાર કોણ છે? માટે જે યોગ્ય લાગે તે, તેના દુઃખને ટાળવા અને શાંતિ આપવા કરો. બીજો કોણ એવો પ્રયત્ન કરનાર છે? તમે જરૂર જાઓ અને દેવીને ધીરજ આપો. એમને વિશ્વાસ આવે માટે આ પત્રલેખાને યે સાથે જ લઈ જાઓ. એના ઉપર પણ એમની પ્રીતિ છે."

એટલામાં પત્રલેખા આવી, તેણે તેની આજ્ઞા મુજબ જવાની તૈયારી બતાવી. એટલે તેણે મેઘનાદને બોલાવ્યો અને કહ્યું :

"પહેલાં પણ મેં તને પત્રલેખાને લાવવા માટે મોકલ્યો હતો. હવે પણ તું જ જા. હવે વૈશંપાયનને મળીને તરત હું આવું છું," એમ કહી આજ્ઞા આપી. તે પણ તૈયાર થયો, એટલે કેયૂરકને બોલાવીને કહ્યું:

"તેં તો મારે માટે દેવીનો સંદેશો ન આણ્યો, એટલે તેને માટે યોગ્ય શું કહાવવું તેની ખબર પડતી નથી. એ પત્રલેખાને મોકલું છું. તે જ યોગ્ય સંદેશ કહેશે."

એટલામાં અમંગળની શંકાથી રોતી પત્રલેખા તેની પાસે આવી ઊભી અને તેણે તેને કહ્યું :

"પત્રલેખા, દેવીને કહેજે કે એમને ત્યાંથી આવતાં મેં બધા ગુણોને દુર્ગુણ જેવા જ બનાવ્યા છે. એટલે તે મારો શી રીતે સ્વીકાર કરશે? જે અણધારી આજ્ઞાને લીધે મારે આમ આવવું પડ્યું તે તું જાણે છે. માટે તું જા. એમને ધીરજ આપજે અને મારા આવી પહોંચતાં પહેલાં જગતનો એ શણગાર નાશ ન પામે એ રીતે તેમને શાંતિ અને ધીરજ

આપજે. અને મારા વિયોગે તું પણ દુઃખ ન પામીશ. યોગ્ય સમય સ્નાન-ભોજનાદિ કરજે. અજાણ્યા માર્ગે જઈશ નહિ. અજાણ્યાને મનની વાત કહીશ નહિ શું કહું ? તારા કરતાં યે દેવીનો જીવ વધારે પ્રિય લાગે છે. તેથી તને આવા કપરા માર્ગે એકલી મોકલું છું. મારું જીવન તારા જ હાથમાં છે. તેથી તેને જાળવજે. તારી જાતનું જતન કરજે."

કેયૂરકને કહ્યું : "પત્રલેખાને મૂકી તમારે મને લેવા મહાશ્વેતાના આશ્રમ સુધી આવવું"

અને એમને વિદાય કર્યાં.

એ પછી, છાવણીવાળા લોકો શા માટે આટલા બધા મોડા આવ્યા, એમ વિચારતો, વૈશંપાયનને મળવા જવાની રજા લેવા એ પિતા પાસે ગયો. તેણે પિતાને પ્રણામ કર્યાં. તે પહેલાં એણે વૈશંપાયનની ખબર લેવા માણસ મોકલ્યો હતો એણે રાજાને દૂરથી પ્રણામ કર્યા એટલે, મેઘ-ગર્જનાશા ગંભીર સ્વરે રાજાએ તેને સત્કાર્યો. ભૂમિ પર બેસવા જતા તેને પકડીને પરાણે યે પાદપીઠ પર બેસાડ્યો અને તેને જોઈને શુકનાસને કહેવા લાગ્યો :

"શુકનાસ, હવે ચંદ્રાપીડને મૂછો આવવા લાગી છે. માટે રાણી વિલાસવતી માટે પુત્રવધૂ આવે તો ?" શુકનાસે કહ્યું :

"મહારાજ, આપે સરસ વિચાર કર્યો. એ બધી વિદ્યા અને કળાઓમાં કુશળ થયા છે. બધી દિશાઓમાં કર ઉઘરાવ્યો છે. અને પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો છે. સાગરમેખલા પૃથ્વીને જીત્યા છે. હવે તો લગ્ન જ બાકી રહ્યાં."

ચંદ્રાપીડને થયું : અહો, હું કાદંબરી પાસે જવાનો વિચાર કરું છું ત્યાં, પિતાજીના મનમાં આવો વિચાર આવ્યો. આને જ વનમાં ગુંચાએલાને રસ્તો જડે, આંધળાને આંખ મળે અને મૃત્યુ પામતાને અમૃત મળે એમ કહેવાય. હવે તો વૈશંપાયન આવે એટલી જ વાર કાદંબરીને [illegible] છે. એમ વિચારતો હતો એટલામાં ઊઠીને રાજા, શુકનાસ

સાથે રાણી વિલાસવતીને મહેલે જવા નીકળ્યો. સફાળી ઊઠેલી રાણીને ઊભે ઊભે જ કહ્યું :

"દેવિ, તમે પણ વધૂનું મુખ જોવા અધીરાં બન્યાં છો. કુમાર પણ ઉંમર યોગ્ય બન્યો છે. તો હવે લગ્નની જ તૈયારી કરાવીએ. હવે તમે માતા થયાં. એમ શરમાશો તે નહિ ચાલે."

એમ લાંબા સમય સુધી વિનોદ કરી દેહધર્મ બજાવવા ગયો. કુમાર પણ, શુકનાસ પાસેથી જ વૈશંપાયન પાસે જવાની રજા લઈ ઊઠયો અને બીજે દિવસે નીકળવાનો વિચાર કરી મહેલે ગયો. જવાના ઉમંગમાં ને ઉમંગમાં તેને રાત્રે બરાબર ઊંઘ પણ ન આવી. બે પ્રહર રાત બાકી રહી ત્યારે પ્રયાણ માટે શંખનાદ કરાવ્યો અને બહાર ઇન્દ્રાયુધ આવ્યાની ખબર જાણી, નીકળ્યો. અને તેના ઉપર સવાર થઈ નગર બહાર આવ્યો. બાકીની રાતમાં જ ત્રણ જોજન જેટલો પંથ કાપ્યો અને ચંદ્ર મ્લાન બન્યો અને સૂર્યોદયની તૈયારી થઇ તે વખતે તેણે દૂરથી જ પોતાની છાવણી જોઈ, "પહેલો વૈશંપાયન જ મળે તો સારું" એમ વિચારતો છાવણીમાં ગયો. રાજચિહ્નાદિ અને પાછળ આવતા રાજાઓને સાથે આવવાની મના કરી છાવણી પાસે ગયો. ત્યાં રહેતી સ્ત્રીઓને વૈશંપાયન અને તેનો તંબૂ ક્યાં છે એમ પૂછતો હતો. જવાબ મળ્યો:

"ભાઈ, શું પૂછો છો? અહીં વૈશંપાયન ક્યાંથી?"

આ સાંભળી તેને ઘણું જ દુઃખ થયું અને વિખૂટા પડેલા હરણશા વડે કે ગજડિમ્ભ જેવો, તથા ગાયથી વિખૂટા પડેલા વત્સ જેવો તે, કાંઈ જોતો કે સાંભળતો ન હોય તેમ, પોતે કોણ છે, ક્યાં છે, શા માટે આવ્યો છે? એનું ભાન ન હોય તેવો થઈ ગયો. એવે પેલા રાજાઓ પાસે આવ્યા અને ઇન્દ્રાયુધ ઓળખાઈ ગયો તેથી, આ તો મહારાજ ચંદ્રાપીડ છે એવી ખબર પડી. પછી સરી જતાં ઉપવસ્ત્રવાળાં અને આંસુ ભરેલી આંખવાળાં, દુઃખી, નીચું જોતાં પરિજનોએ તેને પ્રણામ કર્યા.

હજારો રાજાઓએ પણ પ્રણામ કર્યા. એમના મુખ સામે જોઈ 'વૈશંપાયન ક્યાં છે?' એમ પૂછ્યું.

• તેમણે તેને ઝાડ નીચે બેસવા વિનંતી કરી પછી કહેવાનું કહ્યું. સ્પષ્ટ વાત કરતાં પણ વધારે દુ:ખકર તેમના વચનથી ચંદ્રાપીડને હૃદય ચીરાઈ જતું હોય એમ દુ:ખ થયું. પોતાના પિતાના જેટલી જ ઉંમરવાળા રાજાઓ વડે પકડી રખાએલી પોતાની જાતનું પણ, અશ્વ ઉપરથી ઊતરી કુશાસન પર બેસતા તેને ભાન ન રહ્યું. જ્યારે ભાન આવ્યું ત્યારે પણ પોતાને વૈશંપાયન વિયોગી જોઇ તેને 'ક્યાં છુ, આ બધું શું છે, મેં શું કર્યું છે? એમ તેને થવા લાગ્યું. તેને છાવણીમાં ન જોતાં તેને બીજો કોઇ વિચાર ન આવતા, રમણીય હોવા છતાં આ જીવલોક હવે તેના વિના મને સૂનો અને અણગમતો થઇ ગયો. જિંદગીનું ફળ પણ ગયું. હવે શું કરું, કોને જોઉં, કોની સાથે વાત કરું, કોને મનની વાત કહેવાશે, જીવને પણ હવે શું કરવું છે? કાદંબરીનું પણ હવે શુ પ્રયોજન છે? હવે વિનંતી પણ કોને કરું?" એમ વિચાર આવવા લાગ્યા. એના જેવો રત્નસમાન મિત્ર હવે કોણ આવશે? હવે માતા પિતા કે શુકનાસને શી રીતે મોં બતાવવું? પુત્રશોકથી આકુળ માતા મનોરમાને કેમ આશ્વાસન આપવું? મને મૂકીને શા માટે એકલો ચાલ્યો ગયો?—એમ વિચારતો, પોતાને મહાઅપરાધી માનતો તે, પરાણે રાજાઓને મળ્યો અને પૂછવા લાગ્યો:

"મારા આવવા પછી કોઇ સાથે ઓચિંતો સગ્રામ થયો કે એવો વ્યાધિ કે વજ્રપાત થયો?"

જવાબ મળ્યો:

"મહારાજ, એવું કાંઈ થયું નથી. મહારાજની પેઠે જ વૈશંપાયન પણ જીવે છે."

આ સાંભળી નવું જીવન મળ્યું હોય એમ બધાને ભેટીને મળ્યો. બોલ્યો:

"વૈશંપાયન વિનાના તમને જોઈને મેં ક્રારકો પડવાથી તમને એમ કહેલું. તો હવે કહો કે એ ક્યાં છે? શા માટે ન આવ્યો, તથા તમે એને મૂકીને શા માટે આવતા રહ્યા?"

રાજાઓએ કહ્યું :

"મહારાજ, જે બન્યું છે તે સાંભળો. વૈશંપાયન અને છાવણી સાથે આવજો—એમ કહીને તમે નીકળ્યા ત્યાર પછી સવારમાં બહાર નીકળવાનો હુકમ આપતો ભેરીનાદ થયો. તે વખતે વૈશંપાયન બોલ્યા :

"આ અચ્છોદ સરોવર ઘણું પવિત્ર ગણાય છે. માટે એનાં નિર્મળ જળમાં નાહી, સિદ્ધ લોકના સ્થળ–દેશમાં ભગવાન શંકરનું પૂજન કરવા જઈએ. આ ભૂમિમાં દિવ્ય માણસો રહે છે અને તે કોઈએ જાણી કે જોઈ નથી."

પછી ચાલીને જ તે અચ્છોદ સરોવરને કિનારે ગયા. અત્યંત રમણીય તેમણે એક સુંદર લતામંડપ તે સરોવરને કિનારે જોયો. તેને જોઈ જાણે પુરાણા બંધુને જોયો હોય એમ ભાન ભૂલી ગયા. ટગર ટગર જોતા, મૂર્છા પામ્યા હોય તેમ બોલ્યા વિના જ ઊભા રહ્યા. આંખોમાંથી આંસુની ધાર ચાલી. એવી દશા જોઈ અમને ઘણી ચિંતા થઈ, "અને રસિક હૃદયવાળા ગમે તે ઉંમરના માણસો આ દશામાં–મોહમાં–પડે છે તો આ જુવાન છે તેમનું તો પૂછવું જ શું? આ અતિ રમણીય ભૂમિ જોઈને જ એમને એમ થયું છે." એમ વિચાર આવતાં અમે તેમને કહ્યું : "સુંદરતમ વસ્તુ જોઈ છે. માટે હવે આપ ઊઠો. ઘણો સમય થઈ ગયો છે. માટે સ્નાન કરી હવે શિબિરમાં જઈએ. બધા આપની રાહ જુએ છે. તો હવે શા માટે વિલંબ કરવો?"

પણ જાણે અમારી વાત સમજ્યા જ ન હોય એમ, એમણે જવાબ ન આપ્યો અને અનિમેષ, અશ્રુઝરતી આંખે તે લતામંડપને જ જોઈ રહ્યા.

વારંવાર ત્યાંથી ખસવા વિનંતી કરી ત્યારે ગુસ્સે થઈ ઘણી કઠોરતાથી જવાબ આપ્યો :

"હું અહીંથી ખસવાનો નથી. તમે જાઓ. ચંદ્રાપીડના ગયા પછી તમારે આ સ્થળે એક દિવસ પણ રહેવું ન જોઈએ."

આ સાંભળી કોઈ કારણથી તેમને વૈરાગ્ય આવ્યો હશે એમ માની, તે વિચારમાંથી પાછા વાળવા અમે પણ જરા ગુસ્સે થઈ કહ્યું: 'મહારાજ, તારાપીડના પ્રધાન અને મિત્ર શુકનાસના આપ પુત્ર છો, છતાં આમ કરો છો તે જરાયે યોગ્ય નથી: એમને મળીને જ જે કાંઈ કરવું હોય તે કરાય. એ વાત પણ જવા દઈએ, પણ તમને એકલા મૂકીને અમે જઈએ તો મહારાજ ચંદ્રાપીડ અમને શું કહે! શું તે અને તમે જુદા છો? એવું કાંઈ જ નથી માટે ચાલો, આ મોહ છોડી દઈ જવાની તૈયારી કરો.

અમારી આ વાત સાંભળી એ હસતા હોય એમ બોલવા લાગ્યા'

"તમે મને જવાનું કહો છો તે શું હું નથી સમજતો? ચંદ્રાપીડ વગર મારાથી એક ક્ષણ પણ રહેવાય નહિ. પણ શું કરું? આ પળથી જ મારો બધો કાબૂ જતો રહ્યો છે અને ઘણો વિચાર કરું છું છતાં મને કાંઈ સમજ પડતી નથી નજર બીજું કાંઈ જોતી નથી. બંધનમાં હોય તેમ પગ એક ડગલું પણ ઊપડતા નથી. અહીં રહેતાં મારા મનમાં એક તરંગ ઊઠે છે કે જેને લીધે હું છું તેણે મારે માટે જ જીવન ટકાવી રાખ્યું છે. માટે હવે મને આગ્રહ ન કરો અને જઈને ચંદ્રાપીડની સાથે રહેવાનો આનંદ જીવનપર્યંત ભોગવો. અલ્પ પુણ્યવાળા મારી પાસેથી નસીબે એ સુખ છીનવી લીધું છે."

ઘણી નવાઈ પામી અમે પૂછ્યું: "શું સાચે જ તમે કુમારની પાસે નથી આવતા?"

એમને જવાબ દીધો: "પરમ મિત્ર ચંદ્રાપીડના સોગંદ ખાઈ કહું છું કે હવે હું અહીંથી ખસી શકીશ નહિ એ તે કારણે, પણ મારાથી ગાવું જ નથી તે તમે યે જુઓ છો. માટે જાઓ.'"

આમ કહી બોલતા અટકેલા તે થોડીવારે ઊઠી તે તે ઝાડ અને લતા વગેરે સ્થળે ફરવા લાગ્યા અને નિશ્વાસ નાખી, તે જ લતામંડપમાં આવીને બેઠા એમના આવવાની આશા રાખી અમે પણ ત્યાં જ રહ્યા. બે પહોર ગયા પછી ભોજન વગેરે કરવા વિનંતી કરી. તો કહે "મિત્ર ચંદ્રાપીડને યે આ પ્રાણ પ્રિય છે. તેમને માટે પણ હું જીવવાનો જ છું. એમાં વિનંતી કરવાની તો જરૂર જ નથી." પછી સ્નાન કરી કંદમૂળાદિ ખાધાં અને અમે પણ એમ જ કર્યું. આ બધું નહિ સમજતા અને આશ્ચર્યમુગ્ધ અમે ત્રણ રાત અને ત્રણ દિવસ ત્યાં રહ્યા. અને છતાં, તે પાછા આવે એવાં કોઈ ચિહ્ન અમે જોયાં નહિ. તેથી નિરાશ થઈ, તેમની પાસે થોડું સૈન્ય મૂકી અમે આવ્યા અને આપને આ સમાચાર કહેવરાવ્યા. અમે પણ પ્રવાસ કરીને થાકયા છો માટે આરામ કરો.

આવા વૈરાગ્યની વાત સાંભળી ચંદ્રાપીડને યે ઘણું આશ્ચર્ય થયું : આના વૈરાગ્યનું શું કારણ હશે. મારી કાંઇ ભૂલ થઇ જ નથી પિતાની કૃપાથી જેમ રાજાઓ મને, તેમજ એને યે માન આપે છે એને યે યથેચ્છ ખાવાપીવા પહેરવાઓઢવા અને હરવાફરવા મળે છે. તેની આજ્ઞા, મારી આજ્ઞાની પેઠે જ પળાય છે. તે પણ મારી જ પેઠે કૃપા કરે છે. નોકરો તેનો હુકમ અને ધાક માને છે બાલ્યથી જ કોઇએ તેનું અપમાન કર્યું કે હાથ ઉપાડયો નથી. તે પણ અવગુણી નથી. પિતામાતા ઉપર સ્નેહ છે. એ નથી કોઈ ખરાબ સોબતમાં કે નથી અણુસમજુ. એને ઘર ઉપર એવો અણગમો આવવાનું યે કારણ નથી. જુવાનીમાં એવો વૈરાગ્ય આવે પણ નહિ. એણે હજી ગૃહસ્થસારના ધર્મ પણ જાણ્યા નથી. વંશ પણ ચાલુ રાખ્યો નથી. મહાન યજ્ઞો પણ કર્યા નથી. સગાંવહાલાં, મિત્રો વગેરેનું તથા પ્રજાનું કલ્યાણ કરવાનું પણ બાકી છે. સ્ત્રીઓને તો સાંભળી

કે જોઇ પણ નથી, તો પછી આમ શા માટે કર્યું હશે? આમ વિચાર કરતાં તેણે રાજાઓને રજા આપી અને પોતાના માટે શિબિર તૈયાર કરેલી, તેમાં ગયો. નમેલાં મોં વાળી ઉદાસ સ્ત્રીઓને ત્યાં તેણે જોઇ. એ પોતે પણ પલંગમાં બેઠો. પવન નખાતો હતો તેથી ધીરે ધીરે તેનો થાક દૂર થયો. એને થયું : એક દુઃખ હજુ પૂરું થયું નથી, તે પહેલાં તો બીજું દુઃખ ઊભું થયું જો પાછો જઇ માતાપિતા તથા શુકનાસ અને મનોરમાને ખબર ન કહે અને દિલાસો ન આપે તો તેણે પણ શુકનાસના જેવું જ કર્યું ગણાય. વળી, એ પાછો જાય તો ફરી નીકળવા ન દે એવો પણ પાકો સંભવ. છતાં માતાપિતા કે શુકનાસ પણ, વૈશંપાયનને લેવા માટે તેમની રજા લઇને જાઉં તો નહિ રોકે એમ તેને લાગ્યું. એને તો, કાદંબરીને મળવું હતું તેથી એ ગમતું જ હતુ કેમકે, એ જ દિશામાં જવાનુ હતું. અને વૈશંપાયન સાથે જ, ત્યાથી આગળ જઇ શકાશે એમ પણ તેને લાગ્યું.

આમ વિચાર કરતાં કરતા તે નાહ્યો અને રાજાઓને પણ સ્નાન ભોજન કરવાની આજ્ઞા આપી. કાદંબરીના વિયોગ અને વૈશંપાયનની ચિંતાથી અકળાયેલો હોય તે પણ જળમંડપમાં ગયો અને મહાપરાણે એ દિવસ પસાર કર્યો. અને બીજે પહોરે જ નીકળવાનું છે માટે તૈયારી કરો એમ રાજાઓને આજ્ઞા આપી.

લાંબા સમય પછી ઉજ્જૈન જોવા મળશે એમ માની સૈન્યને પણ આનંદ થયો અને તૈયારી કરી. રાતે ને રાતે રસ્તો કાપી તે સૌ સવારમાં જ ઉજ્જૈન પાસે આવી પહોંચ્યા. ત્યાં તો લોકોને મોંએ એક વૈશંપાયનની વાત વિના કાંઈ સંભળાતું જ નહોતું. એ જોઇ માતાપિતા તથા શુકનાસ-મનોરમાની શી દશા હશે તે તે કલ્પી શક્યો. એનું મન દુઃખથી ભરાઇ ગયું. અને નીચું મુખ રાખીને તે નગરમાં થઇ રાજમહેલે ગયો. એને ત્યાં જતાં જ ખબર પડી કે શુકનાસ અને મનોરમાને ત્યાં જ તેનાં માતાપિતા ગયાં હતાં. એટલે દરવાજેથી જ પાછો વળી તે પણ ત્યાં ગયો. મહેલ પાસે જતાં જ મનોરમાનું રુદન સંભળાયું :

હજી તો તારા વિવાહ પણ થયા નથી. તું ઘણો જ નિષ્ઠુર છે. હે પુત્ર, તું પાછો આવ. અને તારી દુઃખી માતાને આશ્વાસન આપ. એવા અઘોર જંગલમાં એકલા તારી શી દશા થશે? તું શું ખાતો હશે અને શી રીતે રહેતો હશે? શું પીતો હશે? હજી તો પુત્રવધૂના મુખનું પણ દર્શન થયું નથી. એ તો ન થયું, પણ તારું મુખ જોવાનું પણ મારી અભાગિણીને માટે દુર્લભ થઈ પડયું છે. તને ન જોતાં, મારાથી જીવી શકાય એવું પણ રહ્યું નથી. તું જન્મથી આજ સુધીમાં કદી રીસાયો નથી. તો તારામાં આવી નિષ્ઠુરતા કયાંથી? તને પગે લાગું છું. આમ કરીને તારે શું મેળવવું છે? ઘરડાંને સુખી કરવાને બદલે તેં તો દુઃખમાં નાંખ્યાં.

આ વિલાપ સાંભળીને તેનું હૈયું ભરાઈ આવ્યું. રાણી તેને શાંતિ આપતી હતી. એ નમ્ર મુખે અને અશ્રુભરી આંખે, રાજા અને શુકનાસ બેઠા હતા ત્યાં ગયો. એને દૂરથી જ જોઈને મંદર પર્વતથી વલોવાયેલા સાગર જેવો, દુઃખી, વ્યાકુળ રાજા બોલ્યો :

ચંદ્રાપીડ, નાનપણથી જ એક સાથે રહેલા વૈશંપાયન પર તારી જે માયા છે તે હું જાણું છું. પ્રાણથી યે તે તને વધારે પ્રિય છે. આવી પીડા જે પ્રિયજન હોય તેના તરફથી જ કોઈ વાર ઉપજે છે. આ વાત સાંભળીને મને આમાં તારો જ કાંઈક દોષ હોય એવી શંકા આવે છે.

રાજાના આ કથનનો અસ્વીકાર કરી, તેને બોલતો અટકાવી શુકનાસ બોલ્યો :

મહારાજ, આપ તો સાગર જેવા છો. આ સમાચારથી આપનું મન પણ માઝા મૂકે છે. વિનયી કુમાર ચંદ્રાપીડની તેનાં ઉપરની પ્રીતિ હું જાણું છું. તે કોઈ દિવસ એવું કાંઈ કરે જ નહિ. એને એમ કહેવું ઘણું જ અયોગ્ય છે. હું તો એનો જ કાંઈક દોષ જોઉં છું. તેને દુનિયાનું

ભાન નાનપણથી જ નથી. આપે અને મહારાણીએ એને લાડ લડાવીને જ ગાળ્યો છે. એ સુધર્યો નહિ તેમાં ચંદ્રાપીડ પણ શું કરે? નરીઓને ભોગે, પોતાના શરીરમાંથી જ આવાં દુઃખ આપનારા રોગ અને ગૂમડાં જેવાં વ્યાધિઓ જન્મે છે. તે બેશરમ અને દુષ્ટ હોય છે. નીચજનોની બુદ્ધિ બીજાને હેરાન કરવા માટે જ હોય છે. એમનું જ્ઞાન, અભિમાન, પરાક્રમ અન્યને પીડવા અને ધન માટે, તથા જ્ઞાન પ્રતાપ માટે જ હોય છે. એમના બધા જ ગુણો ઊલટે તો દોષ બની જાય છે. આ મૂર્ખે એ પણ ન જોયું કે એના માબાપે વંશ ચાલુ રાખવા અને તર્પણ માટે તેને ઉછેર્યો છે. અને પોતાના મિત્ર ચંદ્રાપીડનું હિત પણ તેણે જોયું, તથા એને આપણી યે પ્રીતિ ન લાગી એની મા એના વિના શી રીતે જીવશે તેનો પણ વિચાર તેણે ન કર્યો. પિતાની રજા લીધા વિના સર્વત્યાગ ન કરાય તે પણ એ સમજ્યો નહિ. અમને દુઃખ દેવા માટે જ એનો જન્મ થયો હશે.

આગ ઝરતી આંખવાળા શુકનાસનું આ કથન ચંદ્રાપીડે, સાંભળ્યું. પિતા પોતાના ઉપર જ દોષારોપણ કરે છે એથી તેને દુઃખ પણ થયું અને રોષ પણ આવ્યો. ધીમે ધીમે તેણે શુકનાસને કહ્યું

મારા પિતાને જ મારા ઉપર વહેમ આવે છે. તો હવે મને તેને લઈ આવવા માટે જવા આજ્ઞા આપો. જ્યાં સુધી તેને લઈ ન આવું ત્યાં સુધી મારા ઉપરની શંકા જશે નહિ. પિતાને જ શંકા આવે તે ત્યાં બીજાને તો શે ન આવે!

શુકનાસે મહારાજાને કહ્યું : કુમાર, એને લઈ આવવા માટે આપની આજ્ઞા માગે છે. તો એમને જવાબ આપો.

આંખમાં આંસુ સાથે, પણ ધીરજથી રાજાએ કહ્યું : ભાઈ, ચંદ્રાપીડ, વિના એ આવશે નહિ એના ઉપરનો તારો સ્નેહ હું જાણું છું. માતા પણ તેને લાવવા માટે તો જવાની રજા તને આપશે જ. તો

તું જા અને એને લઈ આવ. યોગ્ય જોષી પાસે સારુ મુહૂર્ત જોવરાવીને જ જજે.

રજા મળી એટલે આનંદ પામતો અને વૈશંપાયન માટે ખેદ કરતો, કુમાર બેઉ માતાઓ હતી ત્યા ગયો. અને કહેવા લાગ્યો. પિતાજી અને પ્રધાનજીએ મને વૈશપાયનને લેવા જવા માટે આજ્ઞા આપી છે તો. તમે પણ રજા આપો મને પિતાજીએ આ વાત આપને પણ કહેવાની રજા આપી છે.

આ સાભળી વિલાસવતીને આનંદ થયો. પણ મનોરમા બોલી :

વત્સ! તારા જવાની વાત કરીને તુ મને આશ્વાસન આપે છે પણ તે તો નિષ્ઠુર છે. એનો શો વિશ્વાસ? હવે તો તારા વડે જ અમે બેઉ પુત્રવતી છીએ. માટે તારા જવાની વાત મને રુચતી નથી. તું ન જાય એ જ જરૂરી છે.

આ સાંભળી રાણી બોલ્યાં :

બહેન ! એમ ન કહો. તમે કહો છો એમ જ આપણે તો છે. પણ વૈશંપાયન વિના એ કોને જોશે? તેથી ભલે જાય. શા માટે રોકો છો? રોકશો તો પણ એ રહેશે નહિ. એ વિચારીને જ એને રાજાએ પણ રજા આપી હશે. થોડા દિવસ એને ન જોવા છતા યે આપણે ચલાવી શકીશું. પણ વૈશપાયન વિનાના એનુ ગરીબડું મોં આપણાથી રોજ નહિ જોવાય. એના જવાની તૈયારી કરવા, ચાલો, આપણે જઈએ.

આમ રજા મળવાથી આનંદ પામી તે પોતાને મહેલે ગયો. અને જોષીઓને બોલાવી કહ્યુ :

રાજાએ મારા જવા માટે મુહૂર્ત જોવા કહ્યું છે. પણ મારે જલદી જ જવાનું થાય એમ તમે કરો.

જોષીઓએ કહ્યુ : કુમાર, ખરું જોતાં તો આપ અત્યારે જાઓ તે યોગ્ય નથી પણ રાજાને ઠીક લાગે ત્યારે તે પ્રમાણે તે કરે. માટે, અમે તો તમે કહો તેમ કરીએ.

વિશ્રાંત થશે-વગેરે વિચાર આવવા લાગ્યા. પૂરતો આરામ લીધા વિના બનતી ઉતાવળે એ આગળ વધ્યે જ ગયો. પણ માર્ગ ઘણો લાંબો હોવાથી, દિવસ પર દિવસ વીતવા લાગ્યા. અર્ધક ગયો ત્યાં વર્ષા પણ શરૂ થઈ ગઈ. છતા તે દિવસોમા, જ્યારે પણ, અનુકૂળતા મળે ત્યારે રસ્તો કાપતો તે આગળ વધ્યો, એવામાં ત્રીજા ભાગનો રસ્તો બાકી રહ્યો ત્યારે તેણે મેઘનાદને જોયો. એને જોઇ, પહેલાં કાદંબરીની નહિ પણ વૈશંપાયનની જ વાત પૂછી છે. એમ વિચારી પૂછ્યું :

તેં વૈશંપાયનને અચ્છોદને કિનારે જોયો છે ? એ શું કરે છે અને શા માટે ત્યાં રોકાયો છે ? એ શરીરે સુખી તો છે ને ? એણે કાંઇ માતાપિતાને કે મને કહાવ્યુ છે ? તે એને પાછા આવવા કહ્યું હતું ? તેણે શો જવાબ આપ્યો ? એ આવશે ? મને મળશે ? સમજાવીશુ તો સમજીને પાછો આવશે ? એ આખો દિવસ શુ કરે છે ?

જવાબ મળ્યો : "મહારાજ, મને વૈશંપાયનની કોઈ ખબર નથી. હું અચ્છોદ સુધી ગયો પણ નથી. વર્ષાઋતુ આવી છે તેથી કદાચ તમને મહારાણીબા કે મહારાજ તારાપીડ કદાચ રોકે, એટલે મારે એકલાએ આ પ્રદેશમાં ન રહેવું, અમે તો પહોચી ગયા જેવા જ છીએ, એમ કહી કેયૂરક અને પત્રલેખાએ મને પાછો મોકલ્યો છે."

ચંદ્રાપીડે પૂછ્યુ :" તને શુ લાગે છે ? પત્રલેખા આજસુધીમાં પહોંચી ગઈ હશે ?"

"મને લાગે છે કે કોઇ ખાસ વિઘ્ન નહિ આવ્યું હોય તો તો જરૂર પહોંચી જ હશે" એવો જવાબ મળ્યો.

એ સાંભળીને તે ઝડપભેર અચ્છોદ સરોવરે પહોંચ્યો અને રાજસેવકોને કહ્યું :

"તમે સૌ ઝડપથી તપાસ કરો. કદાચ આપણાથી શરમાઈને વૈશંપાયન દૂર પણ ખસી જાય. ચારે તરફ ધ્યાન આપો."

આવતા અંકમાં પૂરું થશે. ]

# વનસ્પતિ–સૃષ્ટિ

શાન્તિલાલ ઠાકર એમ. એ.

ખેતીપ્રધાન હિંદમાં પહેલેથી જ વૃક્ષની મહત્તા ગવાતી આવી છે. હિંદમાં જનકરાજા સોનાના હળથી ખેડતા હતા, અને તે વખતે તેમને 'સીતા'ની પ્રાપ્તિ થઇ એવી આખ્યાયિકા છે. 'સીતા'નો અર્થ જ ખેડવા માટે ઇલાયદી રાખેલી ભૂમિનો ખંડ–ટુકડો. દરિયાઇ જીવનપ્રધાન ઇંગ્લંડમાં જેમ પાટવી રાજકુંવર, ખલાસી જીવનની મહત્તા પ્રજામાનસમાં સ્થાપવા, નૌકા ચલાવવાનું કામ થોડોક વખત પણ કરે તેવી પ્રથા છે, તેમ હિંદમાં પણ હશે તેમ જનકની વાત પરથી લાગે છે. સ્મૃતિમાં કહે છે કે–पञ्चाम्ररोपी नरक न याति। પાંચ આંબા રોપનાર મનુષ્ય નરકમાં ન જાય, અર્થાત્ સ્વર્ગમાં જાય. તે વચનની પાછળ પણ વૃક્ષારોપણનુ માહાત્મ્ય સમજાવવાનો આશય સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. 'કુમારસંભવ'માં કવિકુલગુરુ કાલિદાસે દેવદારના વૃક્ષને શંકરપ્રિયા પાર્વતી સુવર્ણકુંભમાંથી પાણી પાતાં, એટલે તેને કાર્તિકેયની સમાન કક્ષામાં મૂકી, ગૌરીનાં 'પયનો રસજ્ઞ' કહી વર્ણવ્યો છે. તે જ કવિએ 'શાકુંતલ'માં શકુંતલાને, સાસરે જતી વખતે, પોતાની પ્રિય માધવી લતાને નક્કી કરેલા આમ્રવૃક્ષ સાથે પરણાવવાની ચિંતા કરતી, અને તે કાર્ય–અને સાથે સાથે પોતાના બીજા વહાલા ફૂલછોડને જલસિંચન કરવાનું કાર્ય, પોતાની સખીઓને–પ્રિયંવદાને અને અનસૂયાને સોંપતી વર્ણવી છે. શકુંતલા તો આશ્રમકન્યા હતી, વનવગડાની રૂપસુંદરી હતી, માટે જ દુષ્યન્ત તેનામાં રાજમહેલનિવાસી રાણીઓ કરતાં પણ વધારે રૂપ નિહાળે છે.–તેને ફૂલ વહાલાં હતાં, છતાં તે આભૂષણ માટે ફૂલ ચૂંટતી નથી, ફૂલછોડને પાણી પાયા સિવાય તે પોતે પાણી પીતી નથી, વૃક્ષો પર જ્યારે પ્રથમ વાર ફૂલ બેસે છે ત્યારે તે ઉત્સવ મનાવે છે–આવી તેને પુંપપ્રિયા રસિકશિરોમણિ કવિ કાલિદાસે ચીતરી છે.

શ્રી અરવિંદ આશ્રમમાં રહેતાં માતાજીએ વૃક્ષોને સૂર્યપ્રેમી—જીવનપ્રેમી—પ્રકાશપ્રેમી કહ્યાં છે, અને તેટલા માટે તો જ્યારે સૂર્ય આથમવા માટે પશ્ચિમ આકાશની ક્ષિતિજરેખા નીચે ડૂબતા જાય છે ત્યારે ઝાડમાંનો રસ–નિર્યાસ તેની નસો દ્વારા ઊર્ધ્વગતિ કરતો કરતો, તેની ટોચ પર પહોંચે છે, અને ત્યાંથી છેલ્લી ક્ષણે પણ બને તેટલો જીવનપ્રકાશ આત્મદેવ સૂર્ય પાસેથી ચૂસવો, તે કાજે પ્રયાસ કરે છે! એક ખ્રિસ્તી આંગ્લ કવિ વૃક્ષોને 'rooted prayers'—મૂળ નાખીને, પૃથ્વીતલમાંથી ઊગી, પ્રભુ તરફ આકાશ પ્રત્યે શાખાબાહુઓ પ્રસારતી, મૂર્તિમતી પ્રાર્થનાઓ કહી વર્ણવે છે. કેટલું સુંદર સૂચક, અધ્યાત્મરહસ્યપૂર્ણ રૂપક!

વૃક્ષોનો નાશ થવાથી, વરસાદની ખેંચ રહે છે; ભૂમિ હરિયાળીભરી આંખને ઠારતી નથી, પણ શુષ્ક, નીરસ રણ જેવી સૂકી બની જાય છે; અનાજની અછત રહે છે, ફળો દ્વારા મળતાં પૌષ્ટિક તત્ત્વો મળતાં નથી, ફૂલોની કવિતા અને સૌરભ જીવનમાંથી અદૃશ્ય થઈ જાય છે, બાળકોને કુદરત જ રંગબેરંગી ફૂલો દ્વારા જે કળાની કેળવણી આપે છે તે અટકી પડે છે, કુદરતની મનોહારિતા, આકર્ષકતા, રમણીયતા, રંગભરી ભભક ઘટી જાય છે, અને તેટલા પ્રમાણમાં માનવજીવનની ઉષ્મા, રંગરમત, તાઝગી, પ્રસન્નતા, શીતલતા, આહ્લાદકતા પણ ઘટે છે.–આ તો સામાન્ય રીતે જ સમજી શકાય તેવી હાનિઓ છે.

વનસ્પતિ સૂર્ય પાસેથી જે પોષણતત્ત્વ ચૂસીને મેળવે છે, તે જ માણસો શાકભાજી અને ધાન્યનો આહાર કરી મેળવે છે, અને જીવન ટકાવી રાખે છે. જે યોગીઓ આ રીતે વનસ્પતિ દ્વારા જીવનશક્તિ મેળવવાને બદલે, બારોબાર સૂર્યમાંથી જ જીવનશક્તિ મેળવે છે, તેઓ સૂર્યપં-'પ' સૂર્યને–તેનાં તેજકિરણોને જીવનપ્રકાશને પીવાનું તપ તપે છે, એમ ...તિમાં કહ્યું છે. ઉપનિષદમાં પણ સંતતિની ઉત્પત્તિનું વર્ણન કરતાં, ...શમાંથી જીવતત્ત્વ વાયુમાં જાય છે, ત્યાંથી અગ્નિમાં—વીજળીમાં, ત્યાંથી

વરસાદ સાથે—જલતત્ત્વ સાથે પૃથ્વી પર, પૃથ્વીનાં પેટાળમાંથી વનસ્પતિમાં, તે આહાર રૂપે પુરુષમાં, ત્યાં તેથી વીર્યરૂપે પરિણમે છે, ત્યાંથી સ્ત્રીની યોનિમાં, અને ત્યાંથી તે જીવતત્ત્વ બાળકરૂપે અવતરે છે. આમ આ જન્મ-પરંપરામાં પણ વનસ્પતિનુ ચોક્કસ સ્થાન છે.

વળી વૃક્ષો કાર્બન ખાય છે, જે આપણે માટે ઝેરી વાયુ છે; અને ઓક્સીજન છોડે છે, જે આપણે માટે પ્રાણવાયુ છે. આ રીતે કુદરતે માનવીઓને અને વૃક્ષોને પરસ્પર ઉપકારક બનાવ્યાં છે, સામસામા પલ્લામાં બેસાડી વિશ્વયોજનાની સમતુલા જાળવી રાખી છે.

ઈંગ્લંડમાં પણ જ્યારે છઠ્ઠો જ્યોર્જ રાજા અને રાણી એલિઝાબેથ ૧૯૩૭ની ૧૨મી મેએ ગાદીએ બેઠો, ત્યારે વૃક્ષારોપણનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તે લોકો પણ નાતાલ—વૃક્ષ દ્વારા, કારુણ્યમૂર્તિ ઇશુ ખ્રિસ્તના જન્મનો આનંદ-ઉત્સવ મનાવે છે તેમનામાં લોરેલવૃક્ષની ડાળીઓ કીર્તિનું પ્રતીક ગણાય છે, અને વિલોવૃક્ષનાં પાંદડાં શોકત્વચક ગણાય છે.

કેટલાંક વૃક્ષો ઐતિહાસિક બની ગયાં છે. ૨૩૦૦ વર્ષ જૂનું પુરાણું સિલોનનુ બોવૃક્ષ; જેની નીચે ભગવાન બુદ્ધને બોધિજ્ઞાન પ્રગટ્યું હતું તે બોધગયાનુ બોધિવૃક્ષ; ડોડોનાનું ઓકવૃક્ષ; ઈંગ્લંડમાંનું બોસ્કોબેલ ઓકવૃક્ષ; ગુએર્નિકાનું વૃક્ષ; એડનના બાગમાંનું, આદમને પ્રલોભન કરનારું જ્ઞાનવૃક્ષ;—જે હમણાં ૬૦૦૦ વર્ષ પછી જ કરમાઈ ગયું!—જેની નીચે વિવેકાનંદના ગુરુ શ્રીરામકૃષ્ણ પરમહંસે સાધના કરી હતી તે કાલીના મંદિરમાં આવેલું આમલીનુ વૃક્ષ; શ્રીકૃષ્ણચંદ્રે ભગવદ્ગીતામાં જેને પોતાની પરમ વિભૂતિ તરીકે ઓળખાવ્યું છે તે અશ્વત્થ—પીપળો અથવા વટવૃક્ષ—આમ અનેક વૃક્ષો ઐતિહાસિક પણ બની ચૂક્યાં છે. ઋગ્વેદમાં જે સોમવલ્લી તરીકે વિખ્યાત છે, અને જેના રસને પીને, બ્રાહ્મણો પરમ આનંદની

અવધિ અનુભવતા હતા તે વેલ; ભગવાન શંકરની ત્રણ આંખોની યાદ આપતાં, અને ત્રિશૂલ પેઠે પત્રત્રયીવાળાં જેને પાન થાય છે તે પવિત્ર બીલીનું વૃક્ષ; વૃન્દાનો પતિ જાલંધર તેના સતીત્વથી મરતો ન હતો. તેને મારવા વૃન્દાને ભગવાને જાલંધરનું રૂપ લઇ છળી, અને પરિણામે તે બંનેએ સામસામા શાપ આપ્યાલીધા, અને વૃન્દા તુલસી થઇને જન્મી, જેના પાન સિવાય ભગવાન કોઇપણ નૈવેદ્યનું ગ્રહણ કરતા નથી; તે મેલેરિયાનાશક, ગરમી આપનાર, પરમપવિત્ર, આરોગ્યપ્રદ તુલસીનો છોડ; અફીણના બંધાણીઓને માતારૂપ ખસખસનો છોડ; આધુનિક કાલમાં વધારેમાં વધારે પ્રચલિત બનેલી ચાનો છોડ—આમ અનેક વૃક્ષો અને છોડ ઐતિહાસિક, ધાર્મિક અને વ્યસનવિષયક માહાત્મ્ય ધરાવે છે!

તે સિવાય કેટલાંક વૃક્ષો અને કેટલાક છોડ અમુક પ્રકારની ખાસ શોભા અને ખાસિયત ધરાવે છે. લજામણીનો છોડ, શરમાળ મુગ્ધાની પેઠે, સ્પર્શ કરતાં લજાઇ જાય છે. સ્વર્ગમાં નંદનવનમાં આવેલું કલ્પવૃક્ષ—પારિજાત ઇન્દ્રની તથા દેવોની બધી જ કામનાઓ પૂર્ણ કરે છે એમ મનાય છે. અશોકવૃક્ષ સુંદર રમણીઓના નૂપુરઝંકૃત ચરણોનું તાડન પ્રાપ્ત કરે છે, ત્યારે જ પુષ્પિત થાય છે એવી સંસ્કૃત સાહિત્યમાં કવિઓની માન્યતા પ્રવર્તે છે. કુરબક વૃક્ષ પર જ્યારે રૂપસુંદરીઓ પોતાના મુખ વડે મધુ (સુરા) પીને કોગળા કરે છે, ત્યારે જ તેને ફૂલ બેસે છે!· પ્રિયંગુ લતાને જ્યારે તે રમણીઓ આલિંગન આપે છે, ત્યારે જ તે મ્હોરે છે! હિંદના પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી શ્રી જગદીશચંદ્ર બોઝે (વસુએ) પ્રયોગાત્મક રીતે સિદ્ધ કરી બતાવ્યું છે કે વૃક્ષોમાં ચેતના છે, તેનો તો આ પુરાવો નહિ હોય! ઉચ્ચ, શ્વેતરંગી યૂકેલિપ્ટસનું ઝાડ ઊંચું અને પાતળું હોય છે, અને પવિત્રતા તથા શોભાના ચિહ્નરૂપ ગણાય છે. અશોકવૃક્ષ અશોક રાજાની માફક ગૌરવપૂર્ણ હોય છે. ચંદનવૃક્ષની અંદર મધુર માદક સુગંધ રહે છે. અને તેથી તે સર્પોને પ્રિય હોય છે. કામિનીવૃક્ષ ધોળા તારા જેવાં

ફૂલવાળું, કૌમુદીમાં ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરતું, મધુર માદક હોય છે. લીમડાના શીતળ છાયાવાળા વૃક્ષ પર ખિસકોલીઓ દોડાદોડ કરે છે, અને કાગડાઓ આરામ લે છે; તે મનુષ્યને રોગમાં અને આરોગ્યમાં મિત્રની ગરજ સારે છે. આમલીના વૃક્ષની ગંભીર ઘટા થાકેલા મુસાફરને તાપમાં બે ઘડી આરામ અને શીતળતા આપે છે. આંબો તેનાં સુમિષ્ટ મધુર પોષક ફળ દ્વારા–કેરીઓ દ્વારા ગરીબ લોકોને બારે માસ માટે તાકાત અને પોષણ પૂરું પાડે છે. કમળ સૂર્યપ્રેમી છે, અને કુમુદ ચન્દ્રપ્રેમી છે. સૂર્યમુખી જ્ઞાન સમાન વિશાળ છે, ગુલાબ સમર્પણનું પ્રતીક છે, અને મોગરો ચૈત્યની શુદ્ધિનું સૂચક છે.

કેટલાંક વૃક્ષોની પાછળ દંતકથાઓ સંકળાયેલી હોય છે. વિલોવૃક્ષ માટે ઇંગ્લંડમાં એવી કથા છે કે તે મૂળ એક માછીમાર હતુ. તે આખો દિવસ માછલાં પકડવાનું જ કામ કરતો. તે કોઇ દિવસ નગરદેવતાને નમસ્કાર કરવાની ફુરસદ કાઢતો નહિ. પરિણામે, ગુસ્સે થઇને, એક દિવસ જ્યારે તે નદીમાં એકાગ્રતા જોતો જોતો નદીતટે ઊભો હતો, ત્યારે નગરદેવતાએ તેને ઝાડ બનાવી દીધો! તે શોકમૂર્તિ વિલોવૃક્ષ!

મેલેરિયા માટેનો રામબાણ ઇલાજ ક્વિનાઇન છે. તે ક્વિનાઇન સિન્કોના વૃક્ષમાંથી બને છે. તે વૃક્ષની બાબતમાં દંતકથા એવી છે કે પેરૂમાં, કુદરતી ગોદમાં, એક અસંસ્કૃત જાતિ રહેતી હતી. ખેલવું, ખાવુ, નાચવું અને શિકાર કરવો આ તેમની રોજિંદા જીવનની કથની! એક દિવસ તેમના દેશમાં મોટું વાવાઝોડું થયું. પરિણામે કેટલાંક ઝાડ (સિન્કોના) મૂળમાંથી ઊખડીને પાસેના સરોવરમાં પડી ગયાં! પરિણામે તે પાણી કડવું થઈ ગયું. એટલે તેઓ દૂર સુદૂર બીજું સરોવર શોધવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ પાસે સરોવર જ નહતું. એટલે તેમને મન પાણીનું મૂલ્ય વધી ગયું. પછી એક વાર તે ટોળીમાંના બે માણસો તાવથી માંદા પડ્યા. તેમને કંઠમાં શોષ પડવા માંડ્યો. દૂરદૂર સુધી બીજા મીઠા પાણીન.

સરોવર સુધી ચાલવાની તો તેમનામાં શક્તિ જ ન હતી એટલે તેમણે પેલા કડવા પાણીવાળા સરોવરનું પાણી પીધું પરિણામે એકબે દિવસમાં જ તેમનો મેલેરિયા દૂર થયો અને તે સાજા થઇ ગયા! આ રીતે કિવનાઇનની શોધ પેરૂમા થઇ!

ચેરીવૃક્ષને ધોળા મ્હોર થય છે જાપાનમા તે બહુ થાય છે અને જાપાન પુષ્પપ્રિય દેશ છે તેમના ઘરોમાં પણ કલામય રીતે ફૂલની ગોઠવણી રોજ કરવામા આવે છે અને દરરોજ તેને બદલી, તેની ચિત્રાકૃતિમાં ફેરફાર કરવામા આવે છે એક બાળકને ચેરીવૃક્ષ પર બહુ જ વહાલ હતું તે ઘરડો થયો ત્યાં સુધી તે રોજ તે વૃક્ષ પાસે જાય અને તેની સાથે વાતો કરે તેમની બેની વચ્ચે ઊંડો આત્મિક સબંધ બંધાઇ ગયો હતો એક દિવસ તે પોતાના બાગમા ગયો, ત્યારે તેણે પેલા ચેરીવૃક્ષને કરમાઇ જતુ–મરતુ જોયું! તે પેલા ઝાડને બાઝીને સૂઇ ગયો–જેથી પોતાના દેહની હૂંફ લઇ તે ઝાડ મરતુ બચે! કુદરતને કરવુ તે બાબર અને હુમાયુના જેવુ જ તેમના બેના કિસ્સામા બન્યુ! જેમ માત્ર હુમાયુ પોતાના પિતા બાબરની બદગીથી બચી ગયો અને બાબર તેને બદલે મરી ગયો તેમ પેલો વૃદ્ધ માણસ મરી ગયો, અને બીજે જ સવારે તે ચેરીવૃક્ષ સજીવન થયુ, અને રૂપેરી ફૂલોથી હસી ઉઠયુ! આમ વૃક્ષો સાથે ઘનિષ્ઠ સબંધ પણ રાખી શકાય છે!

આમ વૃક્ષ જગતની યોજનામાં અગત્યનુ સ્થાન ધરાવે છે મનુષ્યનો મિત્ર મદદગાર અને ઉપકારક છે સૌન્દર્યપૂર્ણ શણગાર છે સૌરભ અને જાતજાતની સુગંધની આશ્ચર્યમય પેટિમારૂપ છે, આરોગ્યદાતા છે પોષક ... પ્રકાશ અને જીવનને ઊંડી આધ્યાત્મિક ઉપદેશનો દાતા છે અને ... ષ્ય સાથે જીવંત સબંધ બહુ જ ઘનિષ્ઠતાથી બાંધવાનુ સામર્થ્ય

# સામાન્ય ક્ષતિ !

પ્રિયબાલા શાહ એમ. એ.

**માહ** મહિનાનો ઠંડો પવન વરણા નદીના સ્વચ્છ જળ પરથી વહી રહ્યો છે. કાશીની મહારાણી સેંકડો સાહેલી સાથે શહેરથી ઘણે દૂર ચંપકવનમાં પથ્થરના ઘાટ પર એકાન્તે સ્નાન કરવા માટે જાય છે.

રાજાના હુકમથી તે માર્ગ અને તે ઘાટ આજે પ્રભાતમા નિર્જન છે. પાસે જે થોડાં ઝૂંપડા હતા તે છોડીને લોકો ચાલ્યા ગયા છે. તેથી નદીતીર સ્તબ્ધ અને ગંભીર છે. ફક્ત પક્ષીઓનુ કૂજન વનમાં સંભળાય છે.

આજે ઉત્તરના વાયુથી નદી ઉતાવળી વહી રહી છે. સોનેરી પ્રકાશ જળ પર પથરાઈ રહ્યો છે. જળ પોતાનામાં મસ્ત રહીને આનંદથી કલરવ કરી રહ્યુ છે. લાખો માણેક જડેલી ઓઢણી ઓઢીને જાણે કે નદી નાચતી-ચાલે છે. સ્ત્રીઓના કંઠરવથી જાણે કે નદીનો કલરવ આજ લજવાઇ રહ્યો છે. કમળની દાંડીઓ સાથે રમત રમીને સખીમંડળે નદીને ઉલ્લાસમયી બનાવી દીધી છે. અને વાતચીતથી અને હાસ્યથી જાણે આકાશ ભરાઇ ઊઠ્યું છે. આ રીતે સ્નાનક્રિયા પતાવીને બધી સખીઓ નદીકિનારે આવી. રાજરાણીએ તો તરત જ આજ્ઞા કરી કે "હુ ટાઢે મરું છુ. મારુ આખું શરીર ટાઢીથી કંપી ઊઠે છે. અરે સાહેલીઓ ! ટાઢ ઉડાડવા માટે ઝટ અગ્નિ સળગાવો."

સાહેલીઓ લાકડાની શોધમાં કુસુમવનમા ગઇ. કૌતુકથી પાગલ બનીને સૌ સાહેલીઓ ડાળીઓ તાણવા લાગી. પરન્તુ તરત જ રાણીએ સૌને બોલાવીને હસતે મુખડે કહ્યુ, "અરે, અહીં આવો. અહીં નજદીકમાં કોઇકની ઝૂંપડી દેખાય છે. અરે એ ઝૂંપડીને જ આગ લગાડો જેથી હું મારા હાથપગ શેકી શકું." આટલું કહીને રાણી તો હસી પડ્યાં.

# આકાશ

પ્રો. ભગવાનલાલ લ. માંકડ એમ. એ., બી. ટી.

હું તો આકાશ છુ—અરૂપ, અસંગ-અરંગ અનાદિ અને અનંત. હું તો આવરી રહું છુ સકલ બ્રહ્માંડોને અને સેવુ છું સહુને, માતા બાળકોને સેવે છે તેમ.

હું જોઉ છુ મારા મુખમંડળને આવરવા માગતાં વાદળાઓને— તેઓના આદિને, વિકાસને અને અંતને, તેઓની ધીરી પણ સતત ગતિને અને મનમાં ને મનમાં હસુ છુ તેઓના આશયને અને તેઓના વિષયને તેઓની રમતને અને તેઓની ગમ્મતને,

એ અવલોકન છે મારા સતત આનંદનું કારણ-મારી અનંત પ્રસન્નતાનો હેતુ

હું જોઉં છુ અને અવલોકું છુ મારા અવકાશમા વાયુ કે વાયુઓની ગતિને અને તેઓની સંતાકુકડીશી વાદળાઓ સાથેની રમતને. હું આનંદ પામું છુ તે જોઇને ..જેમ બાળકોની નિર્દોષ ક્રીડાને જોઇને માબાપ આનંદ પામે તેમ

એ બધાના આશયને હું જાણું છું, સમજુ છુ અને કદર કરૂ છુ. તેઓની દૃષ્ટિએ હું તેઓથી અંકાઉં છું, તેઓની દૃષ્ટિએ બાધિત થાઉં છું. તેઓની દૃષ્ટિએ સુરંગી કે કુસંગી બનુ છુ

પરંતુ હુ તો આકાશ છું, નિર્બંધ, નિસંગ અને નિરતિશય... એ તેઓ જાણે છે.'

# નિરવધી આનંદ

અવિનાશ ગજાનન મુનશી

પેલાં ખળખળ વહી જતા નદીના નીરને ક્યારેય થાક નહિ લાગતો હોય ?

પેલાં લીલાં મનહર પાંદડાંને પવન સાથે ગેલ કરતા ટાઢ કે તડકો કાંઇ જણાતું નહિ હોય ?

પેલાં હરપળે આળોટતાં વાદળાને ક્યારેય લાંબા થઈને સૂઈ જવાનું મન નહિ થતું હોય ?

એમને ક્યારેય થાક નથી લાગતો, ક્યારેય ટાઢ-તડકા નથી લાગતાં, ક્યારેય લાંબાં થઇ સૂવાનું મન નથી થતું; ત્યારે મને કેમ થાક લાગે છે ? શા માટે હવામાનના ફેરફાર સહન નથી થતા ? કયાં કારણોથી લાંબાં થઈ સૂઈ જવા મન વારંવાર ટોકયાં કરે છે ?

કેટલા યે વખત સુધી હું એમની સામે ટગર ટગર જોઈ રહું છુ. ત્યારે કોણ જાણે કેમ મારામાં આનંદ ગિતો લાગે છે. હું જોઈ શકું છું કે એ નદીનાં નીર, ગેલ કરતાં પલ્લવો, કે આભમાં આળોટતાં વાદળાઓ, બધાં જ આનંદમય છે. એમનું ગીત, નૃત્ય, મસ્તી એ બધું જ એમનામાં રહેલા આનંદનું જ પરિણામ છે.

સરળતા પડે છે. વક્તૃત્વશક્તિ ખીલવે છે. "હકાઇમાં એટોમિક બોમ્બ વાપરવા કે નહિ" એવા ગંભીર વિષયો ઉપર પણ સુંદર વિવેચન અને છટાદાર ભાષણ તેઓ આપી શકે છે. માટીના લોચામાંથી સુંદર દેડકાઓ બનાવી તેમને રંગોથી સુશોભિત પણ કરે છે.

પર્યટણ

આ રીતે સભ્યો ખેતીવાડી તથા શહેરની અનેક પ્રવૃત્તિઓમાં વળગ્યા રહે છે એટલું જ નહિ, પણ ઉનાળામાં અમેરિકાની મુસાફરીએ જાય છે, આનંદ કરે છે, મગજને તાજું કરે છે. તેઓ સારી રીતે જાણે છે કે, "All work and no play makes Jack dull." તરવાની કસરત, ધનુર્વિદ્યા, નાચવાની તથા બંદૂકથી શિકાર કરવાનું કામ પણ કરે છે. મતલબ કે કામની સાથે રમતગમતો ઉપર પણ પૂરતું લક્ષ આપે છે. તેઓ રેડીઓ સાંભળે છે, સંગીત વગાડે છે, ગવર્નમેન્ટ નાણું, ટિકિટો તથા બન વગેરે કેવી રીતે બનાવે છે તે જોવા વોશિંગ્ટન જાય છે; અને ત્યાંથી ખેતીવાડીમાંથી અનાજ વધારે પકવવાની રીતો વગેરે શીખી લાવે છે. ત્યાં સસલાં ઉછેરવાનું તથા ખેતીવાડી માપવાનું પણ શીખે છે. તમાકુ પકવવામાં ઉત્તમ પારિતોષિક મેળવે છે.*

આજે જ્યારે હિંદ આઝાદ થયું છે ત્યારે, હિંદના—ગુજરાતના યુવાનો તથા કિશોરો અમેરિકાની આ 4 H સંસ્થા જેવી સંસ્થાઓ વિશે તેમજ બીજા દેશોમાં જેવા કે જર્મની, સ્વીટ્ઝર્લેન્ડ, નોર્વે—સ્વીડન, જાપાન વગેરે, આવી આવી પ્રવૃત્તિઓ ચાલુ હોય તે વિશે માહિતી મેળવવી જોઇએ અને કામ કરવાનું પણ શરૂ કરી દેવું જોઇએ. તો જ આપણે માટે નવાં નવાં અનેક ક્ષેત્રો ખુલ્લાં થશે અને બી. એ. કે એમ. એ થઇને બહાર નીકળતાં જે બેકારીનો હાઉ આપણી સમક્ષ ખડો થાય છે તે દૂર થશે.

ગવર્નમેન્ટ હાઇસ્કૂલ,
મોમ્બાસા (આફ્રિકા)



* નવેમ્બર ૧૯૪૮ National Geographic Magazineમાં 4 H. Boys and Girls Grow More Foodનો સારાંશ

અનુસંધાન પૃ. ૪૨૯ ]
કરીએ કે "મારા મિત્રને સજા થઈ તે મારો છવ તો બળ્યો પણ એણે સરકારનો ગુનો કર્યો તો તેને સજા કરવી એ સરકારની ફરજ છે. આના ઉપરથી હું એ પાઠ લઇશ કે મારે આવું ન જ કરવુ જોઇએ."

આપણે જો સ્વરાજ્યને શોભાવવા માગતાં હોઈએ, જો તેને સુરાજ્ય' બનાવવા માગતાં હોઈએ, જો હિંદી સંસ્કૃતિનો દુનિયામાં ડંકો વગાડવા ઇચ્છતાં હોઇએ, તો પંડિત જવાહરલાલ, કે સરદાર વલ્લભભાઈ કે શ્રી. મોરારજીભાઇ અમુક વસ્તુ કેમ નથી કરતા તેની ચિંતા છોડી દઇએ. એ લોકોની શુદ્ધ ભાવના તથા બુદ્ધિ ઉપર શ્રદ્ધા રાખીને આપણે શું કરી શકીએ તેનો જ વિચાર કરી તેટલું જ અમલમા મૂકીએ તો બસ છે.



## સરખાઇ ક્યારે ?

સુખી ધનવાન જોઇ, સાધુ કહે પ્રભુ ભજો,
સાધન સંપન્ન છો, ને ભાગ્ય બહુ સારું છે.
વણજ વધી ગયો છે, ઉપાધિનો પાર નથી,
જરી સરખાઈ થતાં, ભજવાનું ધાર્યું છે !
કંગાલને જોઈ, પછી સાધુ કે' ભજન કરો,
ભવજલ તરવાનું આ તો ખરું બારું છે.
ગરીબી હઠે, ને વળી જરી સરખાઈ થતાં,
રાત દિન પ્રભુ ભજવાનું મન મારું છે !

'શરોદ'

# ॐ પ્રસ્થાન-પ્રકાશનો ॐ

## રાષ્ટ્રીય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| પ્રેમનો દંભ | ૨-૮-૦ |
| નવો અવતાર ભા. ૧ થી ૩ | ૬-૦-૦ |
| દૃષ્ટિપરિવર્તન | ૨-૮-૦ |
| કેદગલિ ભા. ૨ | ૨-૮-૦ |
| લગ્નસુખ | ૨-૮-૦ |

## શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ચતુરંગ અને બે બહેનો | ૨-૮-૦ |
| નૌકાડૂબી | ૫-૦-૦ |

## બૃહદ્‌ગ્રંથાવલિ

| | |
|---|---|
| ક્રાન્તિકારની આત્મકથા ભા ૧-૨ | ૫-૦-૦ |
| ગાતા આસોપાલવ | ૩-૦-૦ |
| દ્વિરેફની વાતો ભા. ૨ | ૨-૮-૦ |
| લગ્નપ્રપંચ | ૫-૦-૦ |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| રશિયાનું ઘડતર | ૪-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૩-૦-૦ |
| સાબરમતી | ૨-૮-૦ |
| ખાંડાની ધાર | ૪-૦-૦ |
| દિનચર્યા | ૩-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવ અંક | ૨-૮-૦ |
| ચુંબન અને બીજી વાતો | ૨-૮-૦ |
| શહીદનો સંદેશ | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ | ૧-૦-૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧-૦-૦ |
| મને એ નહિ સમજાય | ૦ ૧૨-૦ |

## સરસ્વતી ગ્રંથમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૬-૦ |
| અમેરિકાનું સ્વા. યુદ્ધ | ૦-૮-૦ |
| ક્રાન્તિ | ૦-૧૨-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૬-૦ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | -૧૨-૦ |
| વીરની હાકલ | ૧-૮-૦ |
| ,, ભા. ૨ | ૦-૬-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૮-૦ |
| ગાંધીકૃત આશ્રમ | ૨-૦-૦ |
| લૂંટાતું હિંદ | ૦-૬-૦ |
| ગુલાનું કમળ | ૦-૦-૬ |
| ક્રાન્તિને માર્ગે | ૦ ૮-૦ |
| રૂપિયાનું ઝાડ | ૦-૧૦-૦ |
| પરદેશી કાપડની હરીફાઈ | ૧-૦-૦ |
| ચબૂતરો | ૧-૦-૦ |
| ફોધા ભગતની કડવી વાણી | ૧-૦-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૧-૦-૦ |
| કળિયુગ | ૦-૬-૦ |
| કન્યાને પત્રો | ૦-૧૨-૦ |
| જીવનચર્યા | ૧-૦-૦ |
| રશિયામાં ડોકિયું | ૧-૦-૦ |
| જાપાનની યાત્રા | ૧-૦-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૬-૦ |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૧૨-૦ |
| લગ્ન કે પ્રપંચ ? | ૧-૦-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૧૨-૦ |
| કૂઆવા | ૦-૬-૦ |
| આપણો આહાર | ૦-૧૨-૦ |
| ગિરિરાજ આબુ | ૧-૦-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | ૨-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : પ્રાર્થના સમાજ મંદિર અમદાવાદ**

---

પ્રકાશક: રણછોડજી કેસુભાઈ મિસ્ત્રી, ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અ
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, : અમદાવાદ